# ઇતા અને બીજી વાતો

ગુલાબદાસ બ્રોકર



સોલ એજન્ટસ
આર. આર. શેઠની કંપની : મુંબઇ ૨

અર્પણ

પૂજ્ય સદ્દગત બાને—

થઉં જન્મોજન્મે શિશુ તુજ હું ને માત મુજ તું.

# નિવેદન

જેલમાં લેખનસામગ્રી રાખવાની છૂટ મેળવી ત્યારે સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે આ છૂટનું પરિણામ કોઇ દિવસ પુસ્તકરૂપે નિહાળવા મળશે. સહુએ લેખનનાં સાધનો માગ્યાં ત્યારે કશા પ્રયોજન વિના મેં પણ માગી લીધાં. અને હવે આ સાધન આવી પડ્યું તો કૈં લખવું પણ જોઇએ તેમ લાગતાં એક બે વાર્તાઓ પણ લખી. જેલમાંથી બહાર આવતાં એ વાર્તાઓ અને બીજું કૈં લખવાંની વૃત્તિ વર્ષો સુધી દબાયેલી જ રહી.

મુ. રામનારાયણભાઈની અકસ્માત થયેલી ઓળખાણે એમાંની વાર્તાને પ્રસિદ્ધિમાં મૂકી. અને પછી તો વાર્તાઓ લખાતી જ રહી. એ વાર્તાનો સંગ્રહ આજે વાચક જનતા આગળ મૂકતાં હર્ષ થાય છે.

થોડું આ વાર્તાઓ સંબંધી. 'લતા શું બોલે ?' નામની વાર્તા પ્રસ્થાનમાં પ્રસિદ્ધ થતાં ભાઈશ્રી ત્રિશૂળ તેને આગળ લંબાવવા લલચાયા. એમ જુદા જુદા લેખકોએ એનો પ્રવાહ પોતપોતાની રીતે વહેતો રાખી આઠેક અંક સુધી 'લતા' ને નામે તે વાર્તાને ચલાવી. 'લતા' નામ મને ગમ્યું અને મેં પણ મારા પુસ્તકનું નામ 'લતા અને બીજી વાતો' રાખવાનું નકી કર્યું. છતાં મૂળ વાર્તાનું નામ 'લતા શું બોલે ?' હોવાથી, અને આ સંગ્રહમાં એને જ સ્થાન હોવાથી અહીં એ વાર્તાનું મૂળનામ 'લતા શું બોલે ?' જ રાખ્યું છે. નામો સંબંધી કંઈ ગેરસમજ ન થાય માટે આટલો ખુલાસો અહીં જરૂરનો ધારું છું.

આમાંની અર્ધોઅર્ધ વાર્તાઓ પ્રસિદ્ધ થઈ છે, અર્ધોઅર્ધ અપ્રસિદ્ધ છે. સુરબ્બીઓનો સ્નેહ અને મિત્રોનો સદ્ભાવ આ રૂપે પુસ્તકને વહેતું મૂકે છે. એ વહેણનું અંતિમ ભાવિ તો સૌથી મોટા વિવેચક વાચકવર્ગના જ હાથમાં છે.

મુ. શ્રી. રામનારાયણભાઇએ બીજાં કામો હોવા છતાં પરિચય લખવાનું સ્વીકાર્યું તે માટે તેમનો ઉપકાર માનું કે આમાંની દરેક વાર્તા વિષે યોગ્ય સલાહ–સૂચનો આપી મને હંમેશા તેમણે દોર્યો છે તે માટે ? અને શ્રી ઉમાશંકર જોષી તથા અન્ય મિત્રો જેમની મારા પ્રત્યેની મમતાએ આ પુસ્તકના પ્રકાશનમાં અગત્યનો ભાગ ભજવ્યો છે તેમનો આભાર માનું તો તેમને માઠું તો નહિ લાગે ?

કે એ માત્ર વિવેક જ લાગશે ? એથી તો પ્રશ્ન પૂછી જ અટકી જાઉં છું.

પણ જે વાચકવર્ગે આ વાર્તાઓને પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવાની મને હિંમત આપી છે તેનો ઉપકાર તો આ સ્થળે માની લઉં છું જ.

વિલેપાર્લે તા. ૮ : ૩ : ૧૯૩૮.

ગુલાબદાસ બ્રોકર

# પરિચય

આ વાર્તાઓ દ્વારા શ્રી ગુલાબદાસ બ્રોકરનો વાર્તારસિક આલમ આગળ પરિચય કરાવતાં મને હર્ષ થાય છે.

આ બધી વાર્તા વાંચતાં એક વિચાર જરૂર આવે. આ વાર્તામાં, છેલ્લાં દસેક વરસ જેમની જુવાનીનાં પહેલાં દસ વરસ છે અને જેમણે એ જુવાની ઘરખૂણે નથી ગાળી પણ જગતની હવા લીધી છે, તેવા જુવાનોના સંસ્કારોનાં પ્રતિબિંબ મળી આવશે. આ વાર્તા ઉપરથી અત્યારના જુવાનો શું જુવે છે, અનુભવે છે, સમાજમાં કેવાં બળો પ્રવર્તી રહ્યાં છે વગેરે જોવાનું અને જાણવાનું મળશે.

વાર્તા વાંચતાં કદાચ કોઈને થાય કે આ વાર્તામાં શૃંગારની વાર્તાઓ ઘણી છે. ઘણા તો એ જુવાને લખી છે એમ જોઈ આવો મત તરત બાંધે. અને જુવાન જ નહિ, કોઈ ગમે તે ઉંમરનો માણસ શૃંગારની વાર્તા લખે, તો તેમાં કાંઈ ખોટું નથી. તેમાં બચાવ કરવો પડે એવું કશું નથી. કારણ કે જગતનું સાહિત્ય ઘણુંખરું સ્ત્રીપુરુષના સંબંધ ઉપર જ રચાયેલું છે. શૃંગાર એ કાવ્યનો અને જીવનનો આદિ રસ છે એ વાત રહી રહીને સાહિત્યજીવન અને માનસશાસ્ત્ર કહેતું જ રહ્યું છે. પણ હું વાર્તાને જુદા દૃષ્ટિકોણથી જોવા જોવરાવવા ઇચ્છું છું માટે આમ લખું છું.

શૃંગારની વાર્તા લખાય તેમાં ઉપરનાં ગમે તે કારણો ભલે રહ્યાં, પણ અહીં તેના એક પ્રધાન કારણ તરફ હું લક્ષ દોરવા ઇચ્છું છું અને તે આપણો નવો જમાનો અને તેના મુખ્ય પ્રશ્નો. નવો જમાનો એટલે નવા જમાનાનો જે ભાગ, ભલે સંખ્યામાં નાનો–ઘણો નાનો, પણ જે ભાગ નવી અસરો નીચે સૌથી વધારે આવે છે, જે નવી નવી દિશાએ થતી કૂચમાં મોખરે ચાલે છે,—ભલે ક્યાં જવું છે તે જાણ્યા

વિના જ ચાલતો હોય, તેનો મુખ્ય પ્રશ્ન લગ્ન છે. આજ સુધીનાં લગ્નો માબાપો વ્યવહારદૃષ્ટિએ કરતાં. હિન્દુ ધર્મ લગ્નને એક ધર્મસંસ્કાર ગણે છે પણ હું અહીં ધર્મ ને વ્યવહારમાં ઓતપ્રોત રહી શકે તેને જ ધર્મ કહું છું. અને એ રીતે કહી શકાય કે આપણી પહેલાંનો જમાનો લગ્નો એક વ્યવહાર તરીકે કરતો. હવે નવા જમાનાને લગ્નો પોતાની મેળે કરવાં છે. એ લગ્નમાં મુખ્ય દૃષ્ટિ કઇ છે એમ તેમને પૂછો તો તેઓ કહેશે કે અમારી દૃષ્ટિ રસની છે. પણ તેમાં પણ વ્યવહારદૃષ્ટિ હોય છે, અને વ્યવહાર અને રસ બન્ને એક બાજુ રહી જઇને બીજું શું શું પેસી જાય છે તે સમજવું દરેકને જરૂરનું છે. અહીં શૃંગારની વાતો છે, તે ખરૂં તો શૃંગારની નહિ પણ ચાલુ જમાનાનાં જુવાન સ્ત્રી-પુરુષના વ્યવહારની છે. અને આપણે સૌથી પ્રથમ એ જ જોઇએ.

‘ ગાડીમાં ’ વાર્તા એક યુવાનયુવતી વચ્ચેના પ્રેમની કથા છે. બન્ને વચ્ચે માત્ર મુંબઇની લોકલ ગાડીમાં સેકન્ડ કલાસના ડબ્બામાં ભેળાં મુસાફરી કરવાના પ્રસંગોમાંથી જ પ્રેમ થાય છે. માત્ર ગાડીમાંજ સંવનન શરૂ કરવું અને પૂરૂં કરવું તેમાં મુશ્કેલી છે. તેમાં એકાન્ત ક્યાંથી કાઢવું, પ્રસંગોનું વૈવિધ્ય ક્યાંથી લાવવું, અને મુગ્ધ સંકોચ અને ધૃષ્ટતા ક્યાંથી લાવવાં ? પણ વાંચનાર વાર્તાકારનું એ કૌશલ પોતાની મેળે જોઇ લેશે. મારે એટલું જ કહેવાનું કે આ વાર્તામાં સ્ત્રીપુરુષની બન્નેની કેવળ રસદૃષ્ટિ છે. વાર્તા મંગલાન્ત છે, અને વાંચનારને જરૂર લાગે કે આવી રીતે કોઇ પ્રેમસંબંધ કરતાં હોય તો મારી શુભેચ્છા છે. આવા પ્રસંગમાં વિઘ્નરૂપ ન થવા મુંબઇનો કોઇ પીઢ વયનો રસજ્ઞ સેકન્ડ કલાસનું તે ખાનું છોડી બીજામાં બેસે તો નવાઇ નહિ !

તેવી જ રીતે ‘ આગલી રાત્રે ’ વાતમાં પણ સ્ત્રીપુરુષ વચ્ચે આકર્ષણનું કારણ કેવળ રસ જ છે. અહીં પાત્ર તો એક ક્રાન્તિકારી

યુવાન છે જેને દેહાન્તની સજા થઇ છે, અને સજાની આગલી રાત્રે જીવનનાં અનેક સંસ્મરણોમાં સૌથી વધારે આકર્ષક પ્રતિમાની સાથેનો એકાન્ત મેળાપ લાગે છે, જ્યારે દૂરની એક હોડી બતાવવા જતાં બન્નેનાં મોં બહુ પાસે આવી જતાં તેણે ભાન ખોઇ આલિંગન કરેલું હતું. પણ એ શૃંગારચેષ્ટા પોતે સ્વીકારેલા ક્રાન્તિકાર્યમાં તેને સ્ખલન-રૂપ લાગેલી હતી. અને તેથી તેને ઘણી જ શરમ લાગેલી હતી, જે શરમ પ્રતિમા પણ સમજી શકી નહોતી,—અને છતાં એ શરમવાળો સંસ્કાર જ અત્યારે તેને સૌથી વધારે રસિક લાગ્યો છે. એ મનુષ્ય-જીવનમાં રસની ગહનતા ઊંડાણ સ્થિરતા વ્યાપકતા બતાવે છે.

પણ રસ અને અપરસ, કે મેં જે છૂટ રસ શબ્દને વાપરવામાં લીધી છે, તેને જ જરા આગળ ચલાવીને કહું તો રસ અને રસાભાસ, કેટલા બધા નજીક છે, ભૂલ ખાઇ જઇએ એટલા નજીક છે! 'કુસુમ કે સુલેખા' માં નાયકને કુસુમ સાથે પ્રેમ છે, સાચો પ્રેમ છે, જીવનભર વિકસાવીને બન્ને સુખી થાત એવો પ્રેમ છે. એને બદલે નાયક કુસુમને છોડી સુલેખાના મોહમાં પડે છે. કુસુમ નિરાશ થઇ બીજે લગ્નસંબંધ બાંધે છે અને છેવટે જ્યારે શશીકાન્ત સુલેખાને પરણવાનું વેણ નાંખે છે ત્યારે તે કહે છે:

'પરણવાનું તે ક્યાંથી બને? મારાં માબાપ ના પાડે.'

'સુલેખા, જો એમ હતું તો પછી મને આટલી છૂટ લેવા કેમ દીધી?'

'તમે મને ખૂબ જ ગમતા હતા તેથી.'

'હું તને ગમતો હતો એટલું જ? તું મને ચાહતી નહોતી?'

બસ, આ 'ગમવું' અને 'ચાહવું' નો ભેદ શશીકાન્ત ન સમજી શક્યો! ઘણા નથી સમજતા,—ઘણાં નથી સમજતાં!

આવા રસાભાસથી અનેક રીતે જિંદગી બગડે છે. 'લતા શું

બોલે ?' વાર્તામાં સુરેશ અને નિરંજન બાલપણાના મિત્રો હતા. સુરેશ લતા સાથે પરણે છે. ત્યારથી એને બદલે ત્રણ મિત્રો થાય છે. પણ વખત જતાં વૈજ્ઞાનિક સુરેશ કરતાં સાહિત્યરસિક નિરંજન તરફ લતા વધારે આકર્ષાય છે. મૈત્રીની વફાદારીથી નિરંજન લતા તરફ તટસ્થ રહેવા ઇચ્છે છે પણ એકાન્તમાં અને અંગસ્પર્શના અકસ્માતથી બન્ને પતિત થાય છે. નિરંજન આ વર્તનની શરમથી એ શહેર છોડી જાય છે. સુરેશ લતા સાથે તેને મકાને તેની તપાસ કરવા જાય છે. અને નિરંજનના એકદમ અદૃશ્ય થવાથી તે કેમ જતો રહ્યો હશે એમ લતાને પૂછે છે. 'લતા શું બોલે ?' આ રીતે લતાનું માનસ વ્યક્ત કરી એ જ વાક્યનું લેખક વાર્તાનું મથાળું કરે છે, અને પ્રસ્થાન-ના વાચકોને યાદ હશે કે આ વાર્તા કેટલાક બીજા વાર્તાલેખકોને એટલી આકર્ષક લાગી કે તેમણે તેને એક પછી એક હપ્તે આગળ ચલાવી. કુસુમ કે સુલેખા કરતાં આનું પરિણામ વધારે ખરાબ છે પણ બન્નેમાં ઉત્પથે લઇ જનાર વૃત્તિ એક જ છે.

'જૂના સંસ્કાર' માં પણ લગ્ન પછી અધઃપતન થાય છે પણ તેનાં સામાજિક કારણો અને બલો જરા જુદાં છે. હાલના જમાનાનું એક વિસ્તરતું જતું લક્ષણ મોટી ઉંમર સુધીની અપરિણિત અવસ્થા છે. આ વધતી જતી લગ્નની ઉંમર કંઇ બ્રહ્મચર્યના આદરથી નથી આવતી, પણ સ્ત્રીપુરુષ બન્નેની સ્વતંત્ર, સુખશીલ અને સાધન-સંપન્ન જીવન ગાળવાની ઇચ્છાને લીધે પુરુષ સારું કમાવા માંડે ત્યાં સુધી પરણતો નથી તેથી આવે છે. આ ઇચ્છા વિરુદ્ધની અપરિણિતા-વસ્થામાં ઘણાં સ્ત્રીપુરુષો લગ્નસંબંધ વિના દેહસંબંધ રાખે છે. ચુનીલાલ ડૉક્ટર આવું જીવન લાંબો વખત ગાળી પછી શશીલેખા સાથે પરણે છે. શશીલેખાના રૂપ અને સ્વભાવથી સંતુષ્ટ થઇ ડૉક્ટર આગલા બધા સંબંધો એક સિદ્ધાન્ત તરીકે છોડી દે છે. અને લગ્નને

વફાદાર જીવન ગાળે છે. એક વાર ઓચિંતી, લગ્ન પહેલાંના સ્વચ્છન્દી સંબંધવાળી એક સ્ત્રી તેમને દવાખાનામાં મળે છે. ડૉક્ટર તેને પોતાનો લગ્નજીવનનો સિદ્ધાન્ત જણાવે છે, અને દેખીતી રીતે તો અવિચલિત રહે છે. ઘેર જતાં શશીલેખાને પ્રેમનું આમન્ત્રણ આપતાં શશીલેખા કંઇ વાંચતી હતી તે તરત છોડી તેની પ્રેમલાલસાને જવાબ આપતી નથી, એટલા અકસ્માતથી તેનો જૂનો સ્વચ્છન્દસંસ્કાર જાગૃત થાય છે. તે ફરવા જવાને બહાને બહાર નીકળી, પેલી સ્ત્રીને ત્યાં જ અરધો અજાણમાં મોટર હાંકી જાય છે ને પોતાનો સંસાર બગાડે છે.

અહીં તો સ્વચ્છન્દને છોડી દેવાનો શુભ સંકલ્પ હોવા છતાં જૂનો સ્વચ્છન્દનો સંસ્કાર જરા તક મળતાં જ સંકલ્પને ઉથલાવી નાંખે છે. પણ લગ્નની નવી પરિસ્થિતિએ એથી પણ વધારે રંજાડ કરેલા છે. લગ્ન મોટી ઉંમરે થાય અને સ્ત્રીપુરુષે પોતાનો જીવનસાથી પોતાની મેળે શોધી લેવાનો હોય ત્યારે બન્ને બહારના દેખાવ લાલિત્ય છટા વગેરેથી એકબીજાને આકર્ષક દેખાવાના જ્ઞાત અજ્ઞાત પ્રયત્નો કરે એ સ્વાભાવિક છે. એમ કરવામાં બન્નેને કંઇક રસ પડે, કંઇક આકર્ષણની સફળતામાં મનને આમોદ પણ થાય. પણ કોઇ પણ વ્યક્તિ સાથે આવા આકર્ષણથી મેળાપ થતાં, પછી તો તે વ્યક્તિ લગ્નયોગ્ય લાગે તો તેની સાથે અનન્ય સંબંધ રાખી પરણવું જોઇએ અને લગ્નયોગ્ય ન લાગે તો તેને પ્રામાણિકપણે છોડી દેવી જોઇએ. પણ લગ્નના કશા પણ ઇરાદા વિના માત્ર આકર્ષણને જ પોતાનો વિજય માની કોઇ સ્ત્રી એવી રીતે પુરુષોને આકર્ષ્યા જ કરે તો તે દુરાચાર છે અને સમાજને ઘણો જ હાનિકારક દુર્ગુણ છે. માબાપો પરણાવે એ સમાજમાં એ દુર્ગુણ ન હોઇ શકે, અને જૂનાં લગ્નોમાં આ દુર્ગુણને અવકાશ નહોતો તે એક ફાયદો હતો, જો કે તેથી હું જૂનાં લગ્નની હિમાયત કરવા ઇચ્છતો નથી. એ દુર્ગુણ આપણા સમાજમાં નવો જ આવે છે અને

માટે જ તેને માટે આપણી ભાષામાં શબ્દ નથી. એ બહુ વિરુદ્ધ દિશાની જીવનદૃષ્ટિવાળા આપણા સમાજના વિચારકોએ, પૂજ્ય ગાંધીજીએ અને શ્રી મુનશીએ, તેને વેશ્યાવેડા કહ્યા છે. 'સુનીલા' એવી છે. દેશીરાજ્યના દિવાનની સુંદર પુત્રી છે અને બે સાચા મિત્રો અશ્વિન અને અવિનાશને આકર્ષી, બન્નેમાં એક બીજાની ઇર્ષ્યા પ્રેરી, તેમની મૈત્રીનો નાશ કરવામાં તે વિજયનો દુષ્ટ આનંદ મેળવે છે. એવી સ્ત્રી વિપરિત આચરણથી પોતે મરે નહિ ત્યાંસુધી જ્યાં જાય ત્યાં સત્સંબંધોનો નાશ જ કરે છે.

પણ આપણા સમાજમાં ક્યાંક ક્યાંક એથી પણ ખરાબ માનસ-પરિવર્તનો થયાં છે. કેટલાંક યુવાનો સુખ સ્વતંત્રતા અને સ્વચ્છન્દનો વિચાર કરતાં એટલી હદે પહોંચ્યાં છે કે તેમને લગ્ન એ પુરાતન જમાનાના જંગલીપણાના અવશેષરૂપ અને માણસના જીવનને નિરર્થક બંધનરૂપ લાગે છે. તેઓ પોતાને બહુ જ સ્વતંત્ર ભાવનાવાળાં સુરુચિ-વાળાં કલામય જીવનવાળાં માને છે. અને દુનિયાની સામાન્ય ભાવનાથી વિમુખ થઇ તેમણે સામાન્ય માણસાઇ સૌજન્ય બધું ખોઇ દીધું હોય છે. 'જીવનની મોજ'માં યુવાનોનો આવો એક આખો સમાજ આવે છે. કહેવાની જરૂર નથી, કે આવા સ્વચ્છન્દમાં હમેશાં પુરુષ કરતાં સ્ત્રીને વધારે ખમવું પડે છે. અને આ વાર્તાના સમાજની શાન્તા સગર્ભા થતાં તેની મોજમજા ઊડી જાય છે. તેનો સ્વચ્છન્દનો ભાગીદાર તેને પરણવાની ના તો પાડે છે પણ ખરાબમાં ખરાબ અપમાન કરીને:

'પણ શાન્તા ? એ બાળક મારું જ છે તેની ખાતરી શી ?'

અને શાન્તાને છેવટે જે દરિયાકિનારે તે ફરતી તેમાં પડી જીવતરનો અંત આણવાનું જ રહે છે. અને તેના સ્વચ્છન્દનો ભાગીદાર ઉદ્ગાર કાઢે છે:

'What a fool! Sentimental idiot!' (કેટલી મૂર્ખ ? લાગણીવશ બેવકૂફ ?)

પણ નવા જમાનામાં લગ્નની ભાવનાનાં આવાં નિકૃષ્ટ સ્વરૂપ થયાં છે, તો જૂનો જમાનો કંઇ નિકૃષ્ટ સ્વરૂપથી તદ્દન મુક્ત હતો એમ પણ નથી. 'ઢોર જેવી'માં એક નરપશુ પોતાને પનારે પડેલી, ભાવિ વિકાસની અનેક આશા આપનારી પત્નીને મારી મારીને તદ્દન ઢોર જેવી બનાવી દે છે. અને બધું શાને માટે ? બૈરી સામો જવાબ આપે તો પુરુષ બાયલો ગણાઇ જાય, અને એમ ન થવા દેવાનો સારામાં સારો ઉપાય પહેલેથી એવો દાબ બેસાડી દેવાનો કે 'બેટી ચું કે ચાં ન કરે' એમ સમાજમાં ગણાતું આવેલું છે એ જ ! એ સંસારના ગુંડાએ પોતે ઢોર હોઇ પત્નીને 'ઢોર જેવી' કરી !

અને 'પીળા પ્રદેશમાં' તેથી પણ ભયંકર છે. પીળો પ્રદેશ એટલે નકશામાં હિંદનો જે ભાગ પીળો બતાવેલો છે તે,—દેશી રાજ્ય ! એ કૃત્રિમ વાતાવરણ કેવું અમાનુષી રાક્ષસી માનસ બનાવે છે, પોષે છે તેનો ખ્યાલ એમાંથી આવશે. અને તે વાંચતાં સાથે સાથે લાગે છે કે 'થોડું લખ્યું ઘણું કરી' વાંચવાનું એ છે !

આ વાર્તાના લેખક નવા જમાનાના છે પણ તેમનું ધ્યાન કાંઇ સમાજના માત્ર જુવાન વર્ગ તરફ જ નથી. સમાજનાં પરિવર્તનોથી સમાજના જૂના અને નવા વર્ગ વચ્ચે કેવા વિરોધો વિષમતાઓ થયાં છે તે પણ તે જુવે છે અને એ પણ સાદામાં સાદી રીતે નિરૂપે છે. આવી બે વાર્તાઓ છે. 'જૂનું અને નવું' વાર્તામાં નાના ગામમાં રહેનારી રામકોર ડોસી, પુત્ર અને પુત્રવધૂના મુંબઇના છૂટવાળા જીવનની નિન્દા નહિ સહી શકવાથી, મુંબઇ તેમની સાથે રહેવા જાય છે. પુત્ર તરફના વાત્સલ્યથી પોતાની ઉચિતાનુચિતની ભાવનાને બને તેટલી ઉદાર કરી વહુદીકરાની રહેણીકરણીની છૂટને નિભાવી લે છે, અને મનનું કૃત્રિમ પણ સમાધાન કરી રહે છે. પણ વિનય ન હોય ત્યારે પણ મધુરી વિનયના મિત્ર સુધાકર સાથે જે છૂટથી રહેતી અને

એકાન્તમાં તડાકો મારતી તે ડોસી સહન કરી શકતી નથી. સુધાકર તો સ્વભાવે સારો હતો, પણ હમણાં નવો નવો એક રમણ આવ્યો હતો એ તો ડોસીને ખરાબ જ લાગતો હતો.

'દીકરા, બીજું બધું તો ઠીક, પણ મને ઈ છોકરો જરાય પસંદ નથી. એનો નજર બૂરી છે. ઈ અમે બુઢ્ઢાં માણસ વરતીએ, તમે ન જાણો'

'તમારો જમાનો જ અવિશ્વાસ અને અશ્રદ્ધાનો હતો એટલે તમે કોઇનો વિશ્વાસ ન કરો, બાકી રમણ બિચારો ભલો છોકરો છે.'

'પણ ઈ વહુની સામે જોવે છે ઈ રીત મને નથી ગમતી. પછી તમે તમારૂં જાણો.'

આ જૂના અને નવા જમાના વચ્ચેનો ભેદ ! કોણ સાચું કોણ ખોટું એ કોણ કહી શકે ? પણ અહીં તો સાચા ખોટાનો પણ પ્રશ્ન નથી. આ નિવારી ન શકાય તેવો મતભેદ, અને તેને લીધે જીવનની કરુણતા ! છેવટે ડોસી 'ધરમધ્યાન' કરવા દેશમાં પાછી ચાલી જાય છે.

'જૂનું અને નવું' માં, નવીન તરફ મમતા છતાં સમાધાન નથી થઇ શકતું. 'ભાનુ' માં એવી મમતાનો અભાવ છે, એટલું જ નહિ, નવીનનો દ્વેષ છે, દ્રોહ છે, નવીનની ઇર્ષ્યા છે. મનહરલાલે પોતાની ભણાવેલી અને ભણાવતાં મોટી થઇ ગયેલી દીકરી ભાનુને નાત બહારના સારા યોગ્ય વરને આપી. નાતે તેનો દંડ કર્યો પણ તેટલાથી તેમને સંતોષ ન થયો. એ દીકરી કોઇ કારણસર પોતાને ઘેરથી પિતાને મળવા મુંબઇ ગઈ ત્યારે નાતના લોકોએ અને ખાસ કરીને નાતની સ્ત્રીઓએ (સ્ત્રીઓ તરફ સ્ત્રીઓ જ કોઇ વાર વધારે ક્રૂર થતી જણાય છે!) તેને ધણીએ કાઢી મૂકી હશે, એવાં લગ્ન તો કદી સારાં થાય જ નહિ, વગેરે અનેક કલ્પનાઓ કરી રોષ કાઢવાનો સંતોષ મેળવ્યો.

અને જૂના જમાનામાં બધું ખરાબ જ હોય છે એમ નથી. 'બા' ની વાર્તામાં બન્ને જુવાન પુત્રોને બાના મરણ પછી જ ખબર પડે છે કે

જે બાના અંગત જીવનની લોભવૃત્તિની તેઓ વારંવાર મશ્કરી કરતા, પોતાના ખાનગી ખાતામાંથી કારણ બતાવ્યા સિવાય તે ઉપાડ કરતાં, બહેનને પૈસા આપવા નિરર્થક ગુપ્તતા રાખે છે એમ કહી જે બાની તેઓ મીઠી મશ્કરી કરતા, તે બા ખરાબ સ્થિતિમાં આવી ગયેલાં માણસોને ગુપ્ત મદદ કરવા માટે જ એ બધું કરતી હતી !

અને ત્યારે જ બાના જીવનની ફિલસૂફીનું સાદું વાક્ય તેમને યાદ આવે છે.

'પોતા ઉપર લોભ કરી પારકાંને મદદ કરવી, સાચું તો એ જ કહેવાય.'

ખરેખર, જૂની રહેણીકરણીનું આ એક સારું લક્ષણ નવા જમાનાએ લગભગ ખોયું છે, અને હજી તેને ખબર નથી પડી કે તે તે ખૂએ છે. અને કંઇક એ તરફ તે જાણી જોઇને દુર્લક્ષ કરે છે, કારણ કે તે વિલાસિતા તરફ એવો ધસડાતો જાય છે કે તેને 'પોતા પર લોભ કરી પારકાંને મદદ' કરવાનો અવકાશ જ ન રહે !

શ્રીયુત ગુલાબદાસ બ્રોકરે જીવનના અનેક પ્રદેશોના અનુભવોનો વાર્તામાં ઉપયોગ કર્યો સહેજે જણાઇ આવશે. 'બેગુના' માં સિન્ધનો એક મુસલમાન ખોટા વહેમથી પોતાની રખાત સાથે વાતો કરતા એક યુવાનનું ખૂન કરે છે અને એ રખાતનું નાક કાપી ખાય છે, અને એ ફાતમા, મહેબૂબના જીવનનું માત્ર ઝેર ઉતારવા માંડમાંડ થોડો પૈસો ભેગો કરી ઠેઠ સિન્ધથી યરોડા સુધી હેરાન થતી આવી પોતાની નિર્દોષિતા જાહેર કરે છે તે કદાચ સત્યાગ્રહની લડત દરમિયાન તેમણે કરેલા જેલના અનેક અનુભવોમાંથી લખાઇ હોય. પણ તેમના સર્વ અનુભવોમાં, હજી સુધી વાર્તાસાહિત્યમાં વિરલ પ્રગટ થયેલા એવા તો તેમના મુંબઇની અમુક વેપારી આલમના અનુભવો છે. 'માણેકલાલ'ની વાર્તામાં નાયક પહેલાં ખૂબ પૈસાદાર હતો, તેમાંથી ગરીબ થઇ ગયો તેનું વર્ણન છે. ગરીબાઇમાં તે બધું સહન કરી શક્યો, પહેલાંની

બધી ટેવો ફેરવી શક્યો, પણ પહેલાંની ફરસાણ ખાવાની ટેવ તે ફેરવી શક્યો નહિ ! તેનો ભત્રિજો શાન્તિલાલ, અને તેની વહુ વિમળા, છેવટે તેનાથી કાયર થઇ તેને પોસી શક્તાં નથી. એક પાડોશણ તેને આથણા જેવી ચીજ પણ કોઇ અકસ્માતથી જ તરત આપી શકતી નથી, એવી નાની નાની બાબતો, જેમ આપણને કોઇનો વાંક ન લાગે, પણ જ્યાં આપણને એક જ દિશા તરફ અસહાય કરી ધકકેલી લઇ જતા વિધિનો જ હાથ દેખાય, એવાથી છેવટે, ઠેઠ સુધી દુર્ઘટ માનેલ આપઘાતનો ઉપાય તે યોજે છે ! 'જૂની મૈત્રી'માં તેથી ઊલટું જ બને છે, અને આ અર્થોપાર્જનની દુનિયામાં પણ ગત મૈત્રીનો ઉદાર ચમત્કાર જોવા મળે છે. નરોત્તમ અને માધવજી પહેલાં દિલોજાન મિત્રો હતા, સાથે સટ્ટો કરતા, પછી કોઇ કારણથી અંદર અંદર લડીને જુદા થયા, બન્ને જુદા પણ કમાયા, પણ વૈર તો એટલું કે પોતાની ચોપડીમાં એકબીજાનું નામ ન લખે. તેમા એક ગોપાળદાસ શેઠની સામે સટ્ટો ખેલતાં નરોત્તમ એટલો સાંપટમાં આવી જાય છે કે નરોત્તમ પળવારમાં હતો ન હતો ,થઇ જાય. આ વખતે નરોત્તમ માધવજી પાસે જાય છે, તેની મદદ માગે છે, અને માધવજી બધું વૈર ભૂલી, જૂની મૈત્રીની ખાતર, તેને છોડાવવા ગોપાળદાસની પાસેથી શેરો લે છે. તેના ગયા પછી ગોપાળદાસને વહેમ આવે છે, થોડી બીજે તપાસ કરી છેવટે તે માધવજીને ફોન કરે છે:

'હલ્લો માધવજી, તમે તો મારે ત્યાં આવી નરોત્તમને છોડાવી ગયા ના?' તેમણે પૂછ્યું.

'અરે, એમાં શું શેઠ, એ તો મારી ફરજ હતી ના? અમે બાળમિત્રો, સાથે મોટા થયેલા; આવે વખતે કામ ન આવીએ તો ક્યારે આવીએ?' માધવજીનો મીઠો અવાજ ટેલીફોનમાં રણકી રહ્યો.

ગોપાળદાસે ધબ દઇને ટેલીફોન મૂકી દીધો.

આખી વાર્તામાં સટ્ટાનું વાતાવરણ આબેહૂબ દોરાયું છે. કેટલીક નવલકથાઓમાં આપણે સટ્ટાની વાતો વાંચીએ છીએ, પણ નિકટનો પરિચય અને અંદરની સમજની વાત જુદી જ છે.

' મીઠો રોટલો ' પણ વેપારી આલમની વાત છે. બેંકનો કલાર્ક મુકુન્દ જુદા જુદા આસામીઓનાં ખાતાંમાં જમા ઉધાર કરે છે. તેમાં ચંદુલાલની જમા રકમ સાધારણમાંથી એકદમ ઊંચી ચડતી જુએ છે. અને જાણે એ જ મુકુન્દના સ્વભાવની પારાશીશી હોય તેમ મુકુન્દના મનમાં એકદમ પૈસાદાર થઇ જવાનો સન્નિપાત જાગે છે. તે ચંદુલાલના વેપારમાં વધારે વધારે રસ લેતો જાય છે. તેને બેંકમાં આવતો, મેનેજર સાથે વાતો કરતો જુએ છે. કોઇ વાર ચંદુલાલ ખોટમાં આવી પડતાં તેને સટ્ટાની અનિશ્ચિતતા સમજાય છે અને ત્યારે જરા સ્વસ્થ બને છે, પણ વળી પેલો પારો ચઢતાં તેને એ સટ્ટાનો જ્વર ફરી આવે છે. તેની પત્ની સાથેનું તેનું વર્તન પણ એ જ પ્રમાણે વ્યાકુલતાથી કલુષિત થાય છે. પણ છેવટે મુકુન્દના સદ્ભાગ્યે, ચંદુલાલના ખાતામાં ફરી એકદમ ખોટ આવતાં તે સટ્ટાનો મોહ છોડી શાંત જીવનનો ' મીઠો રોટલો ' ખાવાનો નિશ્ચય કરી પત્નીને પણ એ જણાવે છે. સટ્ટાનો ચેપ કેમ ફેલાય છે તે આમાં આપણે બરાબર જોઇ શકીએ છીએ. આ દુનિયાની તેઓ વધારે વાર્તાઓ લખે તેમ હું ઇચ્છું છું.

વાચક જોઇ શકશે કે લેખકે વાર્તામાં ચમત્કારો આણવા માટે કોઇ જગાએ જૂઠી હકીકત, આપણા જમાનામાં ન બનતી હોય તેવી લખી નથી. બધું સત્યને વફાદાર રહીને લખેલું છે. તેમની વાર્તાઓ નવા જમાનાનાં બળો, પરિવર્તનો, મંથનો આઘાતપ્રત્યાઘાતો, વિકૃતિઓની છે. ' શુભાશુભ ' બન્ને બાજુઓ બતાવનારી છે. અને નવો જમાનો તે જિજ્ઞાસાથી વાંચશે, એવી આશા રાખું છું.

૬–૩–૩૮ **રામનારાયણ વિશ્વનાથ પાઠક**

## અનુક્રમ.

# લતા શું બોલે ?

સુરેશ અને નિરંજન બાલપણુથી જ મિત્રો હતા. બન્ને સાથે જ રમ્યા હતા, અને સાથે જ ભણ્યા હતા. કૉલેજમાંથી પણ બન્ને સાથે પસાર થયા હતા; છતાં એટલાં બધાં વર્ષોના સતત પરિચયે પણ તેમની મૈત્રીમાં અવજ્ઞા પેદા નહોતી કરી. બન્નેને અનેક સંબંધો બંધાયા હતા, જુદા જુદા વિષયોના રસને લઈને બન્ને જુદાં જુદાં મંડળોમાં પણ ભળ્યા હતા, પરંતુ તેમનો એકબીજાનો પ્રેમ જરા પણ ઓછો નહોતો થયો.

બેએક વર્ષ પહેલાં સુરેશનાં લતા સાથે લગ્ન થયાં. લતા એક સંસ્કારી છોકરી હતી. છસાત ચોપડી અંગ્રેજીનો તેણે અભ્યાસ કર્યો હતો. સંગીત સારું જાણતી. કંઠ મીઠો હતો. બધી સ્ત્રીઓ અતિસુંદર ન હોય અને લતા પણ અતિસુંદર તો નહોતી જ, પણ તેનામાં આકર્ષણ તો અદ્ભુત હતું. તેનો સુંદર અંગમરોડ, તેના સ્મિતનું લાલિત્ય અને નયનની ચપળતા ગમે તેને આકર્ષવા શક્તિમાન હતાં.

લતા મળતાવડી પણ બહુ જ હતી. બન્ને મિત્રોમાં તે ખૂબ જ ભળી ગઇ. તે લોકોને પોતાની મૈત્રીનું વર્તુળ જરી પહોળું કરવું પડ્યું અને લતાને તેમાં સમાવવી પડી. હવે તે બે મટી ત્રણ મિત્રો બન્યાં.

ત્રણે સાથે જ ફરતાં, સિનેમાઓ સાથે જોતાં, અને ચર્ચાઓ પણ સાથે જ કરતાં.

નિરંજન સાહિત્યરસિક હતો. તેણે ખૂબ સાહિત્ય વાંચ્યું હતું. દેશદેશના સાહિત્યકારોએ સર્જેલું સૌંદર્ય તેણે માણ્યું હતું. અને જેમ દરેક સાહિત્યરસિકને હોય છે તેમ તેને પણ સરસ લેખકોની સુંદર કૃતિઓનો રસ પોતે પી બીજાને પાવાનો શોખ હતો. કોઈ સુંદર નવલકથા, ટૂંકી વાર્તા કે કાવ્ય પોતે વાંચ્યું હોય તેનું વર્ણન તે સુરેશ અને લતા પાસે કરે જ, અને તેમને પણ પોતે અનુભવેલા રસનાં ભાગીદારો બનાવે. સુરેશ પણ રસિક હતો; આ બધું સમજી શકતો; પરંતુ તેને વધુ રસ વિજ્ઞાન અને વૈજ્ઞાનિક વિષયોમાં આવતો. કોઇકોઇ વાર તે નિરંજનને આ બધા કલ્પનાના વિહારોના વિષયોમાંથી મુક્તિ મેળવી વિજ્ઞાન વિષે માહિતી મેળવવા ખૂબ સમજાવતો; પણ પેલાને તો સમર્થ સાહિત્યકારોએ કરેલાં માનવસ્વભાવનાં નિરીક્ષણ અને નિરૂપણમાં એટલો રસ આવતો કે વૈજ્ઞાનિક વિષયોમાં ઊંડા ઊતરવાની તેને હોંસ જ પેદા નહોતી થતી. આવી ચર્ચાઓ વખતે લતા અચૂક નિરંજનનો પક્ષ ખેંચતી.

વિજ્ઞાન જેવા સુક્કા, લુખ્ખા વિષયમાં કોઇ રસ કેમ લઈ શકતું હશે તેનો ખ્યાલ જ લતાને નહોતો આવતો. અને સાહિત્ય તો તેને પહેલેથી ગમતું હતું. પણ સાત ચોપડી બિચારી ભણી હોય, છોકરી જન્મી એટલે ઘેરે કામકાજ કરવામાં પણ અમુક સમય વ્યતીત કરવો પડ્યો હોય, તેમાં તેણે સાહિત્ય કેટલું વાંચ્યું હોય? પોતાની ચોપડીમાં આવેલાં મોટામોટા લેખકોનાં અવતરણો તેણે વાંચ્યાં હોય, બહુબહુ તો એકાદ શિક્ષિકાએ ખાસ ભલામણ કરેલી બેચાર જૂના લેખકોની ચોપડીઓ વાંચી હોય, અને ગુજરાતી સાહિત્યની ચોપડીઓ મળી શકી હોય તેટલી વાંચી લીધી હોય. તેમાં નિરંજન આવી: જગતસાહિત્યની વાતો કરે; માનવસમાજના અને માનવસ્વભાવના અણઉકેલાયેલા કોયડાઓ કેવી રીતે ઉકેલાઈ રહ્યા છે તે પોતાની રસપ્રદ શૈલીથી વર્ણવે;

લતાનાં ભણવાનાં પુસ્તકોમાં કે તેણે વાંચેલાં કલાપી વગેરેનાં કાવ્યોમાં ક્યાંઈ પણ દેખા ન દીધી હોય તેવી કવિતાસમૃદ્ધિની વિકાસકથા કહી બતાવે. આ બધાંમાં તેને રસ કેમ ન પડે ? છેલ્લાં બેએક વર્ષમાં તો નિરંજનના સહવાસથી તે કૈંક વાંચતાં પણ શીખી હતી, અને મુનશી કે રમણલાલ કરતાં સારા વાર્તા લેખકો દુનિયામાં સેંકડોને હિસાબે પડ્યા છે તેનું જ્ઞાન પણ તેને થવા માંડયું હતું. અને આ બધાં માટે તેણે નિરંજનનો જ ઉપકાર માનવાનો હતો. પછી તે સુરેશ અને નિરંજન વચ્ચેની ચર્ચામાં નિરંજનનો જ પક્ષ ખેંચે તેમાં નવાઇ શી ?

લતા સુરેશને ખૂબ ચાહતી. આવો પતિ પોતાને મળ્યો તે પોતાનું અહોભાગ્ય માનતી. સુરેશ ભણેલ હતો, સંસ્કારી હતો, રસિક હતો. અત્યારના સ્ત્રીસ્વાતંત્ર્ય વગેરેના વિચારો તે પચાવી ગયો હતો અને લતાને દરેક વાતની છૂટ આપતો. તે ગમે તેની સાથે હરે, ફરે, બોલે, હસે તેમાં તે કંઇ પણ વાંધો નહોતો લેતો કે વહેમ નહોતો દાખવતો. લતા તેની ભલમનસાઇનો દુરુપયોગ કરે તેવી પણ ક્યાં હતી ? સુરેશ શરીરે પણ સારો હતો અને ધંધામાં પણ ઠીકઠીક પ્રગતિ કરી રહ્યો હતો. લતા અને સુરેશ વચ્ચે સ્વભાવ અને સંસ્કારનો પણ સુમેળ હતો. પછી લતા સુરેશને કેમ ન ચાહે ?

છતાં કોઇકોઇ વાર લતાને લાગતું કે નિરંજનમાં કાંઈક એવું હતું જે સુરેશમાં નહોતું. તે કાંઈક શું હતું તે પોતે પણ કહી નહોતી શક્તી. નિરંજનની વાતો દ્વારા જે ઊંચા રસપ્રદેશમાં વિહાર કરવાનું મળતું તે સુરેશની વાતોમાંથી નહોતું મળતું. નિરંજનની કાવ્યપ્રિયતા સુરેશની વિજ્ઞાનપ્રિયતા કરતાં વધારે રસમય નહોતી ? આવા આવા વિચારો લતાના મગજમાં આવતા અને પસાર થઈ જતા. એ વિચારો આવતાં જ તે પોતાને દોષિત માનતી અને તેવા વિચારો દૂર કરવા પ્રયત્ન કરતી. પરંતુ

જ્યારે જ્યારે કોઈ સુંદર કાવ્ય ચર્ચાતું હોય, નિરંજન તે કાવ્યના રસ સાથે તન્મય બની કવિતા ઉકેલતો હોય, ત્યારે લતા તેની સામે જ જોઈ રહેતી. તે પોતે પણ નહોતી જાણતી કે એવી લાગણીઓનો અર્થ શો ? નિરંજન કે સુરેશ તો જાણે જ ક્યાંથી ?

નિરંજનને પણ લતા સાથે બહુ ગોઠતું. તે તેની પ્રિય શિષ્યા બની હતી. ઘણી વખત સુરેશ નિરંજનની મશ્કરી કરતો. તેણે બહુ વખાણેલાં કોઇ કોઇ કાવ્યને અને તેના ભાવોને તે વેવલા કહેતો. ચર્ચા વખતે પણ સાહિત્યસેવીઓનાં વ્યાવહારિક અજ્ઞાન વિષે ટીકા કરતો. અને કોઈ કોઈ વાર મોજ મેળવવાની ખાતર પણ તે નિરંજનને પજવતો. લતા આમાંનું કશું નહોતી કરતી. તેને મન નિરંજનના સાહિત્યવિષયક અભિપ્રાયો છેવટના લાગતા. તેને વિષે તે દલીલ નહોતી કરતી. અને કોઇ કોઇ વાર તેને લાગતું કે પોતાનું અજ્ઞાન છુપાવવા સુરેશ નિરંજનની મશ્કરી કરી તેને ઉડાવી દેવા માંગે છે. કોઇક વાર જ આમ લાગતું, પણ લાગતું તો ખરું જ. કોઇ વાર સુરેશને ઓફિસેથી આવતાં મોડું થયું હોય અને નિરંજન ત્યાં આવ્યો હોય ત્યારે લતા અને તે કાવ્યો સંબંધી જ વાતો કરતાં અને કોઈ કોઇ વાર સાથે કાવ્યો પણ વાંચતાં.

મનુષ્યમાં મિથ્યા અભિમાન ઘણું હોય છે. કોઇ આપણને વિદ્વાન માને તો આપણે—આપણે જાણતાં હોઇએ કે આપણે વિદ્વાન નથી છતાં—ખૂબ આનંદમાં આવી જઇએ છીએ. લતાના અભિપ્રાયોદ્વારા નિરંજનનું અભિમાન પોષાતું. તેને પણ કોઇ કોઇ વાર લાગતું કે સુરેશ જાણી જોઇને આડાઇ કરે છે.

કાવ્ય સમજાવતો હોય ત્યારે શિક્ષક શિષ્યોનાં મોં સામું જોઈ રહે છે. જો તેમાંથી તેને ઉત્તેજન મળે, સમજવાની અધીરાઇ અને ઉત્સાહ દેખાય, તો પોતે પ્રોત્સાહિત બની વધારે રસથી

તે કાવ્ય સમજાવી શકે છે. નિરંજન પણ ઘણી વખત સુરેશ અને લતા પાસે કાવ્ય વાંચતો હોય ત્યારે તેમની સામે જોઇ રહેતો. લતાના ચહેરામાં તેને તે કાવ્ય સમજવાનો, તેના રસમાં ડૂબી જવાનો અવર્ણનીય તલસાટ દેખાતો, અને તે તેની સામે જ જોઇ રહેતો. કોઈક વાર ઓચિંતાં જ તેને થઈ જતું કે આમ જોઇ રહેવામાં કોઈ શિક્ષકની શિષ્યશિષ્યાનો રસ માપવાની તટસ્થ વૃત્તિ જ હશે કે બીજું કાંઇ ? સમજ નહોતી પડતી. તે ક્ષોભ પામી નજર પાછી ખેંચી લેતો, પણ પાછી અજાણતાં પણ નજર ત્યાં ચોંટી જ હોય.

બન્ને નિર્દોષ હતાં. બન્ને સુરેશ તરફના પ્રેમથી રક્ષાયેલાં હતાં. છતાં કોઇ કોઈ વખત બન્ને એકલાં બેઠાં હોય ત્યારે બન્નેને એકબીજાની બીક લાગતી.

સુરેશ અને નિરંજનનો એક મિત્ર લાંબા વખતથી બહારગામ રહેતો હતો. આજે સવારે તે આવવાનો હતો. સ્ટેશને છએક વાગ્યા પહેલાં પહોંચવું જોઇએ. રાત્રે ખૂબ આનંદ કર્યા પછી ત્રણે મિત્રો જૂદાં પડયાં હતાં. જતી વખતે સુરેશે નિરંજનને કહ્યું હતું:

' કાલે સવારે વહેલું ઊઠવું પડશે. હું કદાચ નહિ ઊઠી શકું. તું મને ઉઠાડવા આવજે. ભૂલીશ નહિ, હો ! '

' ભલે. ' નિરંજનનો જવાબ હતો.

સવારના પહોરમાં પાંચ વાગ્યામાં નિરંજને સુરેશનું બાર ઠોકયું. સુરેશે તરત જ તે ઉઘાડયું અને નિરંજન અંદર ગયો. એક ખુરશી પર બેઠો. તે ખુરશી પાસે જ લતાની પથારી હતી. તે તો પથારીમાંથી બેઠી પણ નહોતી થઈ. પરંતુ આ બધા અવાજોને અંગે જાગી તો ગઈ હતી જ. તેણે ઓઢેલું હતું તે

પોતાના શરીર આસપાસ ખૂબ લપેટી દીધું. માત્ર તેનો ચહેરો જ બહાર દેખાતો હતો. સુરેશ તૈયારી કરવા લાગ્યો.

'કેમ તમે ઊઠતાં નથી ?' નિરંજને લતાને પૂછ્યું.

'હું કેમ ઊઠું ? મને તાવ આવ્યો છે.' લતાએ કહ્યું.

'સાચે જ ?' નિરંજને આતુરતાથી પૂછ્યું.

'ત્યારે ખોટું બોલતાં હઈશું ?' જરા રીસ ચડી હોય તેમ લતાએ કહ્યું.

નિરંજને તેનો હાથ લંબાવ્યો–લતાનો તાવ જોવા. તેણે ઓઢેલું હતું તેમાંથી પોતાનો હાથ બહાર ન જ કાઢ્યો. નિરંજન કપાળ ઉપર હાથ મૂકવા ગયો પણ કપાળ પર ઢાંકેલું હતું. નિરંજન જરા અચકાયો, પણ હિંમત કરી તેણે લતાના ગાલ ઉપર હાથ મૂક્યો. લતાએ આંખો બંધ કરી દીધી. તાવ છે કે નહિ તે તો જોવાઇ ગયું પણ થોડી પળો સુધી નિરંજને હાથ ત્યાં જ રહેવા દીધો. કોઇ કાંઈ બોલ્યું નહિ. નિરંજને હાથ પાછો ખેંચી લીધો.

'મશ્કરી જ કરો છો, ના ?' ગુસ્સો ચડ્યો હોય તેમ તે બોલ્યો.

લતા માત્ર હસી.

સુરેશ તૈયાર થઇ આવ્યો અને બન્ને મિત્રો સ્ટેશને ગયા.

આજે નિરંજનને ખૂબ ભય લાગ્યો. પહેલી જ વાર તેને ચોક્કસ ખ્યાલ આવ્યો કે લતા તરફ તે સાવ નિર્દોષ રીતે નહોતો વર્ત્યો. અત્યાર પહેલાં કોઈ કોઇ વાર તેને વિચાર આવતા કે તેની વર્તણૂકમાં–તેના માનસમાં કંઈ દોષ રહ્યો છે કે નહિ ? પણ તેને તે હસી નાખતો. સુરેશ સાથે તે દગો રમે ? લતા વિષે એવા ખ્યાલ કરે ? બધું અસંભવિત લાગતું. પણ આજે તેને

ભયનું ચોક્કસ કારણ મળ્યું હતું. અને લતા? તેણે ગાલ જ કેમ ખુલ્લો રાખ્યો ? તેણે હાથ અડતાં આંખો કેમ મીંચી દીધી ? કૈં સમજ ન પડી. લતાના મનમાં દોષ હોય જ નહિ. પોતાનું દોષિત મન પોતાનો દોષ બીજામાં આરોપતું હતું તેમ તેને લાગ્યું. એ સાંજના નિયમ પ્રમાણે તે સુરેશને ત્યાં ન ગયો, પરંતુ એકલો એકલો ખૂબ આથડ્યો. તેના જીવને આજે ચેન નહોતું પડતું. નક્કી કર્યું કે મન ઉપર બરોબર જાપ્તો રાખવો અને તેને અજાણતાં પણ આડું જવા દેવું નહિ.

રાત્રે સુરેશને ત્યાંથી માણસ તેને તેડવા આવ્યો. અને તે ગયો. ઘેર સુરેશ હતો, લતા હતી. નિરંજન લતાની સામે ન જોઇ શક્યો. લતાએ પૂછ્યું:

‘ કેમ નિરંજનભાઈ, આજે સાંજે ન દેખાયા ? ’

એનો એ જ અવાજ, એની એ જ મીઠાશ અને નિર્દોષતા, તેમાં કોઇને કંઇ નવું ન લાગે; પણ નિરંજનને તેમાં આછો, જૂદો થડકો સંભળાયો.

‘આજે મારે જરા કામ હતું.’ તેણે કહ્યું, પણ ઊંચું ન જોયું.

‘ આજે શું કામ આવી પડ્યું ? ’ સુરેશે પૂછ્યું.

શો જવાબ આપવો તે નિરંજનને સૂઝ ન પડી. ગમે તેવું બહાનું શોધી કાઢ્યું. સુરેશની આગળ આજે પહેલી જ વાર નિરંજન જૂઠું બોલ્યો.

કલાકેક સુધી નિરંજન ત્યાં રોકાયો, પણ હંમેશ જેવો મોજમાં આજે તે નહોતો દેખાતો. લતા તેની સામે જોઇ રહેતી હતી, પણ બન્નેની આંખો મળતાં કુદરતી જ બન્ને ખેંચી લેતાં.

અંતે મિત્રોને બહુ આનંદ આપ્યા સિવાય જ તે ઘેર ગયો. સુરેશ તેની ગમગીનીનું કારણ સમજી ન શક્યો.

લતા ગૂંચવણમાં પડી. નિરંજનને માઠું લાગ્યું હશે? મનના છૂપા વ્યવહારની તેને પણ ખબર નહોતી પડતી. પણ નિરંજનનો હાથ ગાલ પર અડતાં સ્ત્રીસુલભ જ્ઞાનથી તેણે હૃદયની ચોરી પારખી લીધી હતી. ખોટું થાય છે એમ થવા છતાં પણ તે હાથ ત્યાંથી ખસે તેમ તેણે ન ઇચ્છયું. તેને ભય લાગ્યો કે નિરંજનને ખરાબ લાગ્યું હશે. સાંજે તે ન આવ્યો ત્યારે ભય સાચો લાગ્યો. રાત્રે સુરેશને કહી તેને બોલાવી મંગાવ્યો. તે ઓછું બોલ્યો, પોતાની આંખ મળતાં જ આંખો પાછી ખેંચી લીધી, વગેરે લતાએ બરોબર જોયું. તેણે પણ મનને મક્કમ કરી ફરી આવું બનવા ન જ દેવું એવો ખાસ નિશ્ચય કર્યો.

લતાને ખૂબ વિચારો આવવા લાગ્યા. સુરેશ જેવા પતિને દગો દેવાય? તે બિચારો કેટલો ભોળો હતો, કેટલો નિર્દોષ હતો, કેટલો શંકારહિત હતો? અને નિરંજન? નિરંજન પણ શું ધારે? પોતે તેને કેટલી ખરાબ લાગી હશે? પણ એમ તો, તેણે પણ પોતાનો હાથ જરા લાંબો વખત રહેવા નહોતો દીધો? તેના હાથમાંથી પણ નવી છતાં સનાતન લાગણીઓનો પ્રવાહ તેના ગાલ ઉપર નહોતો છૂટતો?

ફરી પાછી તેમની મૈત્રી અસ્ખલિત પ્રવાહથી વહેવા લાગી. નિરંજન અને લતા પહેલાં જેટલું જ બોલતાં, હસતાં, કાવ્યરસનો આસ્વાદ કરતાં, પણ એકબીજાથી સાવચેત જરૂર રહેતાં. એકાંતમાં ન મળાય તેવી રીતે જ વર્તતાં. સમય વીતતો ગયો તેમ જૂનો ભય પણ નાશ પામવા લાગ્યો, અને પાછાં જૂની રીતે જ ભય કાઢી નાખી બન્નેએ મળવા માંડયું.

બન્નેનું આકર્ષણ દબાયું હતું પણ નાશ તો નહોતું જ પામ્યું. ફરી સમય મળતાં એ જ આકર્ષણે જોર પકડયું. નિરંજન હમેશાં નિશ્ચય કરતો કે હવે મારે સુરેશને ત્યાં ન જવું, ત્યાંથી દૂર

રહેવું. પણ નિયત સમયે તે ત્યાં પહોંચી ગયો જ હોય. લતા હમેશાં નિશ્ચય કરતી કે આ આકર્ષણને દબાવી દેવું, પણ તેનું બળ અદમ્ય હતું. છતાં બન્ને એકબીજાને પોતપોતાનાં મનોમંથનોની જાણ નહોતાં થવા દેતાં.

એક દિવસ ત્રણે જણાં બેઠાં હતાં. નિરંજન ઊભો થયો અને ઓરડામાં આંટા મારવા મંડ્યો. ટેબલ ઉપર શેલીનાં કાવ્યોનું પુસ્તક પડ્યું હતું. તેણે તે ઉઘાડયું અને જે લીંટી નજરે પડી તે મોટેથી તે વાંચવા લાગ્યો :

' What are all these kissings worth
' If thou kiss me not ? ' *

આકસ્મિક તેની નજર લતા ઉપર પડી; લતાની નજર તેની ઉપર પડી. લતાના ઓષ્ઠ એક અતિ અસ્પષ્ટ છતાં અતિસૂચક ચુંબનમાં મરડાયા. નિરંજનના પણ તેમ જ મરડાયા. નિરંજને ફરવું ચાલુ રાખ્યું. સુરેશને કૈં ખબર ન પડી.

હવે તો અસ્પષ્ટ છતાં સૂચક ચુંબનઅભિનયદ્વારા બન્નેએ એકબીજા પ્રત્યેના આકર્ષણનો એકરાર કરી દીધો હતો. નિરંજનને તેનું અંતર બહુ ડંખતું, પણ ગમે તેવા નિશ્ચયો કરે છતાં પણ તે સુરેશને ત્યાં જવું બંધ નહોતો કરી શકતો. લતાને પણ પોતાની ઊર્મિના અદમ્ય બળની ખાતરી થઇ ગઇ હતી, અને તેને દમન કરવાના પ્રયત્નો પણ બંધ કરી દીધા હતા.

છતાં નિરંજન બચવાનો પ્રયત્ન કરતો. લતા એકલી હોય ત્યારે સુરેશને ત્યાં ન જવાનો નિયમ તે બહુધા પાળતો. પણ ભાગ્યને તો માણસના પતનમાં રાચવું ગમે છે. એક દિવસે બપોરે

---

* આ ચુમ્બનોનો નવ અર્થ કાંઇ
જો તું મને ચુમ્બન ના કરે તો !

તેના એક મિત્ર તરફથી ખાસ તાર આવ્યો. સુરેશને પણ તે તાર તાત્કાલિક બતાવવાની જરૂરત હતી. તે તરત સુરેશની ઑફિસે ગયો. સુરેશ ત્યાં નહોતો. 'આજે સુરેશભાઇ ઘેર જ રહેવાના છે.' ઑફિસમાંથી નોકરોએ જણાવ્યું. તે તરત સુરેશને ઘેર ગયો. લતા હતી; સુરેશ નહોતો. લતાએ કહ્યું:

'હમણાં જ ઑફિસે ગયા. બેસો ને!'

'મારે તેનું ખાસ કામ છે. હું જાઉં છું.'

'થોડી વાર પછી જજો. એવી બધી શી ઉતાવળ છે?' લતાએ કહ્યું.

'નહિ, મારે જવું જ જોઇએ.' નિરંજને બેસતાં બેસતાં કહ્યું.

'એમ? તો જાવ જોઇએ. મોટી ઉતાવળ આવી છે તે!' કહી લતાએ બારનો આગળો વાસ્યો.

જે પળ ન આવે તે માટે હરઘડી સાવધ રહેતો હતો તે પળ આવી પહોંચી. તેણે ઊભા થઇ બાર ઉઘાડી ચાલ્યા જવા ઇચ્છા કરી, પણ એથી મહત્તર ઇચ્છાએ તેને ત્યાં જ જડી રાખ્યો. જાણે સાતસાત મણની બેડીએ તેની કાયાને જકડી રાખી હોય તેમ તેને લાગ્યું. છતાં પણ મનને ખૂબ જ દૃઢ કરી તે ઊઠ્યો અને બારણા પાસે ગયો.

'ચાલો હઠો, ઉઘાડવા દ્યો.' તેણે લતાને કહ્યું.

લતાએ હસતાં હસતાં બારનો આગળો પકડી રાખ્યો.

'ઉઘાડો, તાકાત હોય તો.' તેણે કહ્યું.

નિરંજને આગળો ઉઘાડવા હાથ લંબાવ્યો. લતાએ આગળાને જોરથી પકડી રાખ્યો. એ રકઝકમાં બન્નેના હાથો એક

બીજાને અડ્યા. અત્યાર સુધી નિરંજને મન ઉપર મહા પ્રયત્ને મેળવેલો કાબૂ ઓસરી ગયો. અકથ્ય ઊર્મિના અદમ્ય આવેગે તેને આખો ને આખો વીંટી લીધો. તે બાર ઉઘાડી ઘેર ન જઈ શકયો.

કલાક પછી તે ઘેર ગયો. સામાન બાંધ્યો અને સાંજની જ ગાડીમાં તે ગામ છોડી હંમેશને માટે ચાલી નીકળ્યો. મિત્રને તે દગો દઈ ચૂકયો હતો. તેની સામે જ હરહંમેશ તેને દગો દેવાની તેનામાં હિંમત નહોતી; અને ત્યાં રહે તો વારંવાર તેની સામે દગો દીધા વિના પોતે રહી શકવાનો નથી તે પણ તે જાણતો જ હતો.

સુરેશે તેની બેત્રણ દિવસ સુધી ઘેર રાહ જોઇ, પણ તે તો આવ્યો જ નહિ. સુરેશ વિચારમાં પડ્યો: શું થયું હશે? કંઇ માંદગી તો નહિ આવી હોય? ત્રીજે દિવસે લતાને સાથે લઈ તે નિરંજનને ઘેર ગયો. તેના ઘરને દરવાજે તાળું માર્યું હતું. આજુબાજુ તપાસ કરતાં ખબર મળી કે નિરંજન તો બે ત્રણ દિવસથી ઘર ખાલી કરી ક્યાંક બહારગામ ચાલ્યો ગયો હતો.

સુરેશને કંઇ સમજ ન પડી. કેમ ચાલ્યો ગયો હશે? ક્યાં ચાલ્યો ગયો હશે? વગેરે પ્રશ્નો અણઉકેલ્યા જ રહી ગયા. તેણે લતા સામું જોયું અને પૂછ્યું: 31003

'લતા, નિરંજને આવું કેમ કર્યું હશે?'

લતા શું બોલે?



# માણેકલાલ

થોડાં જ વર્ષો પહેલાં માણેકલાલને ત્યાં દોમ દોમ સાહ્યબી હતી. તેનો પડ્યો બોલ ઝીલી લેવા,નોકરો—અને સગાંઓ પણ—એક પગે તૈયાર રહેતાં. તેને પોતાના ઘરથી જરાપણ દૂર જવું હોય તો તેને લઇ જવા તેની માલિકીની બે ત્રણ મોટરો તૈયાર રહેતી. કમભાગ્યે કે સદ્ભાગ્યે તેને પોતાને તો કૈં પ્રજા નહોતી, પણ તેના સદ્ગત ભાઇના એકના એક પુત્રને કેળવવા પાછળ તેણે ખૂબ પૈસા ખર્ચ્યા હતા—જો કે એ પુત્રના બુદ્ધિના અભાવને અંગે હો કે ગમે તેમ હો પણ તે કેળવણીમાં આગળ વધી શક્યો નહોતો. તેને વધુ ભણાવવાનું કૈં ફળ ન જોતાં માણેકલાલે તેને પોતાની સાથે ધંધામાં જોડી દીધો હતો.

અને પિસ્તાલીસેક વર્ષની ઉંમરે જ્યારે માણેકલાલની પત્ની ગુજરી ગઇ ત્યારે તેની જ્ઞાતિના ઘણા ઘણા માણસોએ તેને જમાઇ કરવાનો મનસુબો સેવ્યો હતો. અને તેને ચોખ્ખા શબ્દોમાં જણાવ્યો પણ હતો. પહેલી પત્ની તરફના પ્રેમને અંગે કે ગમે તેમ પણ બધાંની અજાયબી વચ્ચે માણેકલાલે ફરી લગ્ન નહોતાં કર્યાં.

જ્યારે માણેકલાલે ખૂબ ધામધુમપૂર્વક પોતાના ભત્રીજાનાં લગ્ન કર્યાં ત્યારે કાકાની ભત્રીજા પ્રત્યેની લાગણી જોઇ ભલભલી ડોસીઓએ પણ મોંમાં આંગળાં ઘાલી દીધાં હતાં.

માણેકલાલ પાસે આટઆટલા પૈસા હતા છતાં પણ તેનામાં કોઇ પણ જાતનું વ્યસન કે કુટેવ હોવાનો આરોપ તેની ઉપર

નહોતો આવ્યો. સ્ત્રીઓ સંબંધી પણ તેની વર્તણૂક સાફ હોવાનું કહેવાતું. ફક્ત તેને એક જ શોખ હતો અને તે ફરસાણો ખાવાનો. સારી પાચનશક્તિ તેને વરી હોવાને અંગે તેને હરહંમેશ ગાંઠિયા કે ભજિયાં કે એવું એવું કૈં ને કૈં ખાધા વિના ચાલતું નહોતું.

અને ત્યારે તેને કોઇ શ્રીમંત માણુસ સાવ ગરીબ થઇ ગયા પછી પણ શી રીતે જીવી શકતો હશે તે મોટી અજાયબી થતી. એક વખત કોઇ માણુસ તેની પાસે મદદ માગવા આવ્યો. પોતે એક વખત ખૂબ જ શ્રીમંત હતો, હજારો રૂપિયા તે પોતાના મોજશોખ પાછળ ખર્ચતો વગેરે વગેરે પોતાના પૂર્વજન્મની પુષ્કળ વાતો તેણે માણેકલાલને જણાવી. અત્યારે પોતે એટલો ગરીબ થયો છે કે પારકા પાસે મદદ માગવા જવું પડે છે તેમ પણ કહ્યું. માણેકલાલે તેને વિષે તપાસ કરી તેને મદદ આપવા વચન આપ્યું. તપાસ કરતાં પેલાની વાત તદ્દન સાચી હતી તેમ તેને ખબર પડી. પેલાને તેણે મદદ તો કરી પણ પોતાને એક વસ્તુનું કુતૂહલ થયું હતું તે વિષે તેને પૂછી જોયું :

‘ આટલું આટલું તમારી ઉપર વીત્યું છતાં તમને કોઇ દિવસ આપઘાત કરવાનું મન ન થયું ? ’

‘ એમ કૈં જીવ દઇ દેવો સહેલો છે, શેઠ ? ’ પેલાએ કહ્યું.

માણેકલાલને એ વસ્તુ ત્યારે એટલી મુશ્કેલ ન લાગી.

*　　*　　*

પણ એ બધી વાતને તો થોડાં વર્ષો વીતી ગયાં હતાં. અત્યારે તો માણેકલાલને સાઠ વર્ષ થવા આવ્યાં હતાં. તેની બધી સંપત્તિ તેણે ગુમાવી દીધી હતી. વેપાર કરતાં નોકરી સારી એમ કહેનારને પોતાની દલીલના સમર્થનમાં આ એક તાજો દાખલો જડ્યો હતો.

માણેકલાલની તેના વેપારનાં મથકમાં આવેલી બધી સ્થાવર મિલકત વેચાઇ ગઇ હતી. રોકડ નાણું તો રહે જ શાનું ? ફક્ત તેના ગામમાં આવેલું ભાયાભાગ વાળું એક બાપીકું ઘર રહી ગયું હતું, અને ભાંગ્યું તો યે ભરૂચ એ ન્યાયે ચાર પાંચ હજાર રૂપિયાની કિંમતના દાગીના વગેરે રહી ગયા હતા.

તે ઘર નાનું છતાં સ્વચ્છ હતું. તેને એક માળ હતો. ઉપરનો ભાગ માણેકલાલના ભત્રીજાના ભાગમાં અને નીચલો ભાગ માણેકલાલના પોતાના ભાગમાં આવ્યો હતો. ઘરની પાસે નાનું એવું ફળિયું હતું, અને તે ફળિયામાં એક કૂવો હતો. તે ફળિયાનો ભાગ એક નાના કંપાઉન્ડથી વીંટી લેવાયો હતો.

તેની જાહોજલાલીના સમયમાં માણેકલાલ કોઇ વખત પોતાના ગામમાં આવતો નહોતો. તેને ત્યાં આવવા વેપારમાંથી સમય પણ નહોતો મળતો. તેથી જે હાલતમાં તેને વારસામાં એ મકાન મળ્યું હતું તે જ હાલતમાં એ પડી રહ્યું હતું.

માણેકલાલે વેપારમાં બધી મૂડી ગુમાવી દીધા પછી અહીં પોતાના ગામમાં આવી પોતાના મકાનમાં રહેવાનું શરૂ કરી દીધું હતું. તેનો ભત્રીજો પણ કાકા જેવી જ બેકાર હાલતમાં આવી પડ્યો હોવાથી અહીં જ રહેવા આવી ગયો હતો.

શરૂ શરૂમાં તો માણેકલાલને પોતાના શ્રીમંત તરીકેના જીવન પછી આવી ગરીબાઇની જિંદગી અસહ્ય લાગતી. પેલા ગરીબ થઈ ગયેલા શ્રીમંતને પૂછેલો પ્રશ્ન અને ‘ એમ કૈં જીવ દઇ દેવો સહેલો નથી, ’ એવો એનો ઉત્તર એને બરોબર યાદ આવતાં. તે વખતે પોતાને એ વાત મુશ્કેલ નહોતી લાગી એ પણ યાદ આવતું. પણ હવે તો એ વસ્તુ કેટલી મુશ્કેલ છે તે તેને બરોબર સમજાવા માંડ્યું હતું. કોઇ કોઇ વખત જીવનનો અંત આણવાનું તેને મન થઇ જતું, પણ એ વિચાર આવ-

તાંની સાથે જ તેની ભયંકરતાની કલ્પના આવતી અને વિચાર નાબૂદ થઇ જતો.

માણેકલાલને ખાતરી હતી કે આ રીતે તેનાથી આઠ દસ વર્ષથી વધારે તો નહિ જીવાય. તેની ઉંમર સાઠ વર્ષની તો થઇ ગઇ હતી. સાધારણ રીતે વૃદ્ધત્વ આવ્યા છતાં ટટ્ટાર રહેતી તેની કમર ઓચિંતી જ છ મહિનામાં વાંકી વળવા માંડી હતી. અત્યાર સુધી દેખા દીધેલું છતાં જોર ન પકડેલું વૃદ્ધત્વ બમણા જોરથી પોતાનું અસ્તિત્વ પોકારવા માંડ્યું હતું. હવે કૈં નોકરી કરવા જવાય તેમ તો હતું જ નહિ. તેથી તો મોત સારૂં. નવો વેપાર શરૂ કરવાનાં ઉત્સાહ અને હિંમત બન્ને નાશ પામ્યાં હતાં. તેણે નક્કી કર્યું કે પોતાના દાગીના એક પછી એક વેચતા જવા અને તે રીતે પોતાનો ખર્ચ ઉપાડવો. એક માણસ એટલી પુંજીમાં દસેક વર્ષ તો કરકસરથી રહી શકે તેમ તેને લાગ્યું.

તેને જમવાનો તો ખાસ ખર્ચ થાય તેમ નહોતું. તેનો ભત્રીજો તેની ઉપર જ રહેતો હતો. તેણે ગામમાં જ સાધારણ પગારની એક નોકરી શોધી કાઢી હતી. અને તેના ઉપર માણેકલાલના ઉપકારો પણ એટલા હતા કે ઓછામાં ઓછું તેને પોતાને ઘેર જમાડવો તો જોઇએ જ.

માણેકલાલ પોતાનું કામકાજ હાથે જ પતાવી લેતો. માણસને કૈંક કરવું તો જોઇએ જ અને સાવ નવરા બેસવા કરતાં કૈંક કામ કરવાનું હોય તો તેમાં સમય નીકળી જાય તેમ તે માનતો. કૂવામાંથી પોતાના ઉપયોગ પૂરતું પાણી ભરી લેવાનું હોય તે ઝાઝો ભાગ તો તેના ભત્રીજાના ઘરમાંથી કોઈ ને કોઇ ભરી જતું. કોઇક જ વાર તેને હાથે કરવું પડતું. અને બાકી તો બે ત્રણ ઓરડાઓ સાફસુફ રાખવાના હોય તો તે રાખવા પોતાને ભારે નહોતા પડતા. ધાર્યા કરતાં જિંદગી વધારે લંબાય તો

પછી પૈસા સાચવ્યા હોય તો કામના ને ? ને જીવનનો શો ભરોસો ? તે આજે પણ ખતમ થાય કે બીજાં અમુક વર્ષો પણ કાઢી નાખે. આવી આવી વિચારશ્રેણીઓએ તેની અત્યારની જીવનપ્રથા ઘડી હતી.

માણેકલાલના ભત્રીજા શાંતિલાલની પત્ની પરણીને આવી ત્યારે થોડાં વર્ષો સુધી પુષ્કળ સુખમાં રહી હતી. હાથે કામ કરવાનો પ્રસંગ તો તેને ત્યારે ભાગ્યે જ આવતો. જે કૈં કરવું હોય તે માટે કોઇ ને કોઇ કરનાર તૈયાર હોય જ.

અનિષ્ટની કલ્પના તેને આવે તે પહેલાં જ તે લોકો શ્રીમંતમાંથી ગરીબ બની ગયાં. ઘરબાર ઉપાડી પોતાના ગામમાં ચાલ્યાં આવવું પડ્યું. કામનો બધો બોજો હવે તેના ઉપર જ આવી પડ્યો. એકાદ બહુ ભારે કામ કરી જનાર માણસ શાંતિલાલે પોતે નોકરીએ લાગ્યા પછી રાખ્યું હતું, પણ બાકીનું બધું કામ તો તેની પત્નીને જ કરવું પડતું.

શાંતિલાલની પત્ની વિમળાને બધું કામ કરવું પોસાતું, પણ માણેકલાલ ડોસાને પોતાને ઘેર જમાડવાનું ન પોસાતું. માણેકલાલે બધી ચીજોનો મોહ છોડી દીધો હતો, ગરીબાઇમાં ગરીબની જેમ જ રહેતાં તે શીખ્યો હતો, છતાં હંમેશા ફરસાણ ખાવાનો તેનો શોખ છૂટ્યો નહોતો. વળી લાંબો વખત શ્રીમંતાઇ ભોગવેલ માણસને હોય છે તેવી સારી ચીજો ખાવાની અને બુઢ્ઢાઓને હોય છે તેવી ધીમે ધીમે ખાવાની ટેવ તેને વળગી રહી હતી.

વિમળા સશક્ત હતી, જુવાન હતી, કામ કરવાની પહોંચવાળી હતી. પરંતુ તે એક કામ પૂરું કરે કે બીજું કરવાનું હોય જ. વચ્ચેવચ્ચે તેનાં નાનાં બાળકો તેને હેરાન કરે તે તો જુદું. પોતે ધણીધણિયાણી અને બાળકો એકલાં જ હોય તો

ગમે તે ખાવાનું કરી લેવાય અને ગમે તે ચલાવી લેવાય. કોઇ કોઇ વાર પોતે બહુ થાકી ગઇ હોય અને રસોઇ ન કરે તો યે ચાલે. પણ આ કાકા સાથે જમતા હોય ત્યારે એમ કેમ કરાય? તેમને તો સરખી રસોઇ જોઇએ. ઉપરાંત હરહંમેશ ફરસાણ જોઇએ. તે જમતા હોય ત્યારે રસોઈનું આળસ તો ન જ કરી જવાય. વળી ડોસાને જમતાં પણ બહુ વાર લાગે. પોતાનું કામ રઝળી જતું હોય તેની ખીજ તો વિમળાને ચડી જ હોય તેમાં કોઈક વાર રસોઈમાં કંઇ ખામી રહી ગઇ હોય તો ડોસા તરત જ તે જણાવે. વિમળાને ત્યારે તો ખૂબ ક્રોધ ચડે.

પરંતુ એ પરિસ્થિતિમાં ફેરફાર થવો અતિવિકટ હતો. કાકાને પોતાને ત્યાં જમતા બંધ કરવાની વાત શાંતિલાલ સાંભળે તેમ નહોતું. કોઇ કોઇ વાર પોતે ઘણી કંટાળી ગઇ હોય ત્યારે અથવા કોઇકવાર જ્યારે શાંતિલાલ તેની તરફ ખૂબ વહાલ બતાવે ત્યારે તે આ વસ્તુ વિષે અસ્પષ્ટ સૂચનો કરતી, પણ તરત જ શાંતિલાલની આંખ ફરી જતી અને તેને ચૂપ થઇ જવું પડતું.

વિમળાની સહનશીલતાની હદ આવતી જતી હતી. તેના પેટમાં બાળક હતું અને તે સ્થિતિને પાંચેક મહિના થવા આવ્યા હતા. કામ કરવામાં તેની આ શારીરિક સ્થિતિને અંગે તેને ખૂબ મુશ્કેલી આવતી. રસોઇ વારંવાર બગડી જતી અને ડોસાની સાધારણ સૂચનાઓ તેને મન કટકટાટરૂપ થઇ પડતી, અને કટકટાટ અસહ્ય થઇ પડતો. પતિને કહેવાથી તો કૈં વળે તેમ નહોતું તેમ તેની ખાતરી થઇ ગઇ હતી. પોતે જ વાત હાથમાં લેવી અને ડોસાને કંટળાવી બંધ કરવો એમ તેણે નક્કી કર્યું.

રસોઈમાં ફરસાણો કરવાં તેણે બંધ કરી દીધાં. માણેકલાલ રસોઇ સંબંધી કંઇ પૂછે કે ફરિયાદ કરે તો તેને તડોતડ સામા

જવાબ દેવા શરૂ કરી દીધા. ઉપરાંત જેવો શાંતિલાલ એકલો પડે કે તેની પાસે માણેકલાલની કચકચ સંબંધી ફરિયાદ કરવી વિમળા ચૂકે જ નહિ.

'હું તે શું કરૂં ? મરૂં તો છે હવે. આખો દિ કામ કામ ને કામ. મારી સામું તો જુવો. હવે આખો દિ ઢરડા કરવાની મારી સ્થિતિ છે ? તેમાં વળી જેવા જમવા બેસે કે તમારા કાકા કચકચ કરવા માંડે. "આજે આ બરોબર નથી અને પેલું કેમ નથી કર્યું ?" આથી તો મને બધાં સાથે મળીને મારી નાખો તો સારૂં.'

આવી જાતની હરહંમેશ કંઇ ને કંઇ ફરિયાદ તો વિમળા શાંતિલાલ આગળ કરે જ. વિમળાની પોતા તરફની આવી વર્તણૂકથી છેડાઇ માણેકલાલ પણ તેના સંબંધી શાંતિલાલ પાસે તેની ફરિયાદ કરે. શાંતિલાલ બૈરીની વાતો સાંભળી અંદરથી બળી તો ગયો હોય જ તેમાં વળી કાકાનું પુરાણ સાંભળી તેને ખાતરી થાય કે કાકા કચકચ તો કરે છે જ. શાંતિલાલ કૈં બોલે જ નહિ. કાકાને થાય કે ભત્રીજો વહુનો પક્ષ કરે છે અને તેને કૈં કહી શકતો નથી.

થોડો વખત એમ ને એમ ચાલ્યું. શાંતિલાલ કૈં બોલતો ન હતો એમ જોઇ વિમળાએ વધુ ને વધુ આડાઇ કરવા માંડી. ફરસાણ તો સાવ બંધ જ થયાં હતાં તેમાં હવે ડોસાને જલદી જલદી જમવાનું પૂરૂં કરી લેવાની સૂચના વિમળા કરવા માંડી.

'તમારા એકલા સારુ મારે કેટલાં કામો અટકાવવાં ? જલદી જલદી ખાઇ લ્યો.' વગેરે, વગેરે.

માણેકલાલ માટે આ અસહ્ય થઇ પડ્યું. તેણે બહુ કડવા શબ્દોમાં આ બધી વાત શાંતિલાલને કહી. કંટાળેલો શાંતિલાલ કૈં ન બોલ્યો. હમણા હમણા શેઠિયાઓએ આર્થિક દબાણોને

અંગે તેનો પગાર પણ ઓછો કર્યો હતો તે કચવાટ પણ તેના હૃદયમાં ભર્યો જ હતો. વારંવાર તેના કાને આવતી સ્ત્રીની અને કાકાની ફરિયાદોથી પણ તે કંટાળ્યો હતો. તેને ઘણી વાર થઇ આવતું કે આમાં ક્યાંક કાકાનો પણ દોષ તો હોવો જ જોઇએ. તેણે એ લોકોને પોતાની તકરારનો પોતાને હાથે જ નિકાલ કરવા દેવાનું યોગ્ય ધાર્યું હતું.

માણેકલાલ તેના મૌનથી ઘવાયો. પોતાનું હરહંમેશ અપમાન થયા કરે અને એક શબ્દ પણ બોલ્યા વિના પોતે ઉછેરી મોટો કરેલો ભત્રીજો તે સહન કરી લ્યે એ વસ્તુ જ અસહ્ય હતી. તેણે નક્કી કર્યું કે ગમે તેમ કરી ખાવાનું ચલાવી લેવું પણ આ નિરંતરનું અપમાન સહન ન કરવું.

તેણે શાંતિલાલને પોતાનો નિશ્ચય જણાવ્યો. શાંતિલાલ તે સાંભળી હંમેશને માટે ક્લેશ ઓછો થશે તેમ જાણી અંતરમાં તો ખુશ થયો પણ કાકાને તેણે કહ્યું:

‘ એમ તે કૈં હોય, કાકા ? હું એને કહીશ તમારૂં બરોબર ધ્યાન રાખે. ’

પરંતુ એ બધાનું કૈં પરિણામ ન આવ્યું. અમુક વખત પાછું એમ જ ચાલ્યા બાદ માણેકલાલને ત્યાં જમવું બંધ કરવું જ ઠીક લાગ્યું. હવે તો હંમેશની તકરારોથી શાંતિલાલને પણ કાકાનો વાંક હૃદયમાં વસી ગયો હતો. તેથી જ્યારે માણેકલાલે પોતાનો નિશ્ચય તેને જણાવ્યો ત્યારે તેણે વધારે આગ્રહ ન કર્યો.

માણેકલાલે વીશીઓ ફેરવવા માંડી પણ તેને ક્યાંઈ ન ફાવ્યું. નાના ગામમાં વીશીઓ કેટલીક હોય અને તેમાં ખાવાનું યે કેવુંક આપે ? તેને ફાવે એવું ક્યાંઈ ખાવાનું મળે તેમ તેને ન લાગ્યું. તેની ખાવાની કચકચ અને ખરાબ ટેવો વિષે તેનાં સગાંઓમાં

વિમળાએ એટલો પ્રચાર કર્યો હતો કે પૈસા આપતાં પણ તે લોકો તેને સંઘરે તેમ હતાં નહિ. માણેકલાલ મૂંઝાયો. હવે શું કરવું? ખાવા ક્યાં જવું? ખૂબ વિચાર કરી કરી અંતે એક નિશ્ચય ઉપર આવ્યો. વૃદ્ધત્વ છતાં તેની હોજરી તો સારૂં કામ આપતી હતી. વળી ગાંઠિયા, ભજિયાં વગેરે ફરસાણો ખાવાનો તો પોતાને શોખ હતો. બીજે ક્યાંઈ પણ પાકી રસોઇ ખાવામાં તો તે ઠરતો નહોતો. તો પછી જ્યાંસુધી બને ત્યાંસુધી ગાંઠિયા, ભજિયાં, પુરી વગેરે વેચાતાં લઇ તેના ઉપર શરીર કેમ ન ટકાવવું?

અમુક વખત તો આ રીતે કરવું તેને ફાવ્યું નહિ, પણ મનુષ્ય છેવટે દરેક સ્થિતિથી ટેવાઈ જાય છે તે રીતે માણેકલાલ પણ આ ખોરાકથી ટેવાઇ ગયો. સવારના ચાપાણી પીવાં, બે વખતે જમવા ટાણે બજારમાંથી લઇ રાખેલો આ બધો ખોરાક ખાવો, કૂવામાંથી પોતાના ઉપયોગ પૂરતું પાણી ખેંચી કાઢવું, અને ઘર સાફસૂફ રાખવું. આ બધી તેની નિત્યચર્યા થઇ પડી. તેને આ સ્થિતિમાં એક જ મોટો સંતોષ રહેતો કે હવે કોઇ તેને ખાવા સંબંધી ઠપકો આપી શકે તેમ નહોતું. છતાં વિમળા સામેનો વિરોધ તે ભૂલી શકતો નહોતો. જ્યારે જ્યારે પ્રસંગ આવે ત્યારે ત્યારે વિમળાને ટોંકી લેવાનું તે છોડતો નહિ. અને એ રીતે શાંતિલાલનો તેના તરફનો સમભાવ ઓછો થતો જતો હતો.

આ રીતે પણ બેએક વર્ષ તો નીકળી ગયાં. વાતાવરણ બધું શાંત હતું. ફક્ત કોઇ કોઇ વાર વિમળા અને માણેકલાલ વચ્ચે ટપાટપી થઈ જતી હતી એટલું જ. બાકી તો માણેકલાલનો જીવનક્રમ જૂની હરોળ પર ચાલ્યો જતો હતો.

માત્ર હમણા થોડા વખતથી જ માણેકલાલને થોડી થોડી બેચેની જણાવા મંડી હતી. શરીરમાં ક્યાંઈ ખાસ બગાડ થયો હોય તેવું દેખાતું નહોતું પણ મન અસ્વસ્થ રહેતું; અને ક્યાંઈ

પણ અદૃષ્ય હોવા છતાં પણ શરીરમાં અગાડો તો જરૂર થયો છે તેમ તેને ચોક્કસ લાગતું. અને તેની માન્યતા સાચી નીકળી. અંતે તે બિમાર પડ્યો.

બિમારીમાં માણેકલાલને પોતાની એકલતા ખૂબ સાલી. વિમળાની સામેના તેના ઉગ્ર વિરોધે શાંતિલાલને તેના વિરોધી પક્ષમાં મૂકી દીધો હતો. વ્યવહાર ખાતર તે તેનો ભાવ પૂછી જતો પણ બાકી ખાસ કામ આવતો નહિ. છતાં પણ માણેકલાલનું જીવનતત્ત્વ જોરદાર હતું. માંદગીમાંથી તે સહીસલામત બેઠો થયો.

છેલ્લી બિમારી પછી માણેકલાલનું જીવન તો રહ્યું હતું પણ તેના શરીરને ખૂબ અસર થઇ હતી. તે પછી તેની પાચનશક્તિ ક્ષીણ થઇ ગઈ અને નબળાઇ પણ ખૂબ આવી ગઇ. તેનો બજારુ ચીજો લઇ ખાવાનો ક્રમ તો ચાલુ રહ્યો પણ હવે તે વસ્તુઓ તે પચાવી નહોતો શકતો.

છેલ્લા આઠેક દિવસ થયાં તો તેને આ બધું ખાવામાં ખૂબ જ મુશ્કેલીઓ પડવા માંડી હતી. જે મળે તેને તે પોતાની ખાવાની મુશ્કેલીની ફરિયાદ કરતો હતો. શાંતિલાલને કાને પણ આ વાત પહોંચી પણ તેણે તેની કૈં દરકાર ન કરી. માણેકલાલે બે ત્રણ ઘેર પૈસા આપીને ખાવાની માગણી કરી જોઇ પણ ત્યાં ય તે નિષ્ફળ નીવડ્યો. તેની ખાવાપીવાની ચાગલાઈ માટે તે જાણીતો થઈ ચૂકયો હતો.

હવે તેને વારંવાર આ જીવનનો અંત આણવાના વિચારો આવવા લાગ્યા. જીવનબળ વારે વારે તે વિચારોને નાબૂદ કરતું હતું, પણ જીવનની બીજી બધી મુશ્કેલીઓ વધારે ને વધારે સબળ રીતે તેને તેમ કરવા પ્રેરતી હતી. તે પીવાને પાણી ભરતો, ઘર સાફ રાખતો, ખાવા માટે બજારમાંથી ચીજો લઇ આવતો, છતાં પણ આખો વખત તેના મગજમાં આ વિચારો રમતા જ હોય.

તેને ખાતરી થઇ ચૂકી હતી કે આ જીવનમાં તેનું કોઈ જ નથી. પોતાના સારા વખતમાં જે માણસોને પોતે મદદ કરેલી તેમાંથી તો કોઇ દેખાતું જ નહોતું. છેવટે પોતાની માંદગીમાં પોતાનો ભત્રીજો પણ પોતાનો નથી રહ્યો તેની તેને ખાતરી થઈ ચૂકી હતી. છતાં જીવનની લાલસા તેની પાસે દિવસો ખેંચાવ્યે જતી હતી.

પરંતુ એ બધી લાલસાઓને દૂર કરી તેને અંતિમ નિશ્ચય તરફ પ્રેરે તેવો એક બનાવ બની ગયો. દૂર દેશથી તેમનો એક શ્રીમંત કુટુંબી હમણા જ પોતાને ગામ આવ્યો હતો. શાંતિલાલે તેને પોતાને ત્યાં જમવા નોતર્યો હતો. માણેકલાલને આશા હતી કે આજે તો પેલા કુટુંબીને સારૂં લગાડવા ખાતર પણ શાંતિલાલ પોતાને જમવા નોતરશે. તે આશા ફળીભૂત ન થઈ. છેવટે પોતા માટે ઉપરથી થાળી આવશે એ ધારણા પણ નિષ્ફળ ગઈ.

છેલ્લાં થોડાં વર્ષોમાં અનેક અપમાનો માણેકલાલે સહન કર્યાં હતાં પણ આ અપમાન ગળી જવાની ધીરજ તેનામાં રહી ન હોતી. આખી રાત તેને ઊંઘ ન આવી. રાત્રિમાં હરએક પળે આવા નિષ્ફળ, નિરર્થક, અપમાનિત જીવનનો અંત લાવવાનો તેને વિચાર આવ્યા કર્યો. મૃત્યુની ભયંકરતા પણ સાથે સાથે તેની નજર સમક્ષ ખડી થયા કરી અને એણે એ વિચારને હઠાવવા પોતાથી બનતું જોર અજમાવ્યું. પણ આજનો માણેકલાલ જ જાણે ફરી ગયો હતો. તેને પોતાનો જૂનો સમય યાદ આવ્યો. હજારોને જમાડનારો આજે ભૂખ્યો, ખાવાના દુઃખે ટળવળતો પડ્યો છે. તેનો ભાવ પૂછવા આવવાની પણ કોઇને પડી નથી. દૂર દેશથી આવનારાઓ પાસે પણ તેનું માન સાચવવાની કોઇને દરકાર નથી વગેરે વિચારોએ તેના મગજનો કાબુ લીધો હતો. રાત્રિની શૂન્યતામાં આવા જીવનને પણ શૂન્યમાં લઈ જવાનો તેણે નિશ્ચય કરી લીધો.

વહેલાં પ્રભાતમાં તે અનિદ્રિત દશામાં જ પથારીમાંથી બેઠો થયો. આજનું પ્રભાત પણ સુંદર હતું. જીવનથી થાકેલાંને પણ જીવન જીવવા પ્રેરે તેવા પ્રભાત સામે તે જોઈ રહ્યો. પ્રભાતના રંગ પલટાતા જતા હતા. તેના જીવનના રંગ પણ એમ નહોતા પલટાયા ? એકાદ પક્ષી તેના ઘર પાસેથી ગાતું ગાતું ઊડી ગયું. જીવન કેટલું સુંદર હતું ! તેનો જીવનનો અંત લાવવાનો નિશ્ચય મોળો પડવા માંડ્યો, ત્યાં બાજૂના મકાનમાંથી બાળકના રોવાનો સ્વર આવ્યો. વહેલી ઊઠેલી ગરીબ ડોસી 'હે પ્રભુ !' કહી નિસાસો નાખી ઘંટી ચલાવવા માંડી તે અવાજ તેના કાને અથડાયો. કારખાનાનું ભુંગળું વાગતાં આગલા દિવસનો શ્રમ ન ઊતર્યો હોય તેવા મજૂરોને ફરી પાછાં શ્રમિત થવા જતાં તે કલ્પનાથી જોઈ રહ્યો. અને મૃત્યુમાં લય પામવાનો ફરી પાછો જુસ્સો તેને આવ્યો. પ્રભાત સુંદર હતું, પંખી સુંદર હતું. પણ માનવ માટે તો દુઃખ જ હતું ના ? તેની સાક્ષી પેલું રડતું બાળક, પેલી નિઃશ્વાસ નાખતી ડોસી, અને શ્રમભર્યાં મજૂરો ન હોતાં પૂરી પડતાં ?

માણેકલાલ દાતણ ચાવતાં ચાવતાં જીવન અને મૃત્યુ વચ્ચેની પસંદગીનો નિર્ણય કરતો રહ્યો. તેનું મન ઝોલે ચડયું હતું. જીવનના ત્રાસ અનેઃથાક તેને મૃત્યુ તરફ દોરતા હતા. જીવનની કુદરતી ભૂખ તેને જીવન સાથે જ સંકળાઈ રહેવા લલચાવતી હતી. તે કૈં નક્કી ન કરી શકયો.

દાતણ કરી ચા બનાવી, પી, તે કલાકેક સુધી એમ ને એમ વિચારગ્રસ્ત દશામાં જ બેસી રહ્યો. ગઈ કાલે ખાધેલાં ભજિયાં વગેરેના કાગળો હજી ત્યાં ના ત્યાં જ પડ્યા હતા તેને દૂર ફગાવી દેવાનું તે ભૂલી ગયો હતો. ઘર પણ કાલે તેણે સાફ કર્યું નહોતું. કૂવે પાણી ભરવા જતી વિમળાએ એ ગંદવાડ જોયો,

‘ આવો, આવો, અવિનાશભાઇ, તમે તો બરાબર કહેલા સમયે જ આવી પહોંચ્યા હોં ! બેસો તો ખરા ! ’

‘ ના, ના, ’ અવિનાશ ઊભોઊભો જ બોલ્યો : ‘ હું બેસીશ નહિ. હું તો ખાસ એટલું જ કહેવા આવ્યો હતો કે મારે ખાસ કામે આજે બહાર જવાનું હોવાથી હું તમારી સાથે આજે નહિ રોકાઇ શકું. ચાલો, સાહેબજી. ’ કહી અશ્વિન સામે તિરસ્કાર ભરી નજર નાખી, તેની સાથે એક શબ્દ પણ બોલ્યા વગર અવિનાશ ત્યાંથી ચાલ્યો ગયો.

‘ અવિનાશ, ઊભો રહે હું આવું છું. ’ બોલી અશ્વિન ઊભો થયો, પણ સુનીલાએ તેને નયનના એક પલકારાથી ત્યાં જ જડી રાખ્યો. અશ્વિન અવિનાશ સાથે જઇ ન શક્યો !

થોડી વાર અશ્વિન સાથે આડીઅવળી વાતો કરી સુનીલાએ ઓચિંતું કોઇને મળવા જવાનું યાદ આવ્યાનું જણાવી અશ્વિનને ત્યાંથી રજા આપી !

* * *

અવિનાશને અશ્વિન ઉપર તથા સુનીલા ઉપર ખૂબ ક્રોધ ચડ્યો. સુનીલા તો ગમે તે કરે, તેને શું ? પણ અશ્વિન ? તેના સગા ભાઇ જેવો તેનો જૂનો મિત્ર ? સ્વાર્થ અને ઘવાયેલું અભિમાન તેને ભુલાવી દેતું હતું કે જે આકર્ષણથી પોતે પ્રેરાઈ અશ્વિનને દૂર કરવા મથ્યો હતો તે જ આકર્ષણ અશ્વિનને પ્રેરે તેમાં નવાઇ શી ? અશ્વિનની મૈત્રી ઉપરથી તેનો મોહ તથા તેની શ્રદ્ધા ઊડી ગયાં. અને છતાં સુનીલાનો મોહ એવો ને એવો રહ્યો.

છેવટે બેએક મહિના પછી જ્યારે સુનીલાના પિતાશ્રીનું હૃદય ઓચિંતું બંધ પડી જતાં તેમના નીપજેલા મૃત્યુને અંગે સુનીલાને

તે ગામ છોડી મુંબઈ જવું પડ્યું ત્યારે અશ્વિન અને અવિનાશ એકબીજાને ઓળખવાનું ભૂલી ગયા હતા.

સુનીલાના ગયા પછી અવિનાશની એકલતા વધી પડી. અશ્વિન અને પોતે સાથે ફરતા હતા તે દિવસો તેને યાદ આવ્યા. કેટલો નિર્મળ, નિઃસ્વાર્થ તેમનો પ્રેમ હતો? હવે અશ્વિન સાથે ફરીથી એ પ્રેમસંબંધ ક્યાંથી બંધાય? એ વાતમાં કંઇ અર્થ નહોતો. સુનીલા નજરથી દૂર થતાં તેનું આકર્ષણ ઓછું બન્યું. તેને વિષે તે શાંતિથી અને સ્થિર મને વિચાર કરી શક્યો. તરતમાં જ વાંચેલી 'કાકાની શશી'એ તેના મનમાં નક્કી કરી બેસાડ્યું કે સુનીલાનો આત્મા વેશ્યાનો આત્મા હતો. તેને અંગે પોતે પોતાના કામમાંથી રસ ગુમાવી ચૂક્યો હતો. એ ભાન થતાં તેને અત્યંત દુઃખ થયું. પણ હવે શો ઉપાય? તેમની મૈત્રીની રાખમાંથી કંઇ ફરી મનોરમ મંદિર બાંધી શકાય તેમ હતું? અવિનાશને મોહ નષ્ટ થઇ સ્મૃતિ અતિ મોડી લાધી.



# જૂનું અને નવું

પોતાના એકના એક પુત્ર વિનયને બે વર્ષ પહેલાં જ્યારે રામકોર ડોસીએ પરણાવ્યો ત્યારે ડોસીને જાણે ગંગા નહાયાં હોય તેવું લાગ્યું હતું. વર્ષો સુધી પતિપત્નીએ પુત્રપ્રાપ્તિ ઝંખી હતી પણ તે ઝંખના ફળતી જ નહોતી. અંતે જ્યારે બન્નેએ એ આશાને સદંતર ત્યાગી દીધી હતી અને રામકોરને જ્યારે સાડત્રીસ આડત્રીસ વર્ષ થયાં હશે ત્યારે વિનયનો જન્મ થયો હતો. વિનયના જન્મ પછી થોડાં વર્ષોમાં જ તેના પિતા મૃત્યુ પામ્યા અને ત્યારથી વિનય રામકોરનો એકનો એક વિસામો થઇ પડ્યો હતો.

રામકોર રોટલે સુખી હતી. વિનયને તેણે સારી પેઠે ભણાવ્યો પણ હતો અને પોતાના દરજ્જાને શોભે એવી રીતે વિનયે જ પસંદ કરેલી એક ભણેલી કન્યા સાથે તેનાં લગ્ન પણ કરી દીધાં હતાં.

ભણતરનાં અમુક વર્ષો વિનયે માતાથી જુદા રહીને મુંબઇમાં જ કાઢ્યાં હતાં. મુંબઇની જિંદગીથી ટેવાઈ ગયેલા તેને મુંબઇમાં જ જીવન ગાળવું ફાવે તેમ હતું. પરણ્યા પછી થોડા વખતમાં જ મુંબઇમાં સરકારી નોકરી તેને મળી ગઈ હતી અને પત્નીને લઇ તે મુંબઈ ગયો હતો.

વિનયનાં લગ્ન અને મુંબઇ જવા વચ્ચેનો જે બેત્રણ માસનો ગાળો તેણે રામકોર ડોસી સાથે ગાળ્યો હતો તે સમયને રામકોર

ડોસી ખૂબ જ રસપૂર્વક યાદ કરતાં. તેમની પાડોશની અને ઓળખાણની સ્ત્રીઓ પાસે તે પુત્ર અને પુત્રવધૂનાં એટલાં તો વખાણ કરતાં કે તેમના થોડું ભણેલા પુત્રો અને અભણ જેવી પુત્રવધૂઓ માટેનું તેમનું માન ઓસરી જતું. તેમાંની કોઈ કોઈ કહેતી : 'બાઈ, બધાં ભલે કહે કે ભણાવ્યાથી છોકરાં વંઠી જાય છે; પણ રામકોર કેવી સુખી છે! તેનો દીકરોવહુ બે ય ભણેલ છે, પણ તેની આમન્યા કેવી જાળવે છે!' વગેરે વગેરે.

ડોસી બધાં સાથે બેઠાં હોય ત્યારે ખૂબ જ ઉત્સાહપૂર્વક વિનયનાં અને તેની પત્નીનાં, તેમનાં વિનય અને વિવેકનાં ભારોભાર વખાણ કરતાં. પણ કોઇ કોઇ વાર પોતે એકલાં બેઠાં હોય અને વિચારે ચડી ગયાં હોય ત્યારે તેમને થઈ જતું કે પોતે તેમનાં ગમે તેટલાં વખાણ કરે પણ ઘણી વાર દિકરો અને વહુ વધારે પડતી છૂટ લેતાં હતાં. બે પાંચ વાર તો તેમને ફરવા જવું હશે તે ઘરકામનો બધો ભાર પોતાની ઉપર જ નાખીને તે નહોતાં ચાલ્યાં ગયાં? અને પરણ્યાના બે જ મહિના પોતાની સાથે તેઓ રહ્યાં એટલામાં બત્રીસ વાર પોતાની હાજરીમાં એકબીજાને નામ લઇને તેમણે નહોતાં બોલાવ્યાં? અને એક વાર તો—ડોસી વિચાર કરતાં કરતાં પણ શરમાતાં—કૈં બળ્યાની ગંધ આવતાં પોતે ઓચિંતાં જ રસોડામાં ગયાં ત્યારે વિનય તેની પત્નીને ચુંબન કરતો હતો! માને જોઇને તે કેવો છોભીલો પડી ગયો હતો! એ તો ઠીક છે કે પોતે જરા સુધરેલ વિચારનાં હતાં, અને છોકરાં સુખી થાય તેમાં જ પોતે સુખી હતાં; બીજી મા હોય તો એવું ન ચલાવી લ્યે.

પરંતુ આવા આવા વિચારો તો કોઈ કોઈ વાર જ આવતા. ઝાઝો ભાગ તો માતાના હૃદયમાં પુત્રના ગુણો જ વસતા. અને દરેકને એ ગુણો સંભળાવી બતાવવામાં તે પોતાના જીવનની કૃતકૃત્યતા માનતાં.

છતાં હમણા હમણા રામકોર ડોસીની માનસિક શાન્તિ ક્ષુબ્ધ થયેલી જણાતી. પાડોશીની સ્ત્રીઓ સાથે હમણા તે બહુ બેસતાં નહિ. વખત મળતાં વહુદીકરાનાં વખાણ તે જરૂર કરતાં, પણ તેમાંય પણ હમણા હમણા કૈં કચાશ દેખાઈ આવતી.

ડોસીની આ મનોદશાનાં કારણો હતાં. હમણા થોડા વખતથી તેમને કાને વિનય અને તેની પત્ની સંબંધી જાતજાતની વાતો અથડાતી. મુંબઈથી આવતાં લોકો તેમના સંબંધી વિધવિધ વાતો ચલાવતાં અને ઝપાટાબંધ તે વાતો આખા ગામમાં ફરી વળતી. ડોસીને મોઢે પણ એવી વાતો કરવાનું તેમનાં શુભેચ્છકો ચૂકતાં નહિ, અને એવું એવું સાંભળ્યાપછી ડોસીને ગળે અન્ન પણ નહોતું ઊતરતું.

એ બધી વાતોમાં ખાસ તો કૈં દમ નહોતો. પણ એટલું તો નક્કી હતું કે વિનય અને તેની પત્ની ખૂબ જ છૂટથી મુંબઇમાં હરતાંફરતાં હતાં. લોકો કહેતાં કે તેમને કોઈની લાજ શરમ પણ નહોતી રહી. અને ડોસીને એકદમ અછાજતી લાગે તેવી વાત તો એ હતી કે મધુરી પરપુરુષો સાથે એકલી એકલી પણ ઘણી વાર ફરવા જતી. અને એ વાતની એને શરમ પણ નહોતી લાગતી. એક વાર રામકોર ડોસીની બાજુમાં રહેતી કપુરબાઇનો દીકરો અસુ જુહુ ઉપર ફરવા ગયો હશે ત્યાં મધુરી કોઇની સાથે ફરવા નીકળી હશે તે તેને મળી હતી. પેલો તો બિચારો એ ભોંઠી ન પડે એટલા ખાતર આડું જોઈ ગયો હતો. પણ મધુરીએ જ તેને સામો બોલાવ્યો હતો. પેલાને ખબર તો હતી કે મધુરી આમ વંઠેલ જેમ બધા સાથે ફરે છે, છતાં તેણે તેને બોલાવ્યો એટલે તેનાથી પૂછાઇ ગયું :

'વિનયભાઈ આંહીં આટલામાં જ હશે!'

ડોસી ખૂબ જ રસપૂર્વક યાદ કરતાં. તેમની પાડોશની અને ઓળખાણની સ્ત્રીઓ પાસે તે પુત્ર અને પુત્રવધૂનાં એટલાં તો વખાણ કરતાં કે તેમના થોડું ભણેલા પુત્રો અને અભણ જેવી પુત્રવધૂઓ માટેનું તેમનું માન ઓસરી જતું. તેમાંની કોઈ કોઈ કહેતી : 'બાઈ, બધાં ભલે કહે કે ભણાવ્યાથી છોકરાં વંઠી જાય છે; પણ રામકોર કેવી સુખી છે! તેનો દીકરોવહુ બે ય ભણેલ છે, પણ તેની આમન્યા કેવી જાળવે છે!' વગેરે વગેરે.

ડોસી બધાં સાથે બેઠાં હોય ત્યારે ખૂબ જ ઉત્સાહપૂર્વક વિનયનાં અને તેની પત્નીનાં, તેમનાં વિનય અને વિવેકનાં ભારોભાર વખાણ કરતાં. પણ કોઇ કોઇ વાર પોતે એકલાં બેઠાં હોય અને વિચારે ચડી ગયાં હોય ત્યારે તેમને થઈ જતું કે પોતે તેમનાં ગમે તેટલાં વખાણ કરે પણ ઘણી વાર દિકરો અને વહુ વધારે પડતી છૂટ લેતાં હતાં. બે પાંચ વાર તો તેમને ફરવા જવું હશે તે ઘરકામનો બધો ભાર પોતાની ઉપર જ નાખીને તે નહોતાં ચાલ્યાં ગયાં? અને પરણ્યાના બે જ મહિના પોતાની સાથે તેઓ રહ્યાં એટલામાં બત્રીસ વાર પોતાની હાજરીમાં એકબીજાને નામ લઇને તેમણે નહોતાં બોલાવ્યાં? અને એક વાર તો–ડોસી વિચાર કરતાં કરતાં પણ શરમાતાં–કૈં બળ્યાની ગંધ આવતાં પોતે ઓચિંતાં જ રસોડામાં ગયાં ત્યારે વિનય તેની પત્નીને ચુંબન કરતો હતો! માને જોઇને તે કેવો છોભીલો પડી ગયો હતો! એ તો ઠીક છે કે પોતે જરા સુધરેલ વિચારનાં હતાં, અને છોકરાં સુખી થાય તેમાં જ પોતે સુખી હતાં; બીજી મા હોય તો એવું ન ચલાવી લ્યે.

પરંતુ આવા આવા વિચારો તો કોઈ કોઈ વાર જ આવતા. ઝાઝો ભાગ તો માતાના હૃદયમાં પુત્રના ગુણો જ વસતા. અને દરેકને એ ગુણો સંભળાવી બતાવવામાં તે પોતાના જીવનની કૃતકૃત્યતા માનતાં.

છતાં હમણા હમણા રામકોર ડોસીની માનસિક શાન્તિ ક્ષુબ્ધ થયેલી જણાતી. પાડોશીની સ્ત્રીઓ સાથે હમણા તે બહુ બેસતાં નહિ. વખત મળતાં વહુદીકરાનાં વખાણ તે જરૂર કરતાં, પણ તેમાંય પણ હમણા હમણા કૈં કચાશ દેખાઈ આવતી.

ડોસીની આ મનોદશાનાં કારણો હતાં. હમણા થોડા વખતથી તેમને કાને વિનય અને તેની પત્ની સંબંધી જાતજાતની વાતો અથડાતી. મુંબઈથી આવતાં લોકો તેમના સંબંધી વિધ વિધ વાતો ચલાવતાં અને ઝપાટાબંધ તે વાતો આખા ગામમાં ફરી વળતી. ડોસીને મોઢે પણ એવી વાતો કરવાનું તેમનાં શુભેચ્છકો ચૂકતાં નહિ, અને એવું એવું સાંભળ્યાપછી ડોસીને ગળે અન્ન પણ નહોતું ઊતરતું.

એ બધી વાતોમાં ખાસ તો કૈં દમ નહોતો. પણ એટલું તો નક્કી હતું કે વિનય અને તેની પત્ની ખૂબ જ છૂટથી મુંબઇમાં હરતાંફરતાં હતાં. લોકો કહેતાં કે તેમને કોઈની લાજ શરમ પણ નહોતી રહી. અને ડોસીને એકદમ અછાજતી લાગે તેવી વાત તો એ હતી કે મધુરી પરપુરુષો સાથે એકલી એકલી પણ ઘણી વાર ફરવા જતી. અને એ વાતની એને શરમ પણ નહોતી લાગતી. એક વાર રામકોર ડોસીની બાજુમાં રહેતી કપુરબાઇનો દીકરો અમુ જુહુ ઉપર ફરવા ગયો હશે ત્યાં મધુરી કોઇની સાથે ફરવા નીકળી હશે તે તેને મળી હતી. પેલો તો બિચારો એ ભોંઠી ન પડે એટલા ખાતર આડું જોઈ ગયો હતો. પણ મધુરીએ જ તેને સામો બોલાવ્યો હતો. પેલાને ખબર તો હતી કે મધુરી આમ વંઠેલ જેમ બધા સાથે ફરે છે, છતાં તેણે તેને બોલાવ્યો એટલે તેનાથી પૂછાઇ ગયું :

‘ વિનયભાઈ આંહીં આટલામાં જ હશે ! ’

'ના, ના, એ તો આજે જરા મોડા આવવાના છે. મને થયું કે હજી એમને વાર છે ત્યાં હું જરા ફરી આવું.'

આ વાત તે હમણા મુંબઇથી આવેલો હોઈ તેણે પોતાની માને કહી હતી, અને માએ સહેજ ચેતવણીરૂપે રામકોર ડોસીને જણાવી હતી.

આ બધી વાતો સાંભળીને ડોસીને ખૂબ દુઃખ થયું, પણ કશો ઉપાય સૂઝતો નહોતો. પારકાંઓ જ્યારે આવી આવી વાતો પોતા પાસે કરવા આવે ત્યારે તેમને તો તે ધમકાવી નાખતાં અને વહુદીકરાનો બચાવ પણ કરતાં.

'હોય. ભણેલગણેલ છોકરાં ફરે નહિ તો શું કરે? ક્યાં કૈં ચોરીછિનાળી કરે છે કે શરમ હોય?' એવું એવું કહી સામાને ચૂપ કરી દેતાં પણ મનમાં તો પોતે પણ સમજતાં કે આ ખોટું થાય છે.

ખૂબ ખૂબ વિચારને અંતે રામકોર ડોસીએ આ સંકટને ટાળવાનો અને વસ્તુસ્થિતિ સુધારવાનો એક ઉપાય શોધી કાઢ્યો. પોતે મુંબઈ જવું જોઈએ અને વહુદીકરાની સાથે રહેવું જોઇએ. એ રીતે એ લોકો ઉપર અંકુશ રહે અને પોતે બુઢાપામાં પુત્રની સાથે રહી શકે. થોડા દિવસમાં જ ડોસીએ મુંબઇ જવાની બધી તૈયારી કરી નાખી. પુત્રને લખી પણ નાખ્યું કે પોતે મુંબઇ આવવા ઇચ્છે છે. અને એ ઇચ્છા માટે આનંદ પ્રદર્શિત કરતો વિનયનો પત્ર પણ આવી ગયો. ગામમાં બધાંને મોંએ ડોસી કહેવા લાગ્યાં કે વિનય પોતાને મુંબઇ તેની સાથે રહેવા બોલાવે છે એટલે પોતે મુંબઇ જાય છે. અને અંતે એક દિવસ ડોસી મુંબઈ તરફ રવાના થઇ પણ ગયાં.

* * *

ડોસી મુંબઈ પહોંચ્યા પછી થોડો વખત તો ખૂબ આનંદ અને આરામમાં પસાર થયો. પોતાની મનની વાત શરૂશરૂમાં જ ન કહી નાખવા જેટલી ડોસીમાં વ્યાવહારિક સમજણ હતી. પોતાની નજરે જો કૈં એવું ઉદ્ધત વર્તન પડે તો જ કૈં બોલવું એવો તેમણે નિશ્ચય પણ કર્યો હતો. પણ શરૂશરૂમાં તો એવું કૈં દેખાયું નહિ. ઊલટું મધુરી તેમનું ભારે માન સાચવતી. તેમને કૈં કામ પણ તે કરવા નહોતી દેતી. ડોસી તો વહુ ઉપર ખુશખુશ થતાં જતાં હતાં.

અને તે એમ ખુશ થાય તેમાં નવાઇ પણ નહોતી. મધુરી ખરેખર મધુરી હતી. તેને જોનારને તે સુંદર છે એમ તો લાગે કે ન લાગે, પણ તે મધુર છે તેમ તો જરૂર લાગે. તેનું શરીર ભરાવદાર હતું. રંગ એકદમ ગૌર તો નહિ, છતાં પણ ઊજળો તો હતો જ. વાળની વચ્ચોવચ્ચેથી પાડેલી સેંથી તેના ગોળ, ભરેલ મુખ ઉપર ખૂબ શોભા પાથરતી. અને તેનું હાસ્ય તેને અદ્‌ભુત મોહકતા અર્પતું. હસતી વખતે તેના સફેદ દાંત ઝળકી ઊઠતા. અને હાસ્યમાં તણાયેલ તેના કપોલ તેની આંખોને ઝીણી બનાવી તેમાં કૈંક માદક તત્ત્વ ભરતા.

મધુરી જેવી દેખાવે મધુર હતી તેવી જ રીતભાતે પણ મધુર હતી. સામા માણસને પોતા તરફથી ક્યાંઇ પણ માઠું ન લાગે તેની તે ખાસ સંભાળ રાખતી. કોઇ વાર કોઇને જરા પણ માઠું લાગ્યું હોય તો તેનો મીઠો સ્વર તરત જ તે ભુલાવી દેતો અને તે માણસ ફરી પાછો સ્વસ્થ થઈ જતો.

રામકોર ડોસીને પુત્રને કે પુત્રવધૂને પોતાનું આવવું ન ગમ્યું હોય તેમ લાગ્યું નહિ. બન્ને તેમનું ખૂબ માન જાળવતાં અને તેમને મુશ્કેલી ન પડે તેની પણ ખાસ સંભાળ લેતાં.

ઘણી વખત વિનય પોતાની સાથે પોતાની પત્નીને ફરવા લઇ જતો, પરંતુ તે સામે તો ડોસીનો વિરોધ જ નહોતો. કોઇ કોઈ વાર વિનયના મિત્રો તેમની પત્નીઓ સાથે વિનયને ઘેર આવતા અને વિનય અને મધુરી તેમની સાથે બેસતાં. ડોસીને આ બધાં બૈરાંઓ પુરુષો સાથે બેસે, હસે, બોલે તે વાત ગમતી તો નહિ, પણ 'જમાનો બદલાયો છે; બધાંની બૈરીઓ સાથે બેસે છે અને મધુરી ન બેસે તો ખરાબ લાગે ને?' એમ મનને મનાવી શાંત રહેતાં.

ડોસીનું મુંબઇ આવવાનું નક્કી થયું ત્યારથી જ વિનય અને મધુરીને ચોક્કસ લાગ્યું હતું કે ડોસીને તેમની રહેણીકરણી કદાચ પસંદ ન આવે. તેથી તેમણે નક્કી કર્યું હતું કે તે રહેણીકરણીમાં યોગ્ય ફેરફાર કરવો; ધીમે ધીમે કરતાં, ડોસીને ટેવ પાડતાં પાડતાં, છેવટે પોતાનો જીવનવ્યવહાર જે છૂટથી ચાલ્યો જતો હતો તે છૂટ ઉપર લાવી મૂકવો. પણ તે બધું બહુ ધીમે ધીમે કરવું જેથી બાને આંચકો ન લાગે.

પરંતુ તદ્દન જૂની રીત પ્રમાણે તેઓ રહે તો તો પછી જરા છૂટ લેતાં બા દુભાય તે દેખીતું હતું. તેથી વિનયના મિત્રો તેમની પત્નીઓ સાથે જ્યારે આવે ત્યારે તો મધુરીએ પણ વિનય સાથે તેમની મંડળીમાં બેસવું જ એ પહેલેથી નક્કી થયેલું હતું. બાને કદાચ એ વાત નહિ ગમે એમ તેઓ ધારતાં હતાં. છતાં થોડી શરૂઆત તો કરી જ દેવી, જેથી પાછળથી એ વસ્તુનું વધારે દુઃખ ન થાય, એ વિચારે તેમણે એ વાતને અમલમાં મૂકી હતી.

અમુક વખત સુધી આ કાર્યક્રમ અમલમાં રહ્યા છતાં જ્યારે ડોસી તે બાબતમાં કૈં પણ ન બોલ્યાં કે બીજી કોઇ રીતે એ વસ્તુથી પોતાની નાખુશી ન બતાવી ત્યારે વિનયને હિંમત આવી.

વિનય સારો છોકરો હતો. માતાને બને ત્યાં સુધી દુભવવી ન જોઇએ તેમ પણ તે માનતો હતો. છતાં પોતાની સ્ત્રીને પણ અમુક પ્રકારનું સ્વાતંત્ર્ય તો જોઇએ જ એમ પણ તે સાથોસાથ માનતો. માતાના જૂના સંસ્કારો આ વસ્તુ ચલાવી લેવા ના પાડે તો તેનો વિનયપૂર્વક છતાં મક્કમતા સહિત સામનો કરવો જોઇએ તેમ પણ તે માનતો. પરંતુ હવે તો તેને લાગ્યું કે તે પ્રશ્ન–માતાના સંસ્કારોના બળપૂર્વકના વિરોધનો–માતાના વલણુથી આપોઆપ ઉકલી ગયો હતો. અને તેને થોડા દિવસોથી મનમાં એક મૂંઝવણ થતી હતી તે પણ આપોઆપ દૂર થતી જતી દેખાઈ.

વિનયનો સુધાકર નામનો એક મિત્ર હતો. બન્ને વચ્ચે ખૂબ જ બનાવ હતો. અમુક સમય થાય ત્યારે હંમેશા તે વિનયને ત્યાં આવ્યો જ હોય. વિનય ન હોય તો મધુરી સાથે વિનય આવે ત્યાં સુધી ગપ્પાં મારે, અને જો વિનય મોડો આવવાનો હોય તો મધુરી અને તે સાથે ફરવા–હરવા પણ જાય. એ સંબંધમાં વિનયને કૈં વાંધો લેવા યોગ્ય દેખાયું નહોતું અને વાંધો લેવા યોગ્ય કૈં હતું પણ નહિ. છતાં માતાને આ વસ્તુ જરા પણ પસંદ નહિ આવે તે વિનય બરોબર જાણતો હતો. એ પ્રશ્નનો ઉકેલ ઘણા વખતથી વિનયને મૂંઝવી રહ્યો હતો. રામકોર ડોસી મુંબઇ આવ્યાં તે પહેલાં જ અમુક વખત થયાં સુધાકર બહારગામ ગયો હતો એટલે અત્યાર સુધી તો વિનયને એ બાબતની ચિન્તા નહોતી. પણ હવે થોડા સમયમાં સુધાકર આવવાનો હતો તેને કેમ કહેવાય કે 'મારી બાને સ્વતઃકલ્પિત સભ્યતાનાં ધોરણને અંગે તું મધુરી સાથે એકલો બેસે, બોલે, હરે, ફરે એ નહિ ગમે માટે તારૂં વર્તન ફેરવવું ?' એમાં પોતાને નાનમ ન લાગે ? જેને સગા ભાઈ જેવો ગણ્યો હોય તેની ઉપર આવું કૈં પણ બંધન કેમ મુકાય ? અને એમ ન

કરે તો માતા ઉપર કેવી ખરાબ અસર થાય ? એ બધી વસ્તુઓ ડોસીના આવ્યા પછી વિનયને વારંવાર મૂંઝવતી. પણ ડોસીનું મૌન તેનું સહાયક બન્યું. હવે તો સુધાકર આવે ત્યારે જેમ ચાલતું હતું તેમ જ ચાલવા દેવું તેમ તેણે નક્કી કર્યું.

અંતે સુધાકર આવ્યો પણ ખરો. આ વખતે તે પોતાના ગામમાંથી પોતાના એક મિત્રના નાના ભાઇને પોતાની સાથે લાવ્યો હતો. તે સુધાકરની સાથે જ રહેવાનો હતો અને મુંબઇમાં અભ્યાસ કરવાનો હતો. તે બી. એ. પસાર કરી ગયો હતો અને એમ. એ. માટે મુંબઈ આવ્યો હતો. તેનું નામ હતું રમણ.

રમણ ઊંચો અને પાતળો સોટા જેવો હતો છતાં તેનો ચહેરો સોહામણો હતો. તેની આંખો તેજદાર હતી અને તેની વાક્છટા સામાને મોહ પમાડે તેવી હતી. ગમે તે વિષય ઉપર તે છૂટથી વાત કરી શકતો અને પોતાના જ્ઞાનથી તે બધાંને આશ્ચર્યચકિત કરી દેતો. સુધાકર સાથે તે પણ વિનયને ત્યાં આવતોજતો થયો અને તેમની મંડળીમાં ખૂબ જ ભળી ગયો.

પોતાના ખાસ મિત્ર તરીકે વિનયે ડોસીને સુધાકરની ઓળખાણ આપી. ઘણી વખત કેવી કેવી મુશ્કેલ પરિસ્થિતિઓમાંથી સુધાકરે પોતાને ઉગારી લીધો હતો તે પણ ખાનગીમાં તેણે ડોસીને કહ્યું અને તેને વિષે ખૂબ ખૂબ વાતો કરીને તેને માટે માન ઊભું કરવા પ્રયત્ન કર્યા.

સુધાકરનો શાંત, ઠરેલ ચહેરો અને વર્તાવ જોઇને ડોસી પણ તેના ઉપર ખુશ થયાં. પણ વિનય ઘરમાં હોય કે ન હોય ત્યારે પણ કલાકો સુધી સુધાકર તેને ઘેર બેસી રહેતો એ ડોસીને નહોતું સમજાતું. અને સુધાકર આવતાં જ મધુરી પણ તેની

પાસે જઈને બેસતી એ વાત ડોશીને ખૂબ જ અયોગ્ય લાગતી. વિનય ઘરમાં હોય ત્યારે પણ એ બન્ને દોસ્તો બેસે તે બરોબર હતું, પણ પુરુષોની વચ્ચે આ સ્ત્રીની ડખલગીરી તેમને નહોતી સમજાતી, નહોતી પસંદ પડતી. છતાં પણ તેનો પતિ સાથે હોય અને તે ગમે તેમ કરે તે ચલાવી લેવાય; પરંતુ તેની ગેરહાજરીમાં આવા અપરિણિત પરપુરુષ સાથે ટોલા મારવા બેસવાં એ તો અસહ્ય હતું, સમજણમાં ઊતરે તેમ જ નહોતું.

રામકોર ડોસીને હવે લાગવા માંડ્યું કે ગામમાં સાંભળેલી વાતોમાં કાંઇક તથ્ય તો હતું જ. તેમણે આ બાબત વિષે મધુરીથી જ પતતું હોય તો વિનય પાસે ન જવું એવો વિચાર કર્યો.

એક દિવસ ડોસી મધુરી સાથે ખૂબ વાતે વળગ્યાં; જાતજાતની વાતો કરવા લાગ્યાં. અત્યારના સંસારને જૂના સંસાર સાથે સરખાવવા લાગ્યાં. પહેલાં કેટકેટલી લાજમર્યાદા જાળવવી પડતી અને હવે તો સાસરિયાંમાં પણ કેટલી છૂટ મળે છે તે વિષે હસતાં હસતાં વાતો કરવા માંડી :

‘ ને દીકરા, ગમે તેમ હોય પણ એ લાજ મરજાદાનું તો કામ ભારી હોં !’ ડોસીએ કહ્યું: ‘ અમે તો કોઈ પુરુષની આડાં પણ નહોતાં ઊતરતાં. અમારી તો આંગળીના નખ પણ પારકો ભાયડો જોવા ન પામે એવી રીતે અમે વરતતાં.’

મધુરી હસતાં હસતાં બધી વાત સાંભળી રહી. તે સમજી ગઇ કે પોતાને ઉદ્દેશીને જ બધી વાત થતી હતી. ડોસીને સમજાવવા જતાં અર્થનો અનર્થ થાય તો નકામું હેરાન થવું પડે એ વિચારે તે મૂંગી જ રહી. ડોસી પોતાની વાતનું કૈં પરિણામ આવે છે કે નહિ તે જોવા તલસી રહ્યાં.

અને તેમાં તેમને નિરાશા મળી. આ વાત થયા પછી

બીજે દિવસે વિનય કહી ગયો હતો કે 'હું જમવા નહિ આવું અને રાતે ઘેર મોડો આવીશ.' સાંજે સુધાકર અને રમણ વિનયને ઘેર આવ્યા. મધુરીએ તેમની પાસે જઈ તેમને બેસાડ્યા અને ત્રણે વાતોએ વળગ્યાં. સહેજે કલાક નીકળી ગયો. ડોસીને એ જરા પણ ન ગમ્યું, પણ તેમનાથી કૈં કહી શકાય તેમ તો હતું જ નહિ. તે સમજતાં હતાં કે ભણેલી વહુ માન રાખે છે તે ઠીક છે. વધારે ડાહ્યાં થવા જઇશું તો તે પણ ગુમાવી બેસશું.

પછી તો વારેવારે ડોસી મધુરીને આવી ને આવી શિખામણો દેવા માંડ્યાં, અને મધુરી પર તેની અસર ન થતી દેખી અંદર ને અંદર ડોસી શોષાવા માંડ્યાં. તેમણે છેવટે નક્કી કર્યું કે વિનયને આ બાબતમાં તેમણે પોતાનો મત જણાવવો તો જોઈએ જ. અને એક દિવસ વિનયને એકાંતમાં બોલાવી તેમણે પોતાના મનની વાત તેને કરી પણ ખરી.

વિનય બધું શાંતિથી સાંભળી રહ્યો, પણ: છેવટે એ બધી જૂના જમાનાની માન્યતાઓની નિરર્થકતા ઉપર અને આવા નિર્દોષ સંબંધોનો પણ વિરોધ કરવામાં રહેલી હૃદયની અનુદારતા ઉપર ડોસીને અત્યંત વિનયપૂર્વક થોડા શબ્દો કહી તે ત્યાંથી ચાલ્યો ગયો.

ડોસીનું માનપાન ઘરમાં એટલું જ જળવાતું હતું, પરંતુ આ બાબતમાં બન્નેમાંથી એકે ડોસીને નમતું નહોતાં આપતાં. ડોસી વારેવારે એકની એક વાત વિનયને કહે રાખતાં, અને વિનય ઘણી વાર તેથી ખીજાતો પણ ખરો, છતાં કોઈ દિવસ ડોસીનું અપમાન તો નહોતો જ કરતો. તેમ પોતે સ્વીકારેલા ધોરણમાં ફેરફાર પણ નહોતો પડવા દેતો.

પોતાના વિચારો તરફની આ બેદરકારીથી ડોસીનું અંતર ખૂબ ઘવાયું. પોતાના ગામમાં, ડોસીની હાજરી છતાં, વહુ

આટલી આટલી છૂટ હયે, તે વિષે શુંનું શું કહેવાતું હશે એ વિચાર ડોસીને પળ માટે પણ નહોતો છોડતો. હવે તો ડોસીએ આવી વસ્તુસ્થિતિ અટકાવવા માટે એક નવીન ઉપાય અજમાવવો યોગ્ય ધાર્યો. જ્યારે જ્યારે વિનય ઘરમાં ન હોય અને સુધાકર, કે રમણ, કે તે બન્ને, તેમને ઘેર આવે ત્યારે તે લોકો અને મધુરી જે ઓરડામાં બેઠાં હોય ત્યાં જઇને ડોસી પણ બેસે. તેમને એમ લાગતું કે આ રીતે તે લોકો અંદર અંદર જ ઓઝપાશે અને આવતા બંધ થઈ જશે. પણ તેમને તો જાણે ડોસીના અસ્તિત્વની પડી જ ન હોય તેમ તે લોકો ગપ્પાં માર્યે રાખતાં. તેમની વાતોમાં અર્ધોઅર્ધ તો અંગ્રેજી શબ્દો આવતા અને બાકીના અર્ધા ગુજરાતીમાં પણ ડોસીને કશી ગમ ન પડતી.

પુત્રની પોતાનું હિત સમજવાની આટલી અશક્તિ જોઈ ડોસી ઘણી વાર એકલાં બેઠાં હોય ત્યારે રોઈ પડતાં. રાત્રે તેમને આ ને આ વિચારોમાં ઊંઘ પણ નહોતી આવતી. મધુરીનો વર્તાવ જોતાં તેમને તેના ચારિત્ર્ય વિષે તો શંકા આવતી જ નહોતી; છતાં પણ એ બધામાં ચારિત્ર્યનો નાશ થાય એ વાત તેમના મનમાં એટલી સજ્જડ પેસી ગઇ હતી કે તેમાં કોઈ ફેરફાર કરી શકે તેમ હતું જ નહિ.

અને એક દિવસ તો ડોસીને ખૂબ:જ ખરાબ લાગ્યું. સુધાકર તેમને ઘેર આવ્યો હતો. વિનય નહોતો. ડોસી એ લોકો સાથે બેસવાથી કંટાળી ગયાં હતાં અને હવે પોતાના એક જુદા ઓરડામાં જ બેસી રહેતાં. સુધાકરને આવ્યાને થોડી વાર થઇ હશે ત્યાં મધુરી ડોસી પાસે બહાર જવાનાં કપડાં પહેરીને આવી અને કહ્યું: 'બા, હું જરા બહાર જઇ આવું હોં. અર્ધા કલાકમાં પાછી આવીશ.'

'એકલાં જાવ છો?'-ડોસીએ પૂછ્યું.

'ના ના, સુધાકરભાઈ સાથે છે ને!' મધુરીએ કહ્યું અને ડોસી 'હા' 'ના' કહે તે પહેલાં તો તે ચાલી ગઇ.

ડોસી ખૂબ વિચારમાં પડી ગયાં. તેમને કપુરના દીકરા અમુએ કહેલી વાત યાદ આવી. તેમને ડૂબી મરવા જેવું થયું. એમના ગામનો કોઇ વડિલ આવી રીતે મધુરીને પરપુરુષ સાથે એકલી ફરતી જુએ તો કેટલું ખરાબ લાગે? અને ગામને મોંએ ક્યાં ગરણું બંધાય એમ છે? એ તો ફાવે તેવી વાતો કરે. અધૂરામાં પૂરું સુધાકર મધુરીને એકનામે બોલાવતો હતો. એમ બોલાવતાં કોઈ સાંભળે તો પછી તેમનો સંબંધ ગમે તેવો નિર્દોષ હોય, છતાં લોકોને તેમને વિષે ખરાબ સંબંધ કલ્પતાં કૈં શંકા જ ન આવે. અને એવો સંબંધ બધાં કલ્પે તેમાં નવાઈ પણ શી? બીજા કોઇનું એવું બન્યું હોય તો પોતે પણ એવી જ કલ્પના કરે ના?

તો યે સુધાકર તો ઠીક હતો. તેનો ચહેરો શાંત, ઠરેલ હતો, તેની રીતભાત અજાણ્યાને પણ વિશ્વાસ પ્રેરે તેવી હતી, પણ રામકોર ડોસીને પેલો રમણ નહોતો ગમતો. તેની બુદ્ધિના ચમકારા મારતી તેજદાર આંખોનો ડોસીમાને હંમેશા ભય લાગતો. વિનયને એક વાર તેમણે કહ્યું હતું: 'દીકરા, બીજું બધું તો ઠીક, પણ મને ઈ છોકરો જરાય પસંદ નથી. એની નજર બૂરી છે. ઈ અમે બુઢ્ઢાં માણસ વરતીએ, તમે ન જાણો.'

'તમારો જમાનો જ અવિશ્વાસ અને અશ્રદ્ધાનો હતો એટલે તમે કોઇનો વિશ્વાસ ન કરો. બાકી રમણ બિચારો ભલો છોકરો છે.' વિનયે કહ્યું હતું.

'પણ ઈ વહુની સામે જોવેછ ઈ રીત મને નથી ગમતી. પછી તમે તમારું જાણો. મારાં ધોળાંમાં ધૂળ નાખવી હોય તો

ભલે.' કહેતાં તો ડોસીની આંખ ભીની થઇ ગઈ હતી. વિનયે એ વાતને હસી કાઢી હતી.

હમણા હમણા રમણ વિનયને ઘેર ખૂબ આવતો. ઘણી વાર સુધાકર તેની સાથે હોય પણ ખરો અને ઘણી વાર તે એકલો પણ હોય. તે સમય અગાઉથી ગોઠવીને આવતો હોય કે ગમે તેમ, પણ ઝાઝો ભાગ વિનય ન હોય તેવા સમયે જ તે ઘેર આવ્યો હોય. તેને ટાળવાના ડોસી ઘણા ઉપાયો કરતાં, પણ તેના પગનો અવાજ થાય તે જ જાણે મધુરી પારખી લેતી હોય તેમ, તે આવે કે તરત જ તેને મધુરી સામે મળતી. તેમની વાતો ડોસી છુપાઇ છુપાઇને સાંભળવા ઘણું મથતાં, પણ જે કૈં સંભળાતું તેમાં તેમને કાં તો કૈં સમજાતું નહોતું અને નહિ તો કૈં ખાસ વાંધા જેવું લાગતું નહોતું. માત્ર કોઈ કોઇ વાર મધુરીનું હાસ્ય સંભળાતું તે હંમેશ જેવું તેમને નહોતું લાગતું અને નહોતું ગમતું. અને કોઇ કોઈ વાર છૂપાં રહી તે ઓરડામાં જોઇ લેતાં તો રમણની મધુરી સામે જોવાની રીત પણ તેમને નહોતી ગમતી. રમણ મધુરીને 'મધુભાભી' કહેતો તે પણ, કૈં ખાસ કારણ પોતાને પણ ન મળતું હોવા છતાં, તેમને પસંદ નહોતું પડતું.

તેમણે મધુરીને ખાસ કહ્યું હતું : 'તું બીજું ગમે તે કરીશ તે હું સહી લઇશ પણ આ રમણની જોડે એકલી બેસી રહીશ તે હું નહિ સહન કરૂં. વિનય આવે ત્યારે જ તે અહીં આવે એમ તેને કહી દેજે.'

'પણ એને મારાથી એમ કેમ કહેવાય? અને ઘેર આવનારા મિત્રો પાસે હું ન બેસું તો વિનય મને ખીજાય તેનું શું? તમે જ તેને કહી દેજો ને!'

મધુરી ખરેખર સમજતી કે તેમ કરવાની ડોશીની હિંમત

કોઇ કાળે ચાલે તેમ નહોતી. વિનયને એ વાત ન ગમે અને પોતાનું અપમાન કરી નાખે તો મરવા જેવું જ થાય ના ?

એક સાંજે ડોસી દિવાનખાનામાં બેઠાં બેઠાં માળા ગણતાં હતાં. બારણું ઊઘડયું અને રમણ આવ્યો. આજે તે ખાસ શણગાર્યો હોય તેમ ડોસીને લાગ્યું. તેને દેખતાં જ ડોસીને ઝાળ ચડતી. તે 'આવો' કે એવું કશું બોલ્યાં જ નહિ.

'વિનયભાઈ નથી આવ્યા ?' રમણે પૂછ્યું.

'ના.' ડોસીએ તેની સામે પણ જોયા વિના ટૂંકો ને ટચ જવાબ આપ્યો.

'ક્યારે આવશે ?' પેલાએ પૂછ્યું. તે પણ ડોસીની વર્તણૂકથી જરા ગૂંચવાતો હતો.

'કહી નથી ગયા.' ડોસીએ મણકો ફેરવતાં ફેરવતાં જરા કરડાકીથી કહ્યું.

રમણ જરા મૂંઝાયો, પણ બીજી જ પળે તેણે હિંમત એકઠી કરીને મોટેથી કહ્યું: 'મધુભાભી તો છે ના ? તેને બોલાવો ને ?'

ડોસીને આ બેશરમ છોકરાને તમાચો મારીને ઘરમાંથી કાઢી મૂકવાનું મન થયું; પણ તે કૈં જવાબ દે તે પહેલાં તો રસોડામાંથી મધુરી હસતી હસતી બહાર આવી. રમણ સામે જોઇને તેણે કહ્યુ:

'ઓહો, રમણભાઇ! તમે છો ? આવો, આવો, બેસો.'

ડોસી એક પણ શબ્દ બોલ્યા સિવાય, ઊંચું પણ જોયા સિવાય અંદર ચાલ્યાં ગયાં. દિવાનખાનાની જાજમ ઉપર એક ટીપું આંસુનું પથરાયું તે રમણ કે મધુરી ન જોઈ શક્યાં કે ન જોયું.

ડોસી અંદર જઇ પાટ ઉપર પડીને ખૂબ રોયાં. આવી રીતે જીવવું તેમને માટે અશક્ય હતું. પોતાની નજર સામે જ આ ભ્રષ્ટાચાર હરહંમેશ પોતે કેમ સહી શકે? વિનયને હજારવાર ફાડીતોડીને આ બાબતમાં વાત કરી હતી પણ તે તો કૈં સાંભળતો જ નહોતો. વહુ પણ કૈં દાદ દેતી નહોતી. બાપદાદાની આબરૂ ધૂળમાં રોળાતી હતી. 'ગામમાં તો બધાં મને પણ માલ વિનાની કહેતાં હશે!' ડોસીએ વિચાર્યું. આ અસહ્ય હતું. આ નવી દુનિયા તેમને સમજાતી જ નહોતી. પુરુષને પોતની સ્ત્રી પારકાઓ સાથે આટલી છૂટથી હળેમળે છતાં કાળ નહોતો ચડતો એ વસ્તુ જ તેમને માટે કોઇ મહા કોયડા સમી હતી. છતાં તેમને એમ સૂઝયું તો ભલે તે તેની રીતે સુખી થાય. પોતાથી તો અહીં આ નિત્યનવીન નાટકો જોઇ શકાય એમ હતું જ નહિ. તેમણે નિશ્ચય કરી લીધો. આના કરતાં તો પોતાના ગામમાં રહેવું જ વધારે સારૂં હતું. પોતે દેખવું પણ નહિ અને દાઝવું પણ નહિ. પોતે ધર્મધ્યાન, આત્માનું સાધન, જૂનું ગામ વગેરે બધું છોડીને અહીં આવ્યાં તે આ સારુ?

તેમને આ નિશ્ચયમાંથી ફરવાને કૈં કારણ નહોતું, અને જો જરા પણ કારણ રહી ગયું હશે તો તે મધુરીના 'આવજો હો, રમણભાઈ! આજે તો નહિ, આપણે કાલે સાથે જઇશું; જરૂર.' એ શબ્દોએ, અને તેમાં રહેલી મધુરતાએ દૂર કરી નાખ્યું.

વિનયે માતાને પોતા સાથે રહેવા વીનવણી કરી પણ રામકોર ડોસી એકનાં બે ન થયાં. છેલ્લે જતી વખતે પુત્રને દુઃખી ન કરવાની ભાવનાથી તે ખરૂં કારણ આપતાં નહોતાં. 'મારો જીવ હવે ઊઠી ગયો છે; મારે ધરમધ્યાન કરવું છે' વગેરે બહાનાંઓ આપતાં.

ગામમાં આવી ગયા પછી પણ ડોસી વિનય અને

વખાણ જ કરતાં : ' એવાં વહુદીકરો થાય નહિ, મા ! મારો તો પડ્યો બોલ ઉપાડી લેતાં. ' તે ગામનાંને કહેતાં અને પડોશણોની અને ઓળખીતાંઓની ઇર્ષ્યા નોતરતાં.

પણ એક વાર તેમની જ્ઞાતિની તેમની જ ઉંમરની એક ડોસી તેમને મળવા આવી. તેનાં વહુદીકરો પણ મુંબઈ હતાં. રામકોર ડોસી જેમ થોડા મહિના પોતાનાં પુત્ર અને પુત્રવધૂ પાસે પોતે પણ રહી આવવું તેવી ઇચ્છા તેણે રામકોર ડોસી પાસે વ્યક્ત કરી અને ડોસીએ હસતાં હસતાં કહ્યું: ' ના, બહેન, ના. આપણે તો અહીં જ સારાં. મારાં તો વહુદીકરો બેય બિચારાં બહુ સારાં છે, લાજ મરજાદાવાળાં છે. પણ આપણું એમાં કામ નહિ. જમાનો ફરી ગયો ચ બાઇ ! એના કરતાં અહીં આપણું ધરમ ધ્યાન કર્યે રાખવું સારૂં. ઇ પણ સુખી ને આપણે ય સુખી. '

અને એમ કહેતાં કહેતાં ડોસીનો સાદ ગળગળો થઇ ગયો, અને તેમની આંખોમાં આવેલી ભીનાશ બીજી ડોસીથી પણ અજાણી ન રહી.



# જૂના સંસ્કાર

પરણ્યા પહેલાં તો ડૉક્ટર ચુનીલાલને ચારિત્ર્ય અને તેની જાળવણી સંબંધી ઝાઝા વિચાર નહોતા આવતા, પણ પરણ્યા પછી તેમણે પોતાની પત્નીને વફાદાર રહેવાનો નિશ્ચય કર્યો.

ડૉક્ટર આશરે પાંત્રીશેક વર્ષની ઉંમરના હતા. દેખાવમાં અનાકર્ષક તો નહોતા જ. તેમની વાતચીતની ઝમકથી ગમે તેને તે વશ કરી શકતા. આંખો ચશ્માામાં ઝીણી કરી સામા માણસનું હૃદય બરોબર ઓળખી લેતા.

ડૉક્ટરે લગ્ન મોટી ઉંમરે કર્યું હતું. નાનપણમાં તો નક્કી કર્યું હતું કે પરણવું જ નહિ, પણ પચીસેક વર્ષના થયા ત્યારથી તેમને જીવનસાથીની જરૂર લાગવા માંડી. લગ્ન કરવા ઇચ્છા થતી તો તેને ડૉક્ટર દબાવી દેતા, પણ જાતીય આકર્ષણ તેમને જંપવા દેતું નહિ. તેને અંગે થોડા આડાઅવળા ઘસડાયા પણ ખરા, અને અંતે નક્કી કર્યું કે આ બધા ચાળા કરતાં પરણી જવું સારૂં.

શશીલેખા એ જ અરસામાં કૉલેજમાંથી પસાર થઇ હતી. ડૉક્ટર સાથે તેનું ઓળખાણ પણ હતું. તેનાં માતાપિતાને પણ પુત્રી ડૉક્ટરને પરણે તેમાં વાંધો નહોતો. ડૉક્ટર આકર્ષક હતા—અને લગ્ન કરવાના ઇરાદાએ તેમને વધુ આકર્ષક બનાવ્યા હતા. તેમનાં બન્નેનાં લગ્ન થયાં, અને ડૉક્ટરે ઉપર જણાવ્યા પ્રમાણે ચારિત્ર્યવાન બનવાનો નિશ્ચય કર્યો.

આ નિશ્ચય કરવા ડૉક્ટર પ્રેરાય તેનાં કારણો હતાં. અનુભવ ઉપરથી ડૉક્ટરને લાગવા માંડ્યું હતું કે એવી રીતે જોખમો ખેડવામાં ઝાઝો માલ નથી. અને એવી જાતનાં સાહસોમાં પહેલાં તે જે મઝા માનતા તે મઝાના વિચારો પણ નાશ પામતા જતા હતા.

બીજું અને ખાસ કારણ તો શશીલેખા સાથેનું તેમનું લગ્ન હતું. ડૉક્ટરે પરીઓ તો નહોતી જોઇ, પણ શશીલેખાને જોતાં તેમને લાગતું કે પરીઓ એનાથી વધુ સુંદર ન હોઇ શકે. ડૉક્ટર ખાસ સૌન્દર્યમીમાંસક નહોતા, અને એ બાબતમાં રસવૃત્તિએ પણ ધંધાને અંગે કૂદાકૂદ કરવી મૂકી દીધી હતી. પરંતુ સર્વને આકર્ષે તે તેમને કેમ ન આકર્ષે ? એ સૌન્દર્ય પોતાનું થયું, અને ડૉક્ટરને પોતાના મનને એક તરફ જ ગતિ આપવાનો વિચાર આવ્યો. વિચાર નિશ્ચયમાં પરિણમ્યો.

પરિણિત જીવનનાં થોડાં વર્ષ કંઈ ખાસ બનાવ બન્યા સિવાય પસાર થઇ ગયાં. પરણ્યા ત્યારે શરૂઆતમાં તો ડૉક્ટરને જીવન એટલું મીઠું લાગવા માંડ્યું કે તેમને લાગ્યું કે આટલા લાંબા વખત સુધી ન પરણવામાં પોતે મૂર્ખાઈ જ કરી હતી. પરંતુ દરેક વસ્તુનો અતિશય મોહ થોડો વખત જ રહે છે. આમાં પણ તેમ બન્યું. નાનીનાની બાબતોમાં ઘણી વખત ક્લેશ ઉત્પન્ન થતો. અંતે એ પતી જતું. પણ પરિણિત જીવન એ ગુલગુલોનો પગથાર છે એમ જ જે લાગતું હતું તે લાગણી દૂર થઇ. ગુલાબોમાં પણ કાંટા તો હોય, અને સ્ત્રીપુરુષના નિત્યના સંબંધમાં પણ કાંટા તો હોય જ; છતાં એકંદરે તેમનું જીવન સુખી હતું. બીજા લોકો કરતાં આ પતિપત્ની વચ્ચે ઓછો ક્લેશ થતો; અને થતો તો તરત નાશ પામતો.

ડૉક્ટર જન્મથી જ સારી સ્થિતિના હતા અને તેમનું

દવાખાનું પણ ઠીક ઠીક ચાલતું તેથી આર્થિક કારણોને અંગે તો ક્લેશ થવાનો સંભવ પણ નહોતો.

એક વસ્તુ ડોકટર માટે માનસહિત કહી શકાય. હજી સુધી તે પોતાના નિશ્ચયને વળગી રહ્યા હતા. પોતાની સ્ત્રી સુંદર હોય એટલે પરસ્ત્રી—એનાથી ઓછી સુંદર હોવા છતાં—આકર્ષે જ નહિ એમ માનવું તો તેમણે લગ્નની શરૂઆતનાં જ બેએક વર્ષમાં મૂકી દીધું હતું. જ્યારે જ્યારે બન્ને વચ્ચે કંઇ ક્લેશ થતો ત્યારે તો આ આકર્ષણ વધારે જોર પકડતું હતું. છતાં પણ ડોકટર પોતાના મન ઉપર વિજય મેળવી લેતા, અને પોતાનો નિશ્ચય પાળતા. અંતે ક્લેશ પતી જતાં તેમને લાગતું કે આ નિશ્ચય પાળવામાં તેમણે ભૂલ નહોતી કરી.

હમણાં હમણાં પાછું તેમને એ આકર્ષણે સતાવવા માંડયું હતું. કંઈ ખાસ કારણ સમજાતું નહોતું, તેમ કોઇ વિશિષ્ટ સ્ત્રી પ્રત્યે પણ એ આકર્ષણ નહોતું થતું. છતાં તેમનું મન વિહ્વળ રહેતું. અંતે મન સાથે ખૂબ યુદ્ધ કર્યા પછી તેમણે તેના ઉપર વિજય મેળવ્યો અને શશીલેખાના જ વિચારો કરવાનો નિશ્ચય કર્યો.

ડોકટર દવાખાને બપોરે બારથી ચાર સુધી રહેતા હતા. આજે પણ બરોબર વખતસર આવી પહોંચ્યા. આજે કોણ જાણે કેમ પણ કોઈ દરદી નહોતું આવતું. એકલા પડતાં તેમનું મન વિચારે ચડયું. તેમના નિશ્ચય પ્રમાણે અગ્રસ્થાન શશી-લેખાને મળ્યું. તેની સુંદરતાના વિચારે ડોકટરે રોમાંચ અનુ-ભવ્યો; તેના સુચરિત્રનો વિચાર કરતાં તેમને પોતાનાં ભૂતકાળનાં કાર્યો માટે તિરસ્કાર આવ્યો.

પરંતુ જે વસ્તુ તરફ તિરસ્કાર આવે તે વસ્તુ યાદ પણ

નબળું લાગે પણ તેના ઉપર વિજય મેળવવો જોઇએ. હું તો મારો નિશ્ચય ફેરવી શકું તેમ નથી.' ડોકટર બોલ્યા.

'મેં પણ એ જ નિશ્ચય કર્યો છે. પણ ડોકટર, તમને નથી લાગતું કે મિત્રભાવે મળવાથી ઊલટા આપણા નિશ્ચયો વધારે સુદૃઢ અને શુદ્ધ થશે? એ વિચાર ઘણા દિવસથી મને થયા કરે છે, અને તેને પરિણામે જ હું તમને મળવા આવી છું. આપણે બન્ને ભેગાં થઇશું તો આપણા નિશ્ચયો વધારે બળવાન થશે!' તે બોલી. તેનો અવાજ શાંત—પ્રયત્નથી ઊભરાને દબાવી શાંત કરેલો ડોકટરને લાગ્યો. ડોકટરે તેની આંખો સામે જોયું. આંખો શબ્દોને જુઠ્ઠા પાડતી હતી. તેમાં તો કામમસ્ત સ્ત્રી જ પુરુષને આપી શકે તેવું આમંત્રણ ભર્યું હતું. તેણે ઉમેર્યું: 'તમે તમારી જીદ નહિ છોડો. છતાં પણ જુઓ. તમારા જીવનમાં શુદ્ધ મૈત્રીને સ્થાન હોય તો સાંઝે ઘેર આવજો. હમણાં ઘેર હું એકલી જ હોઉં છું. સાંજે તો એકલી જ હોઇશ. આપણે નિરાંતે વાતો કરી શકીશું, હોં!' કહી એક નાનો નિસાસો નાખી તે ચાલી ગઇ.

તે ગઇ, પણ ડોકટરને વિચારમાં મૂકતી ગઇ. તેની સાથેના સ્નેહપ્રસંગો ડોકટરને યાદ આવ્યા. તેમને માટે તે બાઇએ પોતાની આબરૂની પણ દરકાર નહોતી કરી તે ભૂલવા પ્રયત્ન કરવા છતાં ન ભુલાયું. અને આજે તે લલચાઇ હતી. વર્ષો પછી વૃત્તિઓએ ઉછાળો માર્યો હતો. તો એક વાર જઈ આવવામાં ખોટું શું? તેને સમજાવી પણ શકાય કે હવે તેણે આ વિચારો મૂકી દેવા. પોતે તેને ના પાડવામાં કૃતઘ્ની નહોતા બન્યા?

આવા આવા અનેક વિચારો તેમના મનમાંથી પસાર થઇ ગયા. અંતે બળ કરી બધા વિચારોને તેમણે દબાવ્યા. શશીલેખાનું વિશ્વાસભર્યું હાસ્ય, તેની રમતિયાળ આંખો વગેરેની યાદે ડોકટરને

સ્વસ્થાને આણ્યા. પોતાની નબળાઇ ઉપર તેમને ગુસ્સો આવ્યો. તે શશીલેખાનો જ વિચાર કરવા માંડ્યા. તેની ઉપર પોતાનો કેટલો પ્રેમ હતો તે ખ્યાલે તે મગરૂર થયા. અને આવી પત્ની મળવા છતાં જે મગરૂર ન થાય તે મૂર્ખ કહેવાય એવું મન સાથે સાબિત પણ કરી દીધું. આજે તો તેને લઇને ફરવા જવું, તેની જ સોબતમાં વધારે સમય ગાળવો, જેથી આ બધા નબળા વિચારો દૂર થઇ જાય, એમ નિશ્ચય કરી તે દવાખાનેથી ઘર તરફ ચાલ્યા.

ઘેર આવતા હતા ત્યારે તેમના મનમાં શશીલેખા પ્રત્યે પ્રેમ ઊભરાતો હતો. પોતે પાંચ મિનિટ માટે પણ નબળા વિચારો કેમ કરી શક્યા હશે તેનો ખ્યાલ પણ નહોતો આવતો. આજે તેમને લાગ્યું કે તેમના હૃદયમાં છુપાઇ રહેલો શશીલેખા પ્રત્યેનો પ્રેમાગ્નિ જાગૃત થયો હતો.

રસ્તામાં એક માણસે મોટર ઊભી રાખવા તેમને બૂમ મારી. મોટર ઊભી રહેતાં જ તે અંદર ધસી આવ્યો અને ખૂબ જોરથી તેમનો હાથ પકડી હલાવવા માંડ્યો. તે તેમનો જૂનો મિત્ર હતો. ડોક્ટર પરણ્યા પહેલાં જ તે બહારગામ ગયો હતો, અને આ ગામમાં તે ક્યારે ઓચિંતો આવ્યો તેની ડોક્ટરને પણ ખબર નહોતી. બન્નેએ કોઇ કોઇ પરાક્રમો પણ સાથે કરેલાં. અણચિંતવી મુલાકાતનો પહેલો ઉમળકો શાંત થયા પછી જૂનાં સ્મરણો તાજાં કરવામાં બન્ને મિત્રો રોકાયા. પેલા મિત્રે સુંદર સ્ત્રીઓ પ્રત્યેનો ડોક્ટરનો પક્ષપાત અને તેમને મેળવવામાં મળેલી સફળતા વિષે ઇસારો કર્યો. ડોક્ટરે પોતાના પુણ્યશાળી નિશ્ચયો, પોતાની પત્ની પ્રત્યેનો પોતાનો પ્રેમ વગેરે વાતો તેને જણાવી, અને ભવિષ્યમાં સ્ત્રીઓ સંબંધી એવી વાતો ન કરવાની તેને સૂચના પણ આપી. પેલો અજાયબ થયો.

'ત્યારે હવે તું સાધુ થઈ ગયો છે ? હું તો આપણા બન્ને માટે કંઇ નવો જ ઘાટ ઘડતો હતો.' તેણે કહ્યું.

'છી ! છી !' ડૉક્ટર બોલ્યા. 'હવે તો એવા વિચાર પણ કરવા નથી ગમતા. ચાલો, સાહેબજી. તને તારી જગ્યાએ ઉતારી દઉં. હવે આપણે પછી મળીશું.'

તેને તરત ઉતારી ડૉક્ટર ઘેર ગયા. ઘર આગળ મોટરનાં ભૂંગળાં જરા જોરથી મારવા માંડ્યાં કે જેથી શશીલેખાને ખબર પડે કે પતિ આવે છે. આજે શશીલેખા તરફ તેમનો પ્રેમ ઊભરાઇ જતો હતો. પેલા મિત્ર સાથેની વાતચીત પછી પાછો નવો ઉમળકો આવ્યો હતો. પોતે કેટલા શુદ્ધ બની ગયા છે એ વિચારે તેમનો આનંદ માતો નહોતો. તેમને આશા હતી કે ઘરમાં દાખલ થતાં જ શશીલેખા તેમને સામી મળશે, પણ તે આશા ફળીભૂત ન થઇ, અને તેમનો ઉત્સાહ જરા નરમ પડ્યો.

પોતાના ઓરડામાં જઇ ડૉક્ટરે કોટ ઉતાર્યો અને શશીલેખાને બોલાવી: 'શશિ !' 'કેમ ?' અંદરના ઓરડામાંથી જવાબ આવ્યો. તેમને મળવા શશી દોડતી આવશે એ આશા પણ બાજુએ રહી.

'ચાલ, આજે તો આપણે સાથે ફરવા જઇએ. ઘણા વખતથી નથી ગયાં.'

'આપણે બે દિવસ પછી જઇએ તો ? આજે તો મારૂં માથું દુખે છે.' શશીએ અંદરથી જ જવાબ આપ્યો.

'મેં મન કર્યું ને તું ના પાડે છે ?' ડૉક્ટરના અવાજમાં દુઃખ હતું.

' તમારી ઇચ્છા હોય તો આજે જ જઇએ. પણ એવી શી ઉતાવળ છે ? ' શશીલેખાએ કહ્યું.

' ઠીક, આજે કંઇ નહિ, ત્યારે. પણ તું અહીં મારી પાસે બેસ તો ખરી. આપણે અહીં બેસી વાતો કરીએ. ' ડૉક્ટરના અવાજમાં નવી આશાનો રણકાર હતો.

' આજે કંઈ બહુ હેત ઊભરાયું છે ? હમણાં કંઇ ખાસ કામ ન હોય તો હું આ ચોપડી વાંચું છું તેનાં પચીસેક પાનાં પૂરાં કરીને આવું. હમણાં આવી હોં ! '

' ભલે, પછી આવજે. ' ડૉક્ટરનો સાદ બેસી ગયો. તેમને અત્યંત નિરાશા અને દુઃખ થયાં. શશીનો બિચારીનો કંઇ વાંક નહોતો. તેને શી ખબર કે આજે ડૉક્ટરના હૃદયમાં ભૂતકાળનો બંધ થયેલો જ્વાળામુખી ધુંધવાતો હતો !

' હું એને આટલું આટલું ચાહું અને એને કિંમત નહિ ? '

ડૉક્ટરના મગજમાં ઘણા વિચારો એકસામટા ફરી ગયા. શશી પચીસ પાનાં પૂરાં કરી રહે તેટલી ધીરજ ન રહી. નક્કી કર્યું કે પાએક કલાક એકલો ફરી આવું, ત્યાં એ પૂરું કરશે. તેમણે કોટ ઉપાડ્યો અને બૂમ મારી ચાલવા માંડયું :

' શશિ, હું જરા પાએક કલાકમાં આવું છું, હોં. '

' ભલે. ' અંદરથી જવાબ આવ્યો.

એ જવાબ પણ આશાસ્પદ ન લાગ્યો. બીજા કોઇ પણ દિવસે તેમને આટલું ન થાત.

ડૉક્ટર નીચે ઊતર્યા; ક્યાં જવું તે વિચાર કરવા લાગ્યા. ' પેલીને ત્યાં ન જવું ? ' તેમનો દુભાયેલો આત્મા પેલીના

'ત્યારે હવે તું સાધુ થઈ ગયો છે ? હું તો આપણા બન્ને માટે કંઇ નવો જ ઘાટ ઘડતો હતો.' તેણે કહ્યું.

'છી ! છી !' ડોકટર બોલ્યા. 'હવે તો એવા વિચાર પણ કરવા નથી ગમતા. ચાલો, સાહેબજી. તને તારી જગ્યાએ ઉતારી દઉં. હવે આપણે પછી મળીશું.'

તેને તરત ઉતારી ડોકટર ઘેર ગયા. ઘર આગળ મોટરનાં ભૂંગળાં જરા જોરથી મારવા માંડ્યાં કે જેથી શશીલેખાને ખબર પડે કે પતિ આવે છે. આજે શશીલેખા તરફ તેમનો પ્રેમ ઊભરાઇ જતો હતો. પેલા મિત્ર સાથેની વાતચીત પછી પાછો નવો ઉમળકો આવ્યો હતો. પોતે કેટલા શુદ્ધ બની ગયા છે એ વિચારે તેમનો આનંદ માતો નહોતો. તેમને આશા હતી કે ઘરમાં દાખલ થતાં જ શશીલેખા તેમને સામી મળશે, પણ તે આશા ફળીભૂત ન થઇ, અને તેમનો ઉત્સાહ જરા નરમ પડ્યો.

પોતાના ઓરડામાં જઇ ડોકટરે કોટ ઉતાર્યો અને શશીલેખાને બોલાવી: 'શશિ !' 'કેમ ?' અંદરના ઓરડામાંથી જવાબ આવ્યો. તેમને મળવા શશી દોડતી આવશે એ આશા પણ બાજુએ રહી.

'ચાલ, આજે તો આપણે સાથે ફરવા જઇએ. ઘણા વખતથી નથી ગયાં.'

'આપણે બે દિવસ પછી જઇએ તો ? આજે તો મારૂં માથું દુખે છે.' શશીએ અંદરથી જ જવાબ આપ્યો.

'મેં મન કર્યું ને તું ના પાડે છે ?' ડોકટરના અવાજમાં દુઃખ હતું.

'તમારી ઇચ્છા હોય તો આજે જ જઇએ. પણ એવી શી ઉતાવળ છે ?' શશીલેખાએ કહ્યું.

'ઠીક, આજે કંઇ નહિ, ત્યારે. પણ તું અહીં મારી પાસે બેસ તો ખરી. આપણે અહીં બેસી વાતો કરીએ.' ડૉક્ટરના અવાજમાં નવી આશાનો રણકાર હતો.

'આજે કંઇ બહુ હેત ઊભરાયું છે ? હમણાં કંઇ ખાસ કામ ન હોય તો હું આ ચોપડી વાંચું છું તેનાં પચીસેક પાનાં પૂરાં કરીને આવું. હમણાં આવી હોં !'

'ભલે, પછી આવજે.' ડૉક્ટરનો સાદ બેસી ગયો. તેમને અત્યંત નિરાશા અને દુઃખ થયાં. શશીનો બિચારીનો કંઇ વાંક નહોતો. તેને શી ખબર કે આજે ડૉક્ટરના હૃદયમાં ભૂતકાળનો બંધ થયેલો જ્વાળામુખી ધુંધવાતો હતો !

'હું એને આટલું આટલું ચાહું અને એને કિંમત નહિ ?'

ડૉક્ટરના મગજમાં ઘણા વિચારો એકસામટા ફરી ગયા. શશી પચીસ પાનાં પૂરાં કરી રહે તેટલી ધીરજ ન રહી. નક્કી કર્યું કે પાએક કલાક એકલો ફરી આવું, ત્યાં એ પૂરૂં કરશે. તેમણે કોટ ઉપાડ્યો અને બૂમ મારી ચાલવા માંડ્યું :

'શશિ, હું જરા પાએક કલાકમાં આવું છું, હોં.'

'ભલે.' અંદરથી જવાબ આવ્યો.

એ જવાબ પણ આશાસ્પદ ન લાગ્યો. બીજા કોઇ પણ દિવસે તેમને આટલું ન થાત.

ડૉક્ટર નીચે ઊતર્યા; ક્યાં જવું તે વિચાર કરવા લાગ્યા. 'પેલીને ત્યાં ન જવું ?' તેમનો દુભાયેલો આત્મા પેલીના

'ત્યારે હવે તું સાધુ થઈ ગયો છે ? હું તો આપણા બન્ને માટે કંઈ નવો જ ઘાટ ઘડતો હતો.' તેણે કહ્યું.

'છી ! છી !' ડૉક્ટર બોલ્યા. 'હવે તો એવા વિચાર પણ કરવા નથી ગમતા. ચાલો, સાહેબજી. તને તારી જગ્યાએ ઉતારી દઉં. હવે આપણે પછી મળીશું.'

તેને તરત ઉતારી ડૉક્ટર ઘેર ગયા. ઘર આગળ મોટરનાં ભૂંગળાં જરા જોરથી મારવા માંડ્યાં કે જેથી શશીલેખાને ખબર પડે કે પતિ આવે છે. આજે શશીલેખા તરફ તેમનો પ્રેમ ઊભરાઇ જતો હતો. પેલા મિત્ર સાથેની વાતચીત પછી પાછો નવો ઉમળકો આવ્યો હતો. પોતે કેટલા શુદ્ધ બની ગયા છે એ વિચારે તેમનો આનંદ માતો નહોતો. તેમને આશા હતી કે ઘરમાં દાખલ થતાં જ શશીલેખા તેમને સામી મળશે, પણ તે આશા ફળીભૂત ન થઇ, અને તેમનો ઉત્સાહ જરા નરમ પડ્યો.

પોતાના ઓરડામાં જઇ ડૉક્ટરે કોટ ઉતાર્યો અને શશીલેખાને બોલાવી: 'શશિ !' 'કેમ ?' અંદરના ઓરડામાંથી જવાબ આવ્યો. તેમને મળવા શશી દોડતી આવશે એ આશા પણ બાજુએ રહી.

'ચાલ, આજે તો આપણે સાથે ફરવા જઇએ. ઘણા વખતથી નથી ગયાં.'

'આપણે બે દિવસ પછી જઇએ તો ? આજે તો મારૂં માથું દુખે છે.' શશીએ અંદરથી જ જવાબ આપ્યો.

'મેં મન કર્યું ને તું ના પાડે છે ?' ડૉક્ટરના અવાજમાં દુઃખ હતું.

'તમારી ઇચ્છા હોય તો આજે જ જઇએ. પણ એવી શી ઉતાવળ છે ?' શશીલેખાએ કહ્યું.

'ઠીક, આજે કંઇ નહિ, ત્યારે. પણ તું અહીં મારી પાસે બેસ તો ખરી. આપણે અહીં બેસી વાતો કરીએ.' ડૉક્ટરના અવાજમાં નવી આશાનો રણકાર હતો.

'આજે કંઈ બહુ હેત ઊભરાયું છે? હમણાં કંઇ ખાસ કામ ન હોય તો હું આ ચોપડી વાંચું છું તેનાં પચીસેક પાનાં પૂરાં કરીને આવું. હમણાં આવી હોં!'

'ભલે, પછી આવજે.' ડૉક્ટરનો સાદ બેસી ગયો. તેમને અત્યંત નિરાશા અને દુઃખ થયાં. શશીનો બિચારીનો કંઇ વાંક નહોતો. તેને શી ખબર કે આજે ડૉક્ટરના હૃદયમાં ભૂતકાળનો બંધ થયેલો જ્વાળામુખી ધુંધવાતો હતો!

'હું એને આટલું આટલું ચાહું અને એને કિંમત નહિ?'

ડૉક્ટરના મગજમાં ઘણા વિચારો એકસામટા ફરી ગયા. શશી પચીસ પાનાં પૂરાં કરી રહે તેટલી ધીરજ ન રહી. નક્કી કર્યું કે પાએક કલાક એકલો ફરી આવું, ત્યાં એ પૂરું કરશે. તેમણે કોટ ઉપાડ્યો અને બૂમ મારી ચાલવા માંડ્યું:

'શશિ, હું જરા પાએક કલાકમાં આવું છું, હોં.'

'ભલે.' અંદરથી જવાબ આવ્યો.

એ જવાબ પણ આશાસ્પદ ન લાગ્યો. બીજા કોઇ પણ દિવસે તેમને આટલું ન થાત.

ડૉક્ટર નીચે ઊતર્યા; ક્યાં જવું તે વિચાર કરવા લાગ્યા. 'પેલીને ત્યાં ન જવું?' તેમનો દુભાયેલો આત્મા પેલીના

શબ્દોને વળગી રહ્યો, આંખોને વિસરી ગયો: 'ખાલી મળવા જવામાં દોષ શો ?' કંઈ નક્કી ન કરી શક્યા. મોટરમાં બેઠા અને ક્યાં જવું છે તે બરોબર નક્કી કરે તે પહેલાં તો તેમના હાથે મોટરના સ્ટિયરિંગને બપોરે આવેલી સ્ત્રીના ઘરને રસ્તે ફેરવ્યું.

બેએક કલાક પછી ડોક્ટર ઘેર આવ્યા. શશી દીવાનખાનામાં જ બેઠી હતી. તેમને જોયા કે શશીએ પૂછ્યું: 'કેમ તમને આટલો બધો વખત લાગ્યો ? પા કલાકના બે કલાક થયા ?'

'જરા વખત થઇ ગયો.' ડોક્ટરે બેદરકારીથી જવાબ આપ્યો.

'ચાલો, હવે ફરવા જઇશું ?' શશીએ પૂછ્યું.

'નહિ, મારે કામ છે. હવે બહુ મોડું થયું.' ડોક્ટરે કહ્યું.

'ચાલો ને, મઝા આવશે.' શશીએ આગ્રહ કર્યો.

'વારેવારે માથું ખા માં! કહીએ ત્યારે ના પાડવી, ના કહીએ ત્યારે જીવ ખાવો. બૈરાંની જાત!' ડોક્ટર ગુસ્સે થયા.

શશી ફાટી આંખે તેમની સામે જોઇ રહી !



# આગલી રાત્રે

ઉપેનના જીવનની આજે છેલ્લી રાત્રિ હતી. એ અનંત તારાખચિત આકાશ, ફાંસી ખોલીમાં પણ સુવાસ પ્રસારી દેતાં એ મધુર કુસુમો, વૉર્ડરોના કર્કશ અવાજો, એ બધું જોવા સાંભળવાનું તેને માટે આ રાત્રિ પૂરતું જ હતું. તેના ટૂંકા જીવનમાં અનુભવાયેલી સુમધુર ક્ષણોનો આનંદ કે વિષાદમય પળોનું અકથનીય દર્દ આ રાત્રિ પૂરતાં જ તેણે ભોગવી લેવાનાં હતાં.

પોતાની ખોલીના જાડા, ચોખંડા સળિયાની બહાર દૂરદૂર જોતો હોય તેમ ઉપેન બેસી રહ્યો હતો. સામે જ જેલની જબર જસ્ત દિવાલ દૃષ્ટિને અવરોધતી ઊભી હતી, પણ જાણે તેને પણ આરપાર વીંધીને તેની નજર દૂરદૂર કૈં નિહાળી રહી હોય તેમ દેખાતું હતું. પવન પુષ્પોની મધુર સુવાસ લાવી લાવી તેની આસપાસ પાથરતો હતો. પણ આજે ઉપેનનું ધ્યાન તે કશામાં નહોતું. તેના વિચારો તેના સમગ્ર જીવનને ઝડપી લઈ તેના મહત્ત્વના અને બિનમહત્ત્વના બનાવો આસપાસ ઘુમરી ખાતા હતા.

ઉપેનને હજી બાવીશ વર્ષ પણ પૂરાં નહોતાં થયાં. એટલાં વર્ષોમાં તો તેના જીવનમાં શું શું નહોતું બની ગયું ? છેક બાળપણમાં તેના વિચારો તેને ઘસડી ગયા. નાના ગામની નદી આસપાસ ત્યારે તેનું જીવન ગુંથાયેલું હતું. બીજાં બાળકો જ્યારે શેરીઓમાં કે ગામને પાદર કલ્લોલ કરતાં હોય, જાતજાતની

રમતો રમતાં હોય ત્યારે પોતે તો નદીકિનારે જઇને એકલો જ બેઠો હોય. અત્યારે તો પોતાને પણ યાદ નહોતું આવતું કે પોતે ત્યાં બેઠો બેઠો એકલો શા વિચારો કરતો હશે. નદીના શાંત પાણીમાં એકાદ કાંકરી નાખી તેમાં થતાં વર્તુલો નિરખી રહેવાનો તેને અજબ શોખ હતો.

પણ તેને હવે લાગ્યું કે બીજાં નાનાં બાળકો સાથે ન ભળવામાં, તેની રમતોમાં ભાગ ન લેવામાં તેનો સ્વભાવ જ કારણરૂપ હતો. તે અપમાન જરા પણ સહન કરી શકતો નહિ. તેનું મનધાર્યું ન થાય થાય તો તે તરત જ લડી પડતો. એવી રીતે લડવા જવામાં તેનાથી એક ઘણા જ મોટા છોકરાએ તેનું માથું ભાંગી નાખ્યું હતું એ તેને યાદ આવ્યું. એવડા મોટા છોકરા સાથે પોતે લડી શક્યો એ વિચારે એ ઘાનું દુઃખ પણ ભુલાવી દીધું હતું તે તે અત્યારે સહર્ષ યાદ કરી રહ્યો.

પછીનાં અમુક વર્ષો તો ઝડપથી વીત્યાં. બાળકમાંથી તે કિશોર બની ગયો. નાના ગામમાંથી તે કલકત્તા આવ્યો. ગામડાનો તેનો સુદૃઢ બાંધો અહીં શહેરના વિદ્યાર્થીઓમાં તેને સહેજે આધિપત્ય અપાવતો. તે ઘણા ઉપર હુકમ કરતો અને તે પળાવતો પણ ખરો. જરા પણ અપમાન થતાં તે હાથોહાથની મારામારી કરી બેસતો. દિવસો મોજથી પસાર થતા હતા.

તેના મૂળગત એકાંતપ્રિય સ્વભાવને અંગે તેને વાંચવાનો ખૂબ સમય મળતો હતો. અને એ સમયનો તે પૂરતો ઉપયોગ પણ કરતો હતો. પ્રેમલા–પ્રેમલીની અર્થહીન વાતો વાંચવાનો એને કુદરતી જ કંટાળો હતો. એવી વાતો લોકો કેમ રસપૂર્વક વાંચી શકતા હશે તે તે અત્યારે પણ સમજી નહોતો શકતો. તેને તો વીરત્વની, જવાંમર્દીની, જીવનની વિષમતાઓની વાતો વાંચવી ગમતી હતી.

કિશોર મટી તે યુવાન થયો અને નિશાળ છોડી કૉલેજમાં આવ્યો. દેશનું વાતાવરણ ચારે તરફ ઉગ્ર હતું. બ્રિટિશ સરકાર સામે ગાંધીએ જંગ મચાવ્યો હતો. બોઝ અને સેનગુપ્તા, રોય અને દાસગુપ્તા બંગાલને ચારે તરફથી ઉશ્કેરી રહ્યા હતા. દેશની જુવાનીને હાકલ પડી હતી. દરેક દિશામાં ઉન્માદનું વાતાવરણ પથરાઇ ગયું હતું. ઉપેનના સાથીદારોમાંથી ઘણા તેમાં જોડાઈ ગયા હતા. ઘણાઓનાં માથાં ભાંગી ગયાં હતાં. ઘણા જેલમાં પુરાયા હતા.

આ બધાંથી ઉપેન નહોતો હલ્યો તેવું નહિ. બ્રિટિશ રાજસત્તાનો નાશ થવો જ જોઇએ તેમ તે નહોતો માનતો તેમ નહોતું. પણ ગાંધીની અહિંસાની અને ધર્મની, હૃદયપલટાની અને મુંગે મોઢે માર ખાઇ લેવાની વાતોમાં તેને કશો અર્થ ન હોતો દેખાતો. કૉલેજમાં આવ્યા પછી તો તેણે ક્રાંતિઓ વિષે અને ક્રાંતિકારીઓ વિષે ઘણું ઘણું 'વાંચ્યું હતું, પણ ક્યાં યે આવી મૂર્ખતાભરી વાતો સાંભળી નહોતી. આવતી કાલે ફાંસીએ ચડી જવાનો હોવા છતાં, ગાંધીની એ અહિંસાની વાતો યાદ આવતાં તેના ચહેરા પર તિરસ્કારભર્યું એક આછું સ્મિત પથરાયું.

અને ગાંધી સામે રોષનાં તેને બીજાં કારણો પણ હતાં. જે લોકો કશા પણ અંગતઃસ્વાર્થ વિના પોતાનો જાન દઇ દેતા હતા, અહિંસાની અને એવી પોચી પોચી વાતોમાં ન માનતાં જે લોકો ખૂનનો બદલો ખૂનથી વાળતા હતા, તેમની ગાંધી હંમેશા ટીકા કરતા, તેમને માર્ગ ભૂલેલા કહેતા, તેમને વિષે સમભાવનો એક શબ્દ પણ નહોતા ઉચ્ચારતા.

'એ ડોસાને એ માનસ ક્યાંથી સમજાય?'

ઉપેને સળિયા સામે જોતાં જોતાં દાંત કચકચાવ્યા.

એ અરસામાં કૉલેજોમાં પણ ખૂબ ખૂબ ચર્ચાઓ થતી. ગાંધી અને તેની અહિંસાના સખ્ત વખોડનાર તરીકે એ બધી ચર્ચાઓમાં ઉપેન તરી આવતો. 'પોતે કૈં ન કરવું હોય એટલે બીજાઓનો વાંક કાઢવો એ બચી જવાની સરસ રીત છે.' કહી તેના સાથીદારો તેનો પક્ષ ઉડાવી દેતા.

'કોણ વાતો જ કરનાર છે અને કોણ કામ કરનાર એ હવે ક્યાં છાનું રહ્યું છે?' ઉપેને વિચાર્યું. 'પણ એ નામર્દો વાતો જ કરે નહિ તો બીજું શું કરે?'

પરંતુ તેના સમગ્ર જીવનને એક જુદી જ દિશામાં ઝોક આપનાર એક બનાવને તે રસપૂર્વક યાદ કરી રહ્યો.

તે સિનેમા જોવા ગયો હતો. ફ્રેંચ ક્રાંતિનું વાતાવરણ ઊભું કરતી કોઈ ફિલ્મ બતાવાતી હતી. ઉપેન બેઠો હતો તે સીટની આજુબાજુ ઘણા સોલ્જરો ગોઠવાયેલા હતા. ફ્રેંચ ક્રાંતિના નેતાઓનાં ભાષણો, રાજારાણીના મોજશોખ, ચારે તરફના ભયંકર ભૂખમરાથી ત્રાસિત, પીડિત ફ્રેંચ માનવ સમાજ, એ બધાંનાં અદ્‌ભુત આલેખન અને પ્રદર્શન ઉપેનને ઉશ્કેરી રહ્યાં. તેને રોમેરોમ દેશપ્રેમ ઊભરાઈ આવ્યો. કૈંક કરી નાખવું જોઈએ એવો તેને વિચાર આવ્યો. અને બહાર સરઘસ નીકળ્યું હોય કે ગમે તેમ પણ એક પ્રચંડ નાદ ઊઠ્યો: 'મહાત્મા ગાંધી કી જય.' અહીં ફિલ્મ પણ ખલાસ થવા આવી હતી. ઉપેનથી જુસ્સામાં બૂમ મરાઈ ગઈ: 'Down with the Britishers!' (બ્રિટિશોનો નાશ હો!) તેની બાજુમાં જ બેઠેલા સોલ્જરની આંખ ફરી. તેણે તેને એક ધક્કો માર્યો. ઉપેન અહિંસાવાદી તો હતો જ નહિ. તેણે પેલાને એક મુક્કો માર્યો. પેલાએ સામે માર્યો. બેત્રણ સોલ્જરો એકઠા મળી તેને મારવા લાગ્યા.

થિયેટરમાં ધમાલ મચી રહી. ઉપેન ઘેર પહોંચ્યો ત્યારે મારથી તે લોથ થઈ ગયો હતો.

અને ત્યારથી તેનામાં ખુન્નસ ભરાયું. ક્રોધ તેના અંગે-અંગમાં વ્યાપી ગયો. આ અપમાન અસહ્ય હતું. તેનો બદલો વાળવો જોઈએ જ. અત્યારે પણ જ્યારે મૃત્યુને છસાત કલાકની જ વાર હતી ત્યારે પણ તે પ્રસંગ યાદ આવતાં ઉપેન ક્રોધથી ધ્રૂજી ઊઠ્યો. દિવસો સુધી વેર લેવાના વિચાર તેને મૂકતા જ નહિ. અને એ અપમાન કોઈ વ્યક્તિ તરફથી થયેલું નહોતું. એ અપમાન હિંદુસ્તાનમાંની બ્રિટિશ સત્તાના પ્રતિનિધિઓ તરફનું હતું. તે સત્તા નાબૂદ થયે જ તેનો બદલો વળે. એ સત્તા નાબૂદ કરવી એ સહેલું કામ નહોતું. તેને માટે તો હજારોએ જાન ગુમાવવા તૈયાર રહેવું જોઇએ. પણ તે ગાંધીની રીતે નહિ. જાન સાટે જાન લેવા જોઇએ. એક નહિ અનેક.

એ ને એ જ વિચારોમાં તે ધુની જેવો બની ગયો. તેના હૃદયનો એકે એક ધબકાર વેર પુકારી રહ્યો. તેનું અપમાન એ તેના એકનું નહોતું. શાસન ચલાવતી પ્રજાનું શાસિતો ઉપરનું એ અપમાન હતું. પોતા કરતાં તો હજારગણાં અપમાનો પોતાના અશિક્ષિત, ગરીબ દેશબાંધવોને સહન કરવાં પડતાં હશે તે વિચારે તેની આગને વધારે પ્રજ્વલિત કરી.

કુદરતી રીતે તે ક્રાંતિકારી ચળવળ તરફ આકર્ષાયો. તેના હૃદયમાં ઊઠતા ભાવોને સંતોષી શકે તેવી ચળવળ તે એક જ હતી. તેમાં ગાંધીની ધાર્મિક ઘેલછા કે અહિંસક વેવલાઇ નહોતી. તેમાં દુશ્મનને ત્રાસત્રાસ પુકરાવી દેવાની, વહેલામાં વહેલી તકે ભારત છોડી ચાલ્યા જવાની ફરજ પાડવાની વાત હતી. એ ધ્યેય તાત્કાલિક સિદ્ધ થાય કે નહિ તેની તેને પરવા

નહોતી. એને અંગે મૃત્યુને ભેટવું પડે તો તેની તેને બીક નહોતી. પગલે પગલે અપમાનો સહન કરવા કરતાં બને એટલાનો નાશ કરી વીરત્વભર્યા મૃત્યુને કાં ન ભેટવું ?

જે જેને શોધે છે તે તેને મળી જાય છે. ઉપેનને પણ એવું એકાદ ક્રાંતિકારક મંડળ મળી ગયું. તેમાં દિલ દઈને તે કામ કરવા મંડી પડ્યો. તેના સભ્યો વધારવા, તેને માટે હથિયારો મેળવવાં, તે વિચારદશા યુવાનોમાં અને યુવતીઓમાં ફેલાવવી એ એનું મહાકર્તવ્ય થઈ પડ્યું.

છતાં કૉલેજમાં તો જવું જ પડતું. એના ઉદ્દામવાદી વિચારો માટે કૉલેજમાં ઉપેન જાણીતો હતો. એ ક્રાંતિવાદી ચળવળમાં જ કામ કરવા માટે કૉલેજ છોડી દે તો કુદરતી જ તેને વિષે શંકા આવે, અને આખી વાત ન પકડાતી હોય તો યે પકડાઈ જાય. પણ ભણતરમાં હવે તેને રસ રહ્યો નહોતો. એક જ વિચાર તેના અંતરને કોરી ખાતો હતો અને તે વિચારને આચારનું મૂર્તરૂપ આપવાની તે ઉત્સુકતાપૂર્વક રાહ જોતો હતો.

તો યે તેના હૃદયના તારોને કોઈ કોમળ ભાવોએ હલાવ્યા નહોતા એમ નહોતું. રાત્રિના ત્રણના ડંકા થઈ ગયા હતા, દરેક પળ મૃત્યુને વધુ ને વધુ નજીક લાવતી હતી, છતાં એ સ્મૃતિએ ઉપેનને રોમાંચ થયો.

કેવી સુંદર એ પ્રતિમા હતી ? તેનું નામ પણ કેટલું યથાર્થ હતું ? જાણે સૌંદર્યની પ્રતિમા જ ન હોય ! સંધ્યા-સમયે તેની સાથે ફરવા ગયો હોય ત્યારે તેના વદન ઉપર પથરાઈ રહેતાં સુવર્ણ અને કુંકુમને ઉપેન રસપૂર્વક યાદ કરી

રહ્યો. સુકોમળ દેહલતા ઉપરનું તેનું સુંદર વદન અને સેંથામાં ભરેલું કુંકુમ તેને કેટલી આકર્ષક બનાવતાં હતાં ? તે કૉલેજમાં અહીંથી ત્યાં પસાર થતી હોય ત્યારે કેટલી આંખો તેની સામે મંડાઇ રહેતી ? અને તેની વાણી પણ મનોહર હતી. ભલભલા વિદ્યાર્થીને વાગ્યુદ્ધમાં તે હરાવી દેતી. તે વંદેમાતરમ્ ગાતી ત્યારે હૃદયના ઝીણામાં ઝીણા તાર હલમલી ઊઠતા. એ માતાને માટે પ્રાણ અર્પણ કરી દેવાનો નવીન જુસ્સો ત્યારે ઉપેનમાં ફરી વળતો.

તેની સાથે ગાળેલી મધુર પળોનો આનંદ ઉપેન ફરીફરી અનુભવી રહ્યો. તેની સાથેનો પ્રથમ મેળાપ પણ કેવો અકસ્માતથી થયો હતો ? ઉપેન અને બેચાર મિત્રો કૉલેજના વાચનાલયમાં બેઠા બેઠા ચર્ચા કરતા હતા. ઉપેનની જીભ એક વાર છૂટી થયા પછી કાબૂમાં રહેતી જ નહિ. અનેક દલીલો થઈ. ગરમાગરમીમાં બન્ને પક્ષો બોલવા લાગ્યા. અંતે વર્ગમાં જવાનો સમય થયો અને ચર્ચા અધૂરી મૂકવી પડી. વર્ગ પૂરો થયા પછી ઉપેન કૉલેજમાંથી બહાર નીકળવા જતો હતો ત્યાં જ તેને પ્રતિમા સામે મળી.

‘ તમને અભિનંદન આપું છું. ’ પ્રતિમાએ ઉપેનને કહ્યું.

‘ શાનાં ? ’ ઉપેને આશ્ચર્યથી પૂછયું.

કૉલેજના ચર્ચામંડળમાં બન્ને ભાગ લેતાં હોવાથી બન્ને એકબીજાને દીઠે ઓળખતાં હતાં પણ વાતચીત કરવાનો પ્રસંગ આ પહેલો જ હતો.

‘ આજની ચર્ચામાંની તમારી સુંદર દલીલો માટે. હું બાજુના જ ટેબલ ઉપર બેઠી હતી અને બધું સાંભળતી હતી. ’ પ્રતિમાએ કહ્યું.

'થેન્ક યુ.' ઉપેને કહ્યું.

એ રીતે થયેલી ઓળખાણ આગળ વધી. પ્રતિમાને ઉપેનમાં કૈં અજબ આકર્ષણ લાગ્યું. તેના ધુની સ્વભાવ છતાં પણ તેને તે બહૂ જ ગમી ગયો. ઘણી યે વાર તે છટકી જતો, છતાં કોઇ કોઈ વાર સાંજે તે ઉપેનને ઇડન ગાર્ડનમાં ફરવા લઇ જતી. ત્યાં તળાવમાં હોડીમાં બન્ને સાથે ઘણી વાર ફરતાં. એવે પ્રસંગે ઉપેન વાતે ચડતો તો ખૂબ ખૂબ વાતો કરતો, જાતજાતની વાતો કરતો; તો કોઇ કોઈ વાર કોઇ વિચારની ધુનમાં તે સાવ શાંત બેસી રહેતો. આવે સમયે પ્રતિમા તેના મુખ સામું જોઇ રહેતી અને સ્વભાવના આ વિચિત્ર પલટાઓ વિષે આશ્ચર્ય પામતી.

પોતા પ્રત્યેનું પ્રતિમાનું આકર્ષણ ઉપેનથી છાનું નહોતું રહ્યું. એક દિવસ બન્ને સાથે ફરવા ગયાં હશે ત્યાં પ્રતિમાએ મિસિસ બ્રાઉનિંગનાં પ્રણયકાવ્યોની વાત કાઢી. ઉપેન પોતાના વિચારોની ધુનમાં હતો. પણ પેલીએ તો પ્રણયકાવ્યોની અને પછી પ્રેમની અને જીવનમાં પ્રેમના સ્થાનની વાતો કર્યે જ રાખી. ઓચિંતાં જ તેના સ્વરમાં કોઇ અનોખી કોમળતા ઉપેનને જણાઈ. તે પોતાની ધુનમાંથી જાગી ઊઠ્યો. તેણે પ્રતિમાની સામે જોયું. પ્રતિમાએ તેની આંખોમાં પોતાની આંખો પરોવી. એ આંખોમાં અર્થનું આખું વિશ્વ છુપાયેલું હતું તે ઉપેન જોઇ શક્યો. તે આડીઅવળી વાતો કરવા લાગ્યો. પ્રતિમાના સ્વરમાં આવેલી નિરાશા પણ તેને અર્થસૂચક લાગી.

પણ ઉપેનને પ્રેમ માટે કે તેની નાની નાની ઘેલછાઓ માટે સમય નહોતો. તેનું ધ્યેય એને એ બધી વાતોમાં પડવા માટે મુક્તિ નહોતું આપતું. એ ધ્યેય એને સર્વભક્ષી હતું, સર્વ-સ્વનો ભોગ માગતું હતું. પણ પ્રતિમાને એ બધી ક્યાંથી ખબર હોય? તે તો આ ધુની જુવાનને પોતાનો કરવા મથતી હતી. તેની

ઊગ્રતા અને તેની વિચિત્રતા પ્રતિમાને ઉપેન તરફ વધારે આકર્ષતાં. પોતે વંદેમાતરમ્ ગાતી હોય ત્યારે ઉપેનના ચહેરા ઉપર જે ભાવો પથરાતા તે તો પ્રતિમાને મુગ્ધ કરી દેતા.

અને પ્રતિમા સાથેનો છેલ્લો પ્રસંગ તો ઉપેનને પૂરેપૂરો યાદ હતો. તે દિવસે પ્રતિમાના ખૂબ આગ્રહને વશ થઈ ઉપેને રાત્રે તેની સાથે ફરવા જવાનું કબૂલ રાખ્યું હતું.

રાત્રે બરોબર સાડાસાત વાગ્યે પ્રતિમાએ ઉપેનને તેના રૂમ પરથી બોલાવ્યો હતો. માઇલોના માઇલો સુધી તે લોકો મોટરમાં ચાલ્યાં ગયાં હતાં, અને અંતે નદીના તટ ઉપર મોટર ઊભી રાખી હતી. બેએક કલાક નદીની રેતીમાં પ્રતિમા સાથે બેસવામાં તે દિવસે ઉપેને ગાળ્યા હતા.

વાતાવરણ આહ્‌લાદક હતું. શરદનો ચંદ્ર નદીનાં શાંત પાણીને ઓર સૌંદર્ય અર્પતો હતો. દૂરદૂર ક્યાંક ક્યાંક વહાણો અને હોડીઓ દેખાતાં હતાં. આજે ઉપેન મોજમાં હતો. તે ખૂબ વાતે ચડ્યો હતો. અને પ્રતિમા તો એ ચંદ્રની જ્યોત્સ્નામાં સૌંદર્યની મૂર્તિ જ લાગતી હતી. સરિતાનાં એ શાંત પાણી, એ મધુર, પ્રેરણાદાયિની જ્યોત્સ્ના, પ્રતિમાનાં નયનોનું સૌંદર્ય અને તેનો મધુર કંઠરવ, બધાંએ ઉપેનને મુગ્ધ કરી દીધો. અત્યાર સુધી તેણે પ્રતિમાનો કે કોઇ પણ સ્ત્રીનો પ્રિયા તરીકે વિચાર નહોતો કર્યો. તે પોતાની સૃષ્ટિમાં જ એટલો બધો રચ્યોપચ્યો રહેતો કે એવા વિચાર કરવાનો યોગ જ તેને પ્રાપ્ત નહોતો થતો. પણ આજે તો બધું જ જુદું હતું.

ઉપેનના હૃદના બધા સુકોમળ તારો ઝણઝણી ઊઠ્યા. તેની આંખોમાં નવીન તેજ પુરાયું. તેનો સ્વર પણ ધ્રૂજી ઊઠયો. પ્રતિમા તેનામાં થતા આ બધા ફેરફારો જોઈ શકી. જેને માટે એ ઝંખતી હતી તે તેને હસ્તગત થતું હોય તેમ

લાગ્યું. તેણે વાતને વધારે રસિક બનાવી. ઉપેન મૂંગો મૂંગો, તેનું સૌંદર્ય પીતો હોય તેવી રીતે તેની સામે જ જોઇ, તેની વાતો સાંભળી રહ્યો. વાતવાતમાં નજીવા જ કારણે પ્રતિમા તેના હાસ્યના મંજુલ રણકારથી ઉપેનને મુગ્ધ કરવા લાગી. વચ્ચે વચ્ચે સ્મિતમાં ફરકી જતા તેના ઓષ્ઠો તેની દંતાવલીની સુરેખતા પ્રદર્શિત કરી જતા હતા. ચંદ્રનાં કિરણો તેની આંખોમાં પડતાં તેના નૈસર્ગિક સૌંદર્યને અજબ આકર્ષણ અર્પતાં. ઓચિંતાં જ નદીની સપાટી પર દૂર દૂર આંગળી બતાવી તે બોલી :

'જુવો, પેલી હોડી પાણીમાં ચાલી જાય છે તે કેટલી સુંદર લાગે છે ?'

તેણે ચીંધેલી આંગળીની દિશામાં ઉપેને નજર નાખી પણ તે કૈં જોઇ શક્યો નહિ.

'ક્યાં છે ?' તેણે પૂછ્યું.

'જુવો પેલી. અહોહો ! કેવું સુંદર દૃશ્ય છે !'

'પણ મને કેમ દેખાતું નથી ?' ઉપેને ફરી તે દિશામાં પ્રયત્ન કરી જોવા છતાં કૈં ન દેખાતાં કહ્યું.

'તમને કેમ નથી દેખાતું ? જુવો ને પેલી રહી!' કહી તે ઉપેનની જરા વધારે નજીક આવી.

તેની આંગળીની દિશામાં બરોબર દેખાય તેટલા ખાતર ઉપેન જરા તેની વધારે નજીક આવ્યો. બન્ને એકબીજાની લગભગ લગોલગ આવી ગયાં. હવે ઉપેન તે દૃશ્ય બરોબર જોઈ શક્યો. એ દૃશ્ય ખરેખર સુંદર હતું. ધીમે ધીમે, અલસ ગતિથી ચંદ્રિકામાં જાણે સરી જતી હોય તેવી તે હોડી સરિતાને પણ અજબ સુંદરતા અર્પતી હતી. ઉપેન અને પ્રતિમા તે જોઇ જ રહ્યાં.

'કેટલું સુંદર છે!' પ્રતિમા સૌંદર્યદર્શનના આવેશથી બોલી.

'તું તો એથી યે સુંદર છે, પ્રતિમા!' ઉપેન તેની સામે જોઇને બોલ્યો.

પ્રતિમા પ્રણયમુગ્ધ નયનોએ તેની સામે જોઈ રહી.

ઉપેને કદિ ન અનુભવેલા ભાવો અનુભવ્યા. પ્રતિમા તેની એટલી નજીક હતી, તેના તરફ એને એટલું આકર્ષણ થયું હતું કે પોતે શું કરે છે તેનું ભાન થાય તે પહેલાં તો એણે પ્રતિમાની કટીને પોતાના હાથે વીંટી લઇ તેના ઓષ્ટ ઉપર એક લાંબું ચુંબન કર્યું.

પ્રતિમાનો હાથ એના હાથને દબાવી રહ્યો.

પણ બીજી જ પળે ઉપેનને ભાન આવ્યું. પોતે શું કરી બેઠો હતો? આવી આવી પ્રણયલીલાઓમાં પોતાથી કેમ પડાય? હજી તો તેનું ધ્યેય અપૂર્ણ હતું. તે સિદ્ધ કરવા માટે જરૂર પડે તો પ્રાણ પણ આપી દેવાનો હતો. ત્યાં આવાં નાટકો કેમ ભજવાય? તેનું મન ફરી પાછું ચકડોળે ચડ્યું. દુશ્મનનો નાશ કર્યા પહેલાં પોતા જેવા માણસો માટે આવી નરમ, કોમળ, સુખમય જિંદગી હોય જ નહિ તેમ તેને ખાતરી થઇ ગઇ. પોતાના ભાન ભૂલી જવા માટે તેની આંખમાં ખિન્નતા ઊભરાઇ આવી. પ્રતિમાની કમર આસપાસથી તેણે પોતાનો હાથ ઝપાટાભેર ખેંચી લીધો, અને તે પ્રતિમાથી જરા દૂર જઇને બેઠો.

પ્રતિમાથી આ બધા ફેરફારો સમજાયા નહિ. ઓચિંતું શું થયું? તેના ઉરનો એકે એક ભાવ જેને ઝંખી રહ્યો હતો તે વિના કારણે પોતા પ્રત્યે આમ ઉદાસીન કેમ બની ગયો

હશે ? તેને કૈં સમજ ન પડી. તેણે ઉપેનને ફરી પાછો આનંદિત કરવાના, તેને વાતચીતમાં પરોવવાના ખૂબખૂબ પ્રયત્નો કર્યાં પણ તે બધા ય નિષ્ફળ ગયા. ઉપેન કોઈ વાતમાં રસ લઇ શક્યો જ નહિ.

એ પળની મધુરતા યાદ આવતાં ઉપેનની આંખમાં એક આંસુનું ટીપું આવી તેના ગાલ ભીંજવી અદૃષ્ય થઇ ગયું.

પછીની વાત તો બધી તાજી જ હતી. હીજલીમાં અત્યાચારો થયા હતા. સેનગુપ્તાને હેરાન કર્યા હતા એવી વાતો ફેલાઇ હતી. ઉપેનના મંડળે આ બધું જોઇ, વિચારી, નિશ્ચયો કરી લીધા હતા; અને તેને અમલમાં મૂકવાનું કામ ઉપેનને સોંપવામાં આવ્યું હતું.

ઉપેનનો હર્ષ ક્યાંયે માતો ન હતો. જેને માટે વર્ષો થયાં તે ઝંખતો હતો તે પળ અંતે આવી પહોંચી હતી. કામ ઘણું સાવચેતીપૂર્વક કરવાનું હતું. જરા પણ ભૂલ થતાં અનેકના પ્રાણ જોખમાય અને બધી મહેનત નકામી જાય. ઉત્સાહનો પણ અતિરેક ન થવો જોઇએ. એ બધી વસ્તુઓ લક્ષમાં લઇ ઉપેન સાવચેતીપૂર્વક બધી તૈયારીઓ કરવા લાગ્યો. સારામાં સારાં કપડાં સીવનારાની દુકાને તેણે એકબે સરસ સૂટ તૈયાર કરાવ્યા.

અને તે યાદગાર દિવસે એકદમ યુરોપીય સ્વાંગમાં સજ્જ થઇ, પાટલૂનનાં બે ખીસાંમાં બે રિવોલ્વરો રાખી, તે બંગાલના જેલખાતાના વડા ( I. G. P. ) ને મળવા તેની ઓફિસમાં ગયો. બનાવટી નામનું પોતે છપાવેલું સુંદર કાર્ડ તેણે તેની પાસે મોકલ્યું. જરૂરી કામ માટે પાંચ મિનિટ જ મળવું છે તેમ કહેવરાવ્યું. ત્યારે કોઇને પણ મળવામાં વડા અધિકારીઓને ભય લાગતો. પોતાના ખાતાના નાના માણસને આ મળવા માગનાર માણસનો ચહેરો અને વર્તણૂક જોઇ આવવાનો આઇ. જી. પી. એ હુકમ

આવ્યો. ઉપેન તો સીગારેટ પીતો પીતો, દેખીતી શાંતિથી બારી બહાર જોતો જોતો બેઠો હતો. તેની સામે જોતાં વિલાયતની રીતભાતના અને સંસ્કારના અતિસંસર્ગમાં આવેલા કોઇ બંગાલી જુવાન જેવો તે લાગતો હતો. શંકાનું કશું કારણ પેલા અમલદારને જણાયું નહિ. સાહેબે તેને મુલાકાત આપવા અંદર બોલાવ્યો.

શેકહેન્ડ કરી તે સાહેબની સામે ખુરશી પર બેઠો. કૈં અરજી બતાવવાની હતી કહી લાંબો લખેલો કાગળ તેણે સાહેબના હાથમાં મૂક્યો. તે કાગળ વાંચતો હતો ત્યાં જ ઉપેને ખીસામાંથી રિવોલ્વરો કાઢી લીધી અને પેલાની છાતી સામે ધરી કહ્યું :

‘ જુવો. ’

પેલાએ ઊંચું જોયું અને ભયની કે ચેતવણીની બૂમ પાડવા તેનું મુખ પહોળું થયું. તેમાંથી એક પણ શબ્દ બહાર આવે તે પહેલાં ઉપેનની ગોળી તેની છાતી વીંધી ચાલી ગઇ.

એ અવાજે બહાર ઊભેલો દરવાન દોડી આવ્યો. ઉપેને તેના પગ ઉપર ગોળી મારી અને પોતે ઑફિસમાંથી ભાગ્યો. દરવાન પાછળ દોડ્યો. ધમાચકડી મચી રહી. ઉપેને કેટલાક બારો કર્યા, પણ એક તો પિસ્તોલ વાપરવાનું શિક્ષણ નહિ અને બીજી દોડવાની ધમાલ, તેમાં કોઈને કશી ઇજા ન થઇ. અંતે ઉપેન પકડાઈ ગયો.

પછી તો ઘણી ધરપકડો થઈ. એ કાવત્રામાં સંડોવાયેલા તરીકે કેટલાક દોષિત અને ઘણા નિર્દોષ જુવાનોને પકડવામાં આવ્યા. મુખ્ય ગુનેગાર તરીકે ઉપેનને ફાંસીની સજા થઇ. તેણે ‘ થેન્ક યુ ’ કહી એ સજા વધાવી લીધી.

અને આજે એ સજાનો અમલ થવાને હવે થોડા કલાકોની જ વાર હતી.

રાત્રિના ચાર વાગી ગયા હતા. ઉપેન ખૂબ જ થાકયો હતો. વિચારમાં ને વિચારમાં તેને નિદ્રા પણ નહોતી આવી. તેને પોતાના કાર્ય માટે પસ્તાવો નહોતો થતો. જીવનની લાલસા કુદરતી જ જીવન જીવવાનો લોભ તેને કરાવતી હતી. છતાં મૃત્યુથી તે બીતો નહોતો કે ગભરાતો નહોતો. તો યે જેમ જેમ એ અંતિમ દિવસ પાસે આવતો જતો હતો તેમ તેમ તેનું મગજ વધારે ને વધારે વિચારો કરતું. તે મનમાં તેની નાની જીવનકથા ફેરવી જતો, તેના પ્રસંગો વિચારી જતો અને એમ નિદ્રા નહોતી આવતી.

આજે પણ અત્યાર સુધી તે સૂતો નહોતો. હવે તેને ખૂબ થાક લાગ્યો હતો. છેલ્લા થોડા દિવસની અનિદ્રાવસ્થા તેને જરા આરામ લેવા પ્રેરી રહી હતી. નિદ્રા આવે તેમ તો તેને નહોતું લાગતું પણ જરા થાક ઉતારવા તે આડો પડ્યો. તેના શ્રમિત શરીરે તેનાં નયનોને નિદ્રામાં મીંચી લીધાં. તેને જાત જાતનાં સ્વપ્ન આવવા લાગ્યાં. પા પા કલાકે તે ઝબકીને જાગી જવા લાગ્યો અને ફરી પાછો સૂઈ જવા લાગ્યો. એમ ને એમ કલાક પસાર થઇ ગયો. છેલ્લું સ્વપ્ન તો ભયંકર હતું. ઉપેન ચમકીને બેઠો થઈ ગયો ત્યારે કોઇ અકથ્ય ભય તેને વીંટળાઇ રહ્યો હોય તેમ તેને લાગ્યું. ફરી પાછું એ ને એ સ્થળને જોઇ સ્વપ્નને ભૂલી જવા તેણે આંખ મીંચી. થોડી વારમાં તો તે ઘસઘસાટ ઊંઘી ગયો.

આ વખતે તેને એક સુંદર સ્વપ્ન આવ્યું. જાણે વ્યોમમાં સુંદર જ્યોત્સ્ના ખીલી છે. તે અને પ્રતિમા સરિતાના તટે એકબીજાને અઢેલીને બેઠાં છે. પ્રતિમાની કોમળ આંગળીઓમાં પોતાની આંગળીઓ પરોવાયેલી છે. પ્રતિમા તેની કંઈ મશ્કરી કરે છે અને ખૂબ ખૂબ હસે છે. પહેલાં તો તેના એ હાસ્યથી

પોતે ખીજાય છે, પણ તેના મધુર હાસ્યની અસર થયા વિના રહેતી નથી.

'જો હવે વધુ હસીશ તો હું મારીશ હોં, પ્રતિમા !' તે પોતાના મુખ ઉપર આવતાં સ્મિતને રોકવાનો પ્રયત્ન કરતાં કરતાં કહે છે.

'લે માર ત્યારે.' કહી પ્રતિમા તેના ગળામાં હાથ પરોવી તેની સામું જોતી ખડખડાટ હસી પડે છે.

અને પોતે તેના પહોળા થયેલા ઓષ્ટને પોતાના ઓષ્ટથી દાબી દે છે. પ્રતિમાનાં છૂટી થવાનાં ફાંફાં જોઇ પોતાને હસવું આવે છે. તેને તે છોડી દે છે અને એક પ્રફુલ્લ સ્મિત સહીત તેને નિરખી રહે છે.

31003

અને એ સ્મિત તેના ચહેરા ઉપર પથરાએલું હતું ત્યાં જ વોર્ડરની તેને ઉઠાડવાની બૂમ પડી. કલાકમાં જ ફાંસીએ ચડી જનાર માણસને ઘસઘસાટ ઊંઘતો અને ઊંઘમાં યે આવી રીતે હસતો જોઇ તેના આશ્ચર્યનો પાર ન રહ્યો.

મુકરર સમયે ઉપેનને ફાંસીના દોરડા પાસે લઇ જવામાં આવ્યો. તેના પગ ત્યાં જતાં જરીક ધ્રૂજી ઊઠ્યા. તેના હૃદયના ધબકારે જરીક વેગ પકડ્યો. માતાપિતાનો નિર્મળ, નિઃસ્વાર્થ પ્રેમ તેને યાદ આવ્યો. જીવન સરસ હતું. તેમાં વિષાદ હતો, ગુલામી હતી, તો પ્રેમ અને તેની બંધનમય મુક્તિ યે ક્યાં નહોતાં? અને પ્રતિમા? પ્રતિમા જેવી બીજી પ્રતિમા આ પૃથ્વી સિવાય બીજે ક્યાં મળે? તેની આંખ જરીક ભીની થઇ હોય તો યે નવાઈ નહિ.

પણ એ બધું અમુક પળ માટે જ બન્યું. તેણે કાનાઇ દત્ત

અને ખુદીરામ બોઝને યાદ કર્યા. ફરી પાછો કૃતકૃત્યતાનો સંતોષ તેના ચહેરા ઉપર ફરી વળ્યો.

'આવે સમયે આવા વિચારો આવે તો મારી મર્દાઇ લાજે.' તેણે વિચાર્યું.

તે છલંગ મારી દોરડાવાળી જગ્યાએ ચડી ગયો. પ્રિયતમ નવોઢાને ચૂમે તે ભાવથી તેણે તે દોરડાને ચૂમ્યું.

અને પેલા સરિતાતીરે પ્રતિમાને લીધેલ ચુંબનમાં અને આ જીવનની અંતિમ પળે મૃત્યુદાયી દોરડાંને લીધેલ ચુંબનમાં રહેલાં સામ્ય અને ભેદનો તે પૂરો વિચાર કરી રહે તે પહેલાં તો આજનો ઉપેન ગંઇ કાલનો ઉપેન થઈ ગયો.



# કુસુમ કે સુલેખા ?

કુસુમને અને શશીકાન્તને ધીમે ધીમે છતાં ચોક્કસ રીતે એકબીજાથી દૂર ને દૂર ઘસડાતાં જતાં જોઇને તેમને ઓળખનાર સહુ કોઇને આશ્ચર્ય ઊપજતું. તેમની મૈત્રી એટલી ગાઢ હતી અને એટલી જાણીતી હતી કે બધાં એમ જ ધારતાં કે વહેલાં મોડાં ગમે ત્યારે પણ તે બન્ને એકબીજાને પરણવાનાં. અને લોકો એમ ધારે તેમાં નવાઇ નહોતી. અલબત્ત, તે બન્ને જુદી જુદી કૉલેજોમાં અભ્યાસ કરતાં, પરંતુ કૉલેજમાંથી છૂટ્યા પછી બન્ને સાથે જ હોય, સાંજે ફરવામાં બન્ને એકબીજા વિના તો દેખાય જ નહિ. સિનેમાની ફિલ્મોમાં બેમાંથી એકને જ જોવાનું કોઇને યાદ ન આવે. ઘણી વાર કૉલેજમાં કુસુમના વર્ગો વહેલા ખતમ થાય અને શશીકાન્તને છૂટવાની વાર હોય તો કુસુમ શશીકાન્તની કૉલેજના વાચનાલયમાં તેના છૂટવાની રાહ જોઇને બેસી રહે અને તે છૂટે ત્યારે બન્ને સાથે કૉલેજમાંથી નીકળે. કુસુમને છૂટવાની વાર હોય તો શશીકાન્ત પણ તેમ જ કરે. પરાંઓમાં રહેતાં લોકો પણ આ બન્નેને સવારે અને સાંજે સાથે ને સાથે જ જતાં આવતાં જોઈ રહે.

એટલી ગાઢ મૈત્રી લાંબા પરિચય વિના ન બંધાય. કુસુમ અને શશીકાન્ત એકબીજાને વર્ષોથી ઓળખતાં. વર્ષો થયાં બન્નેનાં માતાપિતા એક જ પરામાં રહેતાં, અને શરૂઆતની સામાન્ય વાતચીતોથી શરૂ થઈ તેમની મૈત્રીએ અત્યારે આવું

અને ખુદીરામ બોઝને યાદ કર્યા. ફરી પાછો કૃતકૃત્યતાનો સંતોષ તેના ચહેરા ઉપર ફરી વળ્યો.

'આવે સમયે આવા વિચારો આવે તો મારી મર્દાઇ લાજે.' તેણે વિચાર્યું.

તે છલંગ મારી દોરડાવાળી જગ્યાએ ચડી ગયો. પ્રિયતમ નવોઢાને ચૂમે તે ભાવથી તેણે તે દોરડાને ચૂમ્યું.

અને પેલા સરિતાતીરે પ્રતિમાને લીધેલ ચુંબનમાં અને આ જીવનની અંતિમ પળે મૃત્યુદાયી દોરડાંને લીધેલ ચુંબનમાં રહેલાં સામ્ય અને ભેદનો તે પૂરો વિચાર કરી રહે તે પહેલાં તો આજનો ઉપેન ગઇ કાલનો ઉપેન થઈ ગયો.



# કુસુમ કે સુલેખા?

કુસુમને અને શશીકાન્તને ધીમે ધીમે છતાં ચોક્કસ રીતે એકબીજાથી દૂર ને દૂર ઘસડાતાં જતાં જોઇને તેમને ઓળખનાર સહુ કોઇને આશ્ચર્ય ઊપજતું. તેમની મૈત્રી એટલી ગાઢ હતી અને એટલી જાણીતી હતી કે બધાં એમ જ ધારતાં કે વહેલાં મોડાં ગમે ત્યારે પણ તે બન્ને એકબીજાને પરણવાનાં. અને લોકો એમ ધારે તેમાં નવાઇ નહોતી. અલબત્ત, તે બન્ને જુદી જુદી કૉલેજોમાં અભ્યાસ કરતાં, પરંતુ કૉલેજમાંથી છૂટ્યા પછી બન્ને સાથે જ હોય, સાંજે ફરવામાં બન્ને એકબીજા વિના તો દેખાય જ નહિ. સિનેમાની ફિલ્મોમાં બેમાંથી એકને જ જોવાનું કોઇને યાદ ન આવે. ઘણી વાર કૉલેજમાં કુસુમના વર્ગો વહેલા ખતમ થાય અને શશીકાન્તને છૂટવાની વાર હોય તો કુસુમ શશીકાન્તની કૉલેજના વાચનાલયમાં તેના છૂટવાની રાહ જોઇને બેસી રહે અને તે છૂટે ત્યારે બન્ને સાથે કૉલેજમાંથી નીકળે. કુસુમને છૂટવાની વાર હોય તો શશીકાન્ત પણ તેમ જ કરે. પરાંઓમાં રહેતાં લોકો પણ આ બન્નેને સવારે અને સાંજે સાથે ને સાથે જ જતાં આવતાં જોઈ રહે.

એટલી ગાઢ મૈત્રી લાંબા પરિચય વિના ન બંધાય. કુસુમ અને શશીકાન્ત એકબીજાને વર્ષોથી ઓળખતાં. વર્ષો થયાં બન્નેનાં માતાપિતા એક જ પરામાં રહેતાં, અને શરૂઆતની સામાન્ય વાતચીતોથી શરૂ થઈ તેમની મૈત્રીએ અત્યારે આવું

ગાઢ સ્વરૂપ પકડયું હતું: તેમનાં માતાપિતાને તો ખાતરી જ હતી કે આપણાં છોકરાંઓના આ ગાઢ સ્નેહને અંગે આપણે તેમનાં લગ્નનો લ્હાવો લઇ શકીશું.

તે બન્ને એકબીજા સાથે લગ્ન કરે તે તેમનાં માબાપોને તો ઘણું જ યોગ્ય લાગતું હતું. બન્ને એક જ જ્ઞાતિનાં નહોતાં; પણ તેવી જ્ઞાતિની દરકાર કરે તેવાં નહોતાં તે પોતે કે નહોતાં તેમનાં માતાપિતા.

શશીકાન્ત અત્યંત બુદ્ધિશાળી હતો. તેણે કોલેજ બહારનાં જગત વિષે પણ ખૂબ વાંચ્યું હતું તેથી તેની વાતચીત પણ તે રસમય બનાવી શકતો. તેનામાં કદાચ બુદ્ધિ ઓછી હોત તો યે તેનો દેખાવ એવો હતો કે લોકોને તેની સાથે ઓળખાણ કરવાનું મન થાય. તેના ચશ્માના ધુમ્રરંગી કાચમાંથી તેની આંખો કાવ્યમય દેખાતી. આ માણસ જાણે દૂર દૂર પડેલાં સ્વપ્નો સિદ્ધ કરવા માગતો હોય તેવું તેની આંખો સામે જોનારને લાગતું. ભરેલાં અને સુગઠિત છાતી અને ખંભા ઉપર તેનું ગોરૂં મુખ ખૂબ શોભી નીકળતું. કોલેજના છોકરાઓને લાગતું કે તેનામાં જાતીય આકર્ષણ ખૂબ હોવું જોઇએ કેમ કે તેની આસપાસ છોકરીઓનાં ટોળાં ને ટોળાં જામ્યાં રહેતાં.

ગમે તેટલી છોકરીઓ સાથે શશીકાન્ત પરિચયમાં આવતો છતાં પણ તેના હ્રદયમાં કુસુમનું સ્થાન અનોખું, અજોડ હતું. ઊગતા પ્રભાત જેવી કે આથમતી સંધ્યા જેવી કુસુમ સુંદર નહોતી. મધ્યાહ્નના સૂર્ય જેવી જાજ્વલ્યમાન પણ નહોતી. છતાં જોનારને મુગ્ધ કરવાની મોહકતા તેનામાં હતી. તે પાતળી છતાં તંદુરસ્ત દેખાતી. તેનો પહેરવેશ અને તેની ચાલ ગમે તેનું ધ્યાન તેની તરફ ખેંચતાં. અને તે વાત કરવા બેસે ત્યારે તો બધાંને સાંભળવાનું મન થાય એવો સુંદર તેનો કંઠ અને

એવી સરસ તેની વાત કરવાની રીત હતી. તેમાં પણ શશીકાન્ત સાથે વાત કરતી હોય ત્યારે તો કુસુમ ખાસ ખીલી નીકળતી.

તેમણે બન્નેએ એકબીજા પાસે લગ્નની કે એકબીજા તરફના પ્રેમની વાત અત્યાર સુધી કદાપિ કરી નહોતી, છતાં પણ બન્ને મનમાં તો સમજતાં જ કે અંતે તો એ સર્વગ્રાહી ગ્રંથીમાં બન્નેએ બંધાવાનું છે જ. અને જો એ બંધનમાં પડવું જ રહ્યું તો પછી શા માટે વધુમાં વધુ સ્નેહભર્યું બંધન જ ન સ્વીકારવું? બધાં ધારતાં કે એ બન્ને તો એકબીજાને પરણવાનાં જ. તે લોકો પણ મનમાં તો એમ જ ધારતાં હતાં, પણ એ મનના વિચારોનો શબ્દોમાં ઉચ્ચાર હજુ સુધી તેમણે નહોતો કર્યો.

ત્યારે હમણા હમણા લોકોને એમ કેમ લાગતું હતું કે એ બન્ને એકબીજાથી દૂર ને દૂર ઘસડાતાં જાય છે?

શશીકાન્ત બી. એ. માં ભણતો હતો; કુસુમ પણ બી. એ. માં જ હતી. આ વર્ષે શશીકાન્તની કોલેજમાં એક નવી વિદ્યાર્થિની દાખલ થઈ હતી. તેનું નામ હતું સુલેખા. કોલેજમાં આવતાં વેંત જ તેણે પોતાના સૌંદર્યથી સર્વનું ધ્યાન ખેંચ્યું હતું. કોલેજમાં ઘણી વિદ્યાર્થિનીઓ હતી, કોઇ કોઈ સુંદર પણ હતી, પણ સુલેખાને તોલે ઊભી શકે તેવી તો કોઇ જ નહોતી. સુલેખા તો સુલેખા જ હતી. તેનું ઊંચું, સુંદર, સુડોળ શરીર જુએ તેની નજરમાં હંમેશને માટે રમી રહેતું. મદોન્મત્ત હરિણીના જેવું ચાપલ્ય તેના અંગેઅંગમાં ઊભરાતું. તેના ચહેરા પર મોહક સ્મિત નિરંતર ફરકતું અને તેનો સુંદર કંઠ તેની વાણીથી સાંભળનારને જકડી જ રાખતો. એની પાછળ કોલેજના વિદ્યાર્થીઓ ગાંડા બનતા. શશીકાન્તને પણ તેને ઓળખવાનું મન થયું.

એક દિવસ શશીકાન્તની રાહ જોઇ કુસુમ તેની કોલેજના વાચનાલયમાં બેઠી હતી ત્યાં તે આવ્યો. કુસુમની જોડે સુલેખા પણ બેઠી હતી. કુસુમે ઓળખાણ કરાવ્યું :

'શશી, આ સુલેખાને ઓળખે છે કે ? મારા બાપુના ખાસ મિત્રની પુત્રી થાય. આ વર્ષે જ અમદાવાદથી મૅટ્રિક પાસ કરી અહીં આવી.'

'એમને તો કોલેજમાં કોણ નથી ઓળખતું ?' શશીકાન્તે કહ્યું અને સુલેખા સામે હાથ જોડ્યા.

'અને સુલેખા, તું આમને ઓળખે છે ? તેમનું નામ શશીકાન્ત મહેતા. મારા ખાસ મિત્ર થાય. તારી કોલેજમાં તો તેમને નહિ ઓળખતું હોય તેવું કોઇક જ હશે.'

'આ ઓળખાણ થયાથી ઘણો આનંદ થયો.' સુલેખાએ કહ્યું અને શશીકાન્તની સામે હાથ જોડ્યા.

ત્રણે જણાં વાતો કરતાં કલાકેક સુધી ત્યાં બેઠાં રહ્યાં. કુસુમે બેત્રણ વાર ત્યાંથી જવાની શશીકાન્તને સૂચના કરી, પણ આડાંઅવળાં બહાનાં કાઢી શશીકાન્ત વાતે વળગી જ રહ્યો. તેની વાતો કરવાની શક્તિ ગમે તેને આકર્ષે તેવી હતી. સુલેખાને પણ તેની વાતોમાં ખૂબ રસ પડ્યો. ઊઠતી વખતે તેણે કહ્યું :

'કુસુમ, હું તો મુંબઇથી અને આ કોલેજજીવનથી સાવ અજાણી છું. મી. મહેતાની તેં ઠીક ઓળખાણ કરાવી આપી. મને ઘણા ઉપયોગી થશે.'

'જરૂર થશે સ્તો.' કુસુમે હસતાં હસતાં કહ્યું.

સુલેખાને સ્મિતભરી વિદાય આપી શશીકાન્ત કુસુમની જોડે ચાલ્યો ગયો.

તે સાંજે આખો વખત શશીકાન્તે કુસુમ સાથે સુલેખા વિશે જ વાતો કર્યા કરી. કુસુમને આશ્ચર્ય થયું કે સેંકડો સ્ત્રીઓને ઓળખનાર શશીકાન્તને આજે આ એક સ્ત્રી વિષે આટલું બધું કુતૂહલ શાથી પેદા થયું ?

* * *

સુલેખા અને શશિકાન્ત એક જ કોલેજમાં હોવાથી અને હવે એકબીજાને ઓળખતાં થયાં હોવાથી વારેવારે મળવા લાગ્યાં. કુસુમ જ્યારે શશીકાન્ત પાસે તેની કોલેજમાં આવી હોય ત્યારે ત્રણે સાથે બેસી કલાકો સુધી ગપ્પાં મારે. કુસુમ ન હોય ત્યારે પણ બન્ને જાતજાતની વાતચીતો પર ચડી જાય.

સુલેખા શ્રીમંત પિતાની પુત્રી હતી. તેને રમતગમતો પણ સારી આવડતી. બેડમિન્ટન તો તે ખાસ સારૂં રમતી. શશીકાન્ત પણ કોલેજમાં બેડમિન્ટનના સારા ખેલાડી તરીકે જાણીતો હતો. કોલેજની રમતગમતોની ટુર્નામેન્ટ પાસે આવતી જતી હતી. સુલેખાએ એ ટુર્નામેન્ટમાં શશીકાન્તને પોતાનો જોડીદાર થવાની વિનતિ કરી. શશીકાન્ત તેની રમત જોઇ શક્યો હતો. સુલેખા સરસ રમતી હતી તે તેને ખબર હતી. તે સારૂં ન રમતી હોત તો યે શશીકાન્ત તેની માગણી નકારત તો નહિ જ, ત્યારે હવે સ્વીકારવામાં શો વાંધો હતો ? તેણે સહર્ષ તે વાત સ્વીકારી લીધી.

ટુર્નામેન્ટ માટે તૈયારી કરવા માટે થોડો વખત બન્નેએ સાથે રમવું જોઇએ જ. એને અંગે કોલેજમાંથી છૂટાં થયા પછી તરત જ જે સમય કુસુમ સાથે તે ગાળતો તે સમય ઓછો કરવો પડ્યો. કુસુમ ઘણી વખત તે લોકો સાથે તે રમવા જતાં હોય ત્યારે જતી, પણ ઘણી વખત ત્યાં કલાકો સુધી રોકાવું પડતું હોઇ કંટાળીને ઘેર પણ ચાલી જતી. શશીકાન્તને કુસુમ આમ-

ચાલી જતી તે ગમતું નહિ પણ ટુર્નામેન્ટ તો થોડા દિવસમાં ખલાસ થઈ જશે, પછી પાછું તો જૂના ધોરણે ચાલવાનું છે જ એમ વિચારી તે તેને જવા દેતો.

આ વસ્તુને અંગે સુલેખા અને શશીકાન્ત એકબીજાંની વધારે નજદીક આવ્યાં. દિવસમાં ઘણા કલાકો તે બન્ને સાથે ગાળતાં અને તેથી તેમનો પરિચય પણ વધતો ગયો. બેડમિન્ટનનો એકાદ સારો સેટ થયો હોય ત્યારે શશીકાન્ત સુલેખાના મુખ સામું જોઇ રહેતો. તેના આમે ય સુરખીભર્યાં કપોલ ઉપર રમતનો થાક વધારે સુરખી ભરતો. પ્રસ્વેદનાં બિન્દુઓ તેના મોંને વધારે રમ્ય બનાવતાં. રુમાલથી મોં ઉપરથી પરસેવો લૂછતી વખતે તેનું મુખ વધારે લાલિમા ધરતું, અને રમતમાં મળેલા વિજયથી મસ્ત બનેલી તેની આંખો શશીકાન્તને પળ વિપળ વિહ્વળ બનાવતી.

અંતે ટુર્નામેન્ટ આવી અને પસાર પણ થઇ ગઇ. સુલેખા-શશીકાન્તની જોડીએ વિજય મેળવ્યો. ચારે તરફથી તાળીઓના ગડગડાટ વચ્ચે સુલેખાએ છેવટનો ફટકો લગાવ્યો. બન્નેની આંખો એકબીજાને મળતાં જ હસી પડી. આજે શશીકાન્ત ખરેખર વિહ્વળ બન્યો. અત્યાર સુધી સુલેખા તરફ કદાપિ ઉત્પન્ન નહોતી થઇ તેવી જાતની લાગણી આજે પોતાના હૃદયમાં પેદા થઇ છે તેમ તેને લાગ્યું. કુસુમ જોવાને ત્યાં આવી હતી જ. તેણે બન્નેને ખૂબ ખૂબ અભિનંદનો આપ્યાં.

રમત પૂરી થઇ ગયા પછી ત્રણે જણાં હોટેલમાં ચાપાણી–નાસ્તા માટે ગયાં. શશીકાન્તની બાજુની ખુરસીઓ ઉપર સુલેખા અને કુસુમ ગોઠવાયાં હતાં. હજી વિજયનો આનંદ અને રમત દરમિયાન પડેલી મહેનતથી આવેલી લાલી સુલેખાનાં મુખ ઉપરથી અદૃષ્ય થયાં નહોતાં. કુદરતી રીતે જ શશીકાન્તના

મનમાં કુસુમ અને સુલેખાની સુંદરતા વચ્ચેનો તફાવત રમી રહ્યો. કુસુમ નાજુક, કોમળ, મોહક લાગતી હતી; પણ સુલેખા? સુલેખા તો અદ્‌ભુત હતી. તે સમજતો હતો કે આજે તેને વિજય મળ્યો તેમાં મુખ્ય હિસ્સો સુલેખાનો જ હતો. પોતાની હંમેશની રમતે તે આજે કોણ જાણે કેમ પણ રમી શક્યો જ નહોતો. છતાં મેચ ખલાસ થયા પછી સુલેખાએ તેને કહ્યું હતું:

'શશીકાન્ત, તમે મારા જોડીદાર ન થયા હોત તો આ ટુર્નામેન્ટ મારાથી કેમ જિતાત?'

'હું તો આજે રમી જ નહોતો શકતો.' શશીકાન્તે કહ્યું.

'એ તો ભલે ને તમે એમ કહો, પણ હું તો સમજું ના કે વિજય કોને આભારી છે?' સુલેખાએ એક સ્મિત સહિત કહ્યું. તે સ્મિતમાં કેટલું જાદુ શશીકાન્તને લાગ્યું હતું? તેની મોહકતા હજી તેના હૃદયમાંથી ખસી નહોતી.

ચાપાણી પીતાં પીતાં જાતજાતની વાતો ચાલ્યે જતી હતી પણ શશીકાન્તના મનમાં તો જુદા જ વિચારો ચાલતા હતા. આજે તેને આ વાતોમાં ખાસ રસ નહોતો આવતો. કુસુમ તેના વિજયને અંગે સ્નેહભરી આંખે તેની સામે જોઇ રહી હતી તે પણ તેને ખ્યાલ નહોતો રહ્યો. શશીકાન્તની આંખોમાંથી નીગળતો સ્નેહ ઝીલવાની તેની આશા આજે ફળીભૂત ન થઇ.

સુલેખા પોતાની મોટરમાં તેમને સ્ટેશને મૂકીને ચાલી ગઇ ત્યારે વિદાય લેતી વખતે તેના હાથનો જે વળાંક વળ્યો હતો તે શશીકાન્તની નજરમાં રમી રહ્યો.

રસ્તે કુસુમે શશીકાન્તને વાતોમાં ઉતારવાનો ખૂબ પ્રયત્ન કર્યો પણ તે તો વિચારમાં જ પડ્યો રહ્યો હતો. કુસુમને આનું કારણ ન સમજાયું. છૂટાં પડતાં તેણે કહ્યું:

'શશી, આજે જુહુ જશું ના? હું તૈયાર થઈને થોડી વારમાં તને બોલાવું છું.'

'ના, આજે નથી જવું. હું બહુ થાકી ગયો છું. જરા આરામ લેવો જોઈશે.' શશીકાન્તે કહ્યું.

ઘણી વખત કલાકો સુધી બેડમિન્ટન રમનાર શશીકાન્ત આજે બે સેટમાં થાકી જાય તે કુસુમને ન સમજાયું. આજની તેની વર્તણૂક જ તેને વિચિત્ર લાગી. તે વિષે વિચાર કરતી તે ઘેર ચાલી ગઇ.

* * *

શશીકાન્તને અત્યાર સુધી લગ્ન સંબંધી ઝાઝા વિચાર નહોતા આવ્યા. જેટલા આવ્યા હતા તેમાં પત્ની તરીકે કુસુમની જ કલ્પના આવતી. કુસુમ કરતાં વધારે સુંદર સ્ત્રીઓને તે ઓળખતો ખરો, પણ પત્ની તરીકે કુસુમ સિવાય કોઇને તે અત્યાર સુધી કલ્પી નહોતો શક્યો. આજે પણ પત્ની સંબંધી વિચાર કરતાં કુસુમ જ તેની કલ્પનામાં ખડી થઇ. પણ આજે પહેલી જ વાર તે ચિત્ર તેને વાસ્તવિક ન લાગ્યું. 'કુસુમ સરસ છે, સમજુ છે, મારી તરફ ખૂબ પ્રેમ પાથરનારી છે, એ બધું ખરું; પણ સુલેખા?' તેને વિચાર આવ્યો. પત્ની તરીકે તો તેને લાગ્યું કે તે સુલેખાને જ પસંદ કરે. 'એ તો હું કુસુમ સંબંધી જ એવા વિચાર કરતો હતો કારણ કે મેં સુલેખાને જોઇ નહોતી.' તેણે મન સાથે નક્કી કર્યું.

કલાકોના કલાકો સુધી તે વિચાર કરતો બેસી રહ્યો. પત્ની તરીકેની સુલેખાની કલ્પના તેને અતિ મનોહર લાગી. તેના એ સુંદર, પ્રભાતની લાલિમાભર્યા ગાલો, ચુંબન કરવા આમંત્રતો તેનો સુરેખ ઓષ્ઠસંપુટ, રમતગમતથી માંસલ અને ભરાઉ

બનેલા તેના હાથ અને ખભ્ભા, સુલેખાને જ શક્ય એવી તેની મનોહર ચાલ, કવિઓને કાવ્ય કરવા પ્રેરે તેવી તેની સુમધુર આંખો : બધું તેની કલ્પનામાં રમી રહ્યું. તેને લાગ્યું કે મિત્ર તરીકે કુસુમ સાથે ગમે તેટલો સંબંધ રખાય; પણ પ્રિયા તરીકે, પત્ની તરીકે તો સુલેખા જ શોભે.

પણ કુસુમનું શું ? અત્યાર સુધી પોતે પત્ની તરીકે જેમ કુસુમને કલ્પી હતી તેમ તેણે પણ પોતા વિષે એવો જ વિચાર કર્યો હશે તો ? શશીકાન્તનું મગજ નવા વિચારે ચડ્યું. જો એમ હોય તો કુસુમને પોતાના નવા નિશ્ચયની જાણ થતાં આઘાત ન થાય ? કુસુમને દુઃખ થાય તે પોતાને ગમે તો નહિ જ એવી તેની ખાતરી હતી. પરંતુ પેલી મધુર કલ્પનાઓએ તેને સંપૂર્ણ રીતે ઘેરી લીધો હતો. ‘ તેને દુઃખ થાય તેમાં મારો શો વાંક ? ’ તેણે વિચાર્યું. પોતે ક્યાં કદિ પણ લગ્નનું સૂચન કર્યું હતું ? મશ્કરીરૂપે પણ એવી વાત તેમની વચ્ચે થઇ નહોતી. તો પછી ખાલી મનમાં રમતા વિચારો જ કુસુમને દુઃખી કરે તેમાં પોતે શું કરે ? અને ધારો કે દુઃખ થયું; તો પણ એ થોડા દિવસનાં દુઃખની અતિશયતા કલ્પીને કૈં પોતાની આખી જિંદગીનો ભોગ ધરી દેવાય ? એ દુઃખ તો ભુલાઇ જવાનું, કુસુમ કોઇને પરણી સુખી પણ થઇ જવાની. ‘ મારે માટે તો સુલેખા જ હોય, તે જ શોભે. ’ તેણે નક્કી કર્યું.

કુસુમ સંબંધી હવે તેને જુદી જ જાતના વિચારો આવવા લાગ્યા. પોતા સાથેના સંબંધ ઉપરથી હવે કુસુમને એમ તો ન જ લાગવું જોઇએ કે શશીકાન્ત તેને ભવિષ્યમાં પત્ની તરીકે સ્વીકારે. જો એ ખ્યાલ તેના મનમાં રહ્યા કરે તો જ છેવટે નિરાશા અને દુઃખ થાય ના ? એ ખ્યાલ તેના મનમાં હોય તો કઢાવી નાખવો જોઇએ. તે એક જ રીતે શક્ય હતું. તેની સાથે સંબંધ ઘટાડી

નાખવાથી આપોઆપ તેને ખ્યાલ આવી જાય, અને પોતાનું હૃદય ડંખે પણ નહિ.

તે દિવસથી શશીકાન્તનું કુસુમ અને સુલેખા બન્ને તરફનું વર્તન ફેરવાઇ ગયું: કુસુમ તરફ તે વધારે બેદરકાર બનતો ગયો અને સુલેખા તરફ તે વધારે ઢળતો ગયો. પોતે વહેલો છૂટી ગયો હોય અને કુસુમ મોડી છૂટવાની હોય તો યે હવે તે કુસુમની કૉલેજમાં તેની રાહ જોવા જતો નહિ. કુસુમ વહેલી છૂટે અને તેની કૉલેજમાં આવે ત્યારે ઘેર તે તેની સાથે જતો પણ ફરવા હરવા નિકળતો નહિ. કોઇ વાર કૉલેજમાંથી પરબાર્યો તે સુલેખા સાથે એકલો જ–કુસુમને ખબર પણ આપ્યા સિવાય–સિનેમા જોવા ચાલ્યો જતો. કુસુમ તેને પોતાની કૉલેજમાં ન આવેલો જોઇ તેની કૉલેજમાં તેને મળવા જતી, પણ ત્યાં તેને નિરાશા જ મળતી.

આ બધા ફેરફારો પહેલવહેલાં તો કુસુમની નજરમાં ન આવ્યા. પણ ધીરે ધીરે તેને સમજ પડવા લાગી કે પહેલાંનો શશીકાન્ત બદલાઈ ગયો છે. શા કારણથી શશીકાન્ત પોતાની તરફ આટલો બેદરકાર થઇ જાય તેની તેને કશી સમજણ ન પડી. તેણે ઘણાં ઘણાં કારણો મનમાં ને મનમાં શોધવા માંડ્યાં પણ કશું કારણ ન જડ્યું. પોતાનો કૈં દોષ હોય તો તે શોધવા ખૂબ મથામણ કરી પણ કૈં દોષ જડ્યો જ નહિ. અંતે તેનાથી ન રહેવાયું અને એક દિવસ શશીકાન્તને જ તેણે પૂછ્યું:

'શશી, તું કેમ આમ સાવ બદલાઇ ગયો લાગે છે?'

આ પ્રશ્નનો શો જવાબ આપવો તે શશીકાન્તને સૂઝ્યું નહિ. તે જરા છેડાયો પણ ખરો. તેણે કહ્યું:

'હું શું બદલાયો છું? હું તો એનો એ જ છું. તને તો એવા બધા ભ્રમો જ સૂઝ્યા કરે છે.'

કુસુમને આ જવાબમાં કૈં સૂઝ ન પડી. પહેલાં તો કુસુમને જરા પણ માઠું લાગતું હોય તેવું લાગતું તો તરત જ શશીકાન્ત કોમળ બની જતો. આ તો સામે માઠું લાગે તેવો જવાબ આપતો હતો.

'તને ન લાગે તો કૈં નહિ. મને તો લાગે છે કે તું સાવ બદલાઇ ગયો છે.' કુસુમે કહ્યું.

'તે તને તો ગમે તે લાગે તેમાં હું શું કરૂં ?' શશીકાન્તે મોં ઉપર સ્મિત લાવવાનો પ્રયત્ન કરી પૂછ્યું.

કુસુમ કૈં ન બોલી.

અમસ્તાં અમસ્તાં જ કોઇનામાં આટલો બધો ફેરફાર ન પડી જાય એટલું તો કુસુમ સમજતી જ હતી. પોતે પોતાનામાં દોષ જોવાનો ખૂબ પ્રયત્ન કરી જોયો હતો, પણ દોષ શોધ્યો જડ્યો ન હતો તે પણ તે જાણતી હતી. ત્યારે આ ફેરફારનું કારણ કોઇ બહારનું હોવું જોઇએ તેમ તેને લાગ્યું. તેણે શશીકાન્તની દરેક હીલચાલ ઉપર છૂપી છતાં પણ ચોક્કસ દેખરેખ રાખવા માંડી. તેને ખબર પડવા માંડી કે હવે તો શશીકાન્ત વધુમાં વધુ વખત સુલેખા સાથે જ ગાળે છે. કોલેજ છૂટી ગયા પછી પણ કલાકો સુધી બન્ને લાઇબ્રેરીમાં બેઠાં હોય; સિનેમામાં સુલેખા સાથે શશીકાન્ત હોય જ; ઘણી વખત સુલેખાની સાથે તેની મોટરમાં તેને ઘેર જઇ કલાકો સુધી ત્યાં રોકાયો હોય; વગેરે માહિતીઓ કુસુમ મેળવી શકી.

શશીકાન્તની આવી વર્તણૂક જોઇને કુસુમે પણ તેની પાસે જવું ઓછું કરી નાખ્યું. પોતે વહેલી છૂટી ગઇ હોય ત્યારે પણ હવે તે કાં તો સીધી ઘેર ચાલી જતી અથવા તો બીજે ક્યાંઇ જતી, પણ શશીકાન્તની કોલેજમાં જવાનું તો માંડી જ વાળતી.

તે પોતાના મનને મનાવતી કે શશીકાન્ત તો હવે ગયો જ, પાછો આવવાનો નથી જ, છતાં અંતરમાં ઊંડે ઊંડે, છૂપી છૂપી, તેને આશા રહેતી કે પોતે થોડા દિવસ તેને મળવા નહિ જાય તો શશીકાન્ત સામો આવશે જ. સમય એમ જ વીતતો ગયો પણ શશીકાન્ત આવ્યો જ નહિ.

કુસુમને સખત આઘાત લાગ્યો. વિના કારણે, બે સુંદર આંખોના આકર્ષણે જ આકર્ષાઈ પોતાની મૈત્રી શશીકાન્તે છોડી દીધી તે માટે તે તેને હૃદયથી માફ કરી જ ન શકી. જ્યારે તેનું દિલ જ પોતા ઉપરથી ઊઠી ગયું છે તેમ તેને લાગ્યું ત્યારે તેણે તેની સાથેનો વ્યવહાર સાવ બંધ કરી દીધો. હવે તે બન્ને મળતાં તો અકસ્માત જ, અને 'કેમ છો?' 'કેમ નહિ' વગેરે વ્યાવહારિક વાતચીતોથી આગળ નહોતાં વધતાં. બન્નેને વાતચીત માટે શબ્દ શોધવા મુશ્કેલ થઈ પડતા. બન્નેને સંકોચ પણ ખૂબ લાગતો. તેથી બને ત્યાં સુધી તો એકબીજાને જોયાં ન જોયાં કરી શકાય તો તો તેમ કરી બન્ને એક બીજાથી દૂર જ રહેતાં.

* * *

આ બાજુ શશીકાન્ત અને સુલેખાની મૈત્રી ખૂબ જ ઝડપથી વધતી જતી હતી. સુલેખાના દરેકે દરેક હલનચલનમાં શશીકાન્તને સુંદરતા દેખાતી. વધુમાં વધુ સમય સુલેખા સાથે ગાળવામાં જ શશીકાન્તને મોજ આવતી. તેને મનમાં તો ખાતરી જ થઈ ગઈ હતી કે વહેલીમોડી સુલેખા તેની પત્ની થવાની જ. દૂર દૂરના ભવિષ્યની કલ્પના તેને આનંદ અને રોમાંચ ઉત્પન્ન કરાવતી.

સુલેખાને પણ શશીકાન્તની મૈત્રી ખૂબ ગમતી. તે જ્યાં જાય ત્યાં શશીકાન્ત તો સાથે હોય જ. એક રીતે શશીકાન્તની મૈત્રીમાં સુલેખાનું અભિમાન પણ પોષાતું. કૉલેજમાં ઘણી

છોકરીઓ શશીકાન્તની મૈત્રી ઝંખતી, તેને પોતાનો જ ખાસ મિત્ર બનાવવા મથતી. તે બધીને લટક આપી શશીકાન્તને પોતાનો જ ખાસ મિત્ર બનાવવામાં મળેલી સફળતા તેના અભિમાનની પોષક બનતી.

આટલો આટલો સંબંધ છતાં, આટલી આટલી મૈત્રી છતાં, શશીકાન્તની સાથે લગ્ન કરવાની તો સુલેખાને કલ્પના સુદ્ધાં નહોતી આવી. શશીકાન્તમાં પોતાને પરણવાની કોઇ નાલાયકી છે એ હિસાબે એવો વિચાર નહોતો આવ્યો તેમ નહોતું. શશીકાન્ત બહુ પૈસાદાર નહોતો એ જ એક કારણુ તેની વિરુદ્ધનું હતું. તે તેને હરહંમેશ મોટરમાં ફેરવી શકે તેમ નહોતું. અને શ્રીમંત માબાપની, કોલેજમાં ભણુતી છોકરીઓને પોતાના મોજશોખ પૂરા ન કરી શકે એવા પતિને પરણ્યાથી શો ફાયદો ? એ જીવનમાં સુખ પણુ શું રહે ? એવા માણુસો તો મિત્રો તરીકે જ સારા. પરણુવા માટે તો પોતાથી સવાગણો શ્રીમંત માણુસ હોય તો જ ચાલે. આવી કૈંક સુલેખાની મનોદશા હતી.

* * *

એમ ને એમ બેએક વર્ષ વીતી ગયાં. શશીકાન્તને સુલેખાના ભાવિ સંબંધ સંબંધી વધુ ને વધુ આશા બંધાતી જતી હતી. કુસુમને તો તેણે સાવ વિસારી દીધી હતી.

એક દિવસ સુલેખા અને શશીકાન્ત જુહુ ઉપર સાથે ફરતાં હતાં. આથમતો સૂર્ય સુંદર દૃષ્ય રચી રહ્યો હતો. બન્ને તે સૌંદર્ય નિહાળવામાં મશગુલ હતાં. ત્યાં ઓચિંતાં જ પાછળથી આવી કોઇએ શશીકાન્તના ખભા ઉપર હાથ મૂક્યો. શશીકાન્તે પાછળ જોયું તો કુસુમ ઊભી હતી.

‘ ઓહો, કુસુમ ! તું તો કૈં ઘણે વખતે દેખાઈ ? ’ શશીકાન્તે સ્વરમાં આશ્ચર્ય લાવી પૂછ્યું.

'હા, હું હમણા ધમાલમાં પડી ગઇ છું તે સમય નથી મળતો.' કુસુમે ચહેરા ઉપર હાસ્ય લાવી કહ્યું.

'શેની ધમાલમાં પડી છો ?' શશીકાન્તને તેની ધમાલમાં પડવાની વાતમાં રસ હોય તેવા સ્વરે તેણે પૂછયું.

'બીજી શેની ધમાલમાં ? વર શોધવાનીસ્તો !' કુસુમે હસતાં હસતાં જવાબ વાળ્યો.

તેના હાસ્યની પાછળ અનંત આંસુઓ છુપાયેલાં હોય તેમ શશીકાન્તને લાગ્યું.

'એમ કે ?' તે એટલું જ બોલ્યો.

'હા, થોડા વખતમાં મારૂં વેવિશાળ થયાના શુભ સમાચાર હું તમને મોકલાવીશ. મારા લગ્નમાં જરૂર આવજો, હોં ! સુલેખા, તારે પણ આવવાનું જ હોં !' કુસુમે હાસ્ય અને મસ્તીના મિશ્રણવાળો અવાજ ચાલુ રાખ્યો.

શશીકાન્ત કે સુલેખા બન્નેમાંથી કોઇ કાંઇ બોલી શક્યું નહિ.

'ચાલો, હવે હું જાઉં. મને મોડું થશે.' કહી હાથ જોડી કુસુમ ચાલી ગઇ.

શશીકાન્ત વિચારમાં પડી ગયો. કુસુમને તે પરણવાનું કહે કે તરત જ તે તૈયાર થઈ જાય તેવી તેની સ્થિતિ હતી તે તેને યાદ આવ્યું. લગ્નના સમાચાર તેણે હસતાં હસતાં આપ્યા પણ તેની પાછળ કેટલું દુઃખ ભર્યું હતું તે પણ તેનાથી અજાણ્યું ન રહ્યું.

'પણ એમાં મારો શો દોષ ? મેં તો એને ખોટી આશા ન રહે તેવું જ કર્યું હતું ના ?' તેને વિચાર આવ્યો.

કુસુમનાં લગ્નના વિચારે શશીકાન્તને પોતાના લગ્ન સંબંધી

પણ વિચારો આવવા લાગ્યા. સુલેખા બાજુમાં જ હતી. સંધ્યાની રમણીય છાંટ આકાશમાં પથરાઇ રહી હતી. વાતાવરણ આહ્‌લાદક અને શૃંગારના ભાવોને પોષે તેવું હતું. આવે સમયે સુલેખાને કાને પોતાના મનની વાત ન નાખવી ? કુસુમ સંબંધી અને તેના લગ્ન સંબંધી થોડી આડીઅવળી વાતો કર્યા પછી શશીકાન્તે કહી નાખ્યું:

'સુલેખા, આપણી મૈત્રી એટલી બધી ગાઢ બની છે કે આપણે લગ્ન કરીએ તો ખરેખર સુખી થઇએ.'

આ શબ્દોની સુલેખા ઉપર શી અસર થાય છે તે જોવા તેણે એકદમ તેના ચહેરા ઉપર પોતાની આંખો ઠેરવી.

સુલેખાનું મોં એકદમ લાલચોળ થઈ ગયું. તે મૂંઝાઇ હોય એવો ભાવ પણ તેના ચહેરા ઉપર આવી ગયો. આ સ્થિતિનો તો તેણે ખ્યાલ પણ નહોતો કર્યો. છતાં સમય જાળવી તેણે જવાબ આપ્યો:

'હજી આપણે ક્યાં એવાં મોટાં થઇ ગયાં છીએ કે લગ્ન વિષે વિચાર કરીએ ? અને આમ જ છીએ એમ શાં ખોટાં છીએ ?'

શશીકાન્ત તે બાબત આગળ કૈં બોલ્યો તો નહિ પણ તેને થયું ખરૂં કે સુલેખાએ પોતાની વાતને આબાદ ઉડાવી દીધી હતી.

પરંતુ તે પછી પણ તેના પ્રત્યેનું સુલેખાનું વર્તન તો એટલું જ લાગણીભર્યું અને પ્રેમાળ તે અનુભવી શક્યો. ઊલટું, જો કૈં પણ હોય તો સુલેખા તેના તરફ વધારે પ્રેમાળ દેખાવા લાગી. આથી શશીકાન્તને વધારે હિંમત આવવા લાગી. હવે તો પ્રેમ સંબંધી વિધવિધ વાતો પણ તે સુલેખા સાથે કરવા લાગ્યો. સુલેખા તે બધું સ્નેહપૂર્વક સાંભળે અને તેની એવી રીતે જુવે કે તેને ઉત્તેજન મળે. એક વખત વાતો

કરતાં અજાણતાં જ હોય તેમ સુલેખાનો હાથ તેના હાથ ઉપર પડી રહ્યો. શશીકાન્તે આવેગથી તે હાથ ઉપાડી પોતાના હોઠને અડાડ્યો. સુલેખાએ કૈં વાંધો ન લીધો.

શશીકાન્ત વારે વારે કૈં કૈં બહાને સુલેખા સાથે લગ્ન સંબંધી વાતો કાઢતો. સુલેખા ગજબ હોંશિયારી અને સિફ્તથી તે વાતોમાંથી છટકી જતી. શશીકાન્ત એવો ગરીબ નહોતો કે જેથી તેને સુલેખાની લગ્ન માટે માગણી કરવામાં શરમ લાગે; એટલો શ્રીમંત નહોતો કે સુલેખાની મોજડીને મોટર બહાર ચાલવાનું ઓછું રહે. તેને કદાચ માગણી કરતી વખતે પહેલી બાબતનો જ ખ્યાલ આવતો હશે, સુલેખાને બીજીનો.

એમ ને એમ દિવસો વીતતા ચાલ્યા. સાથે સાથે શશીકાન્તની ધીરજ પણ ઓછી થતી ચાલી. કોઇ કોઇ વખત બન્ને વચ્ચે ચુંબન અભિનયો પણ થઇ જતા. પણ લગ્નની વાત આવે કે સુલેખા સિફ્તથી તેને ઉડાવી દેતી.

હવે તો શશીકાન્તને પણ થવા માંડયું કે સુલેખા તેને ઉડાવવા માગે છે. તેણે નક્કી કર્યું કે આજે તો હવે છેલ્લી વાર સુલેખા પાસેથી ચોક્કસ જવાબ મેળવી લેવો. તેણે ફરી લગ્ન વિષે વાત કાઢી અને સુલેખાએ તે ઉડાવવા માંડી. શશીકાન્તે ચીડાઇને કહ્યું:

'સુલેખા, હવે હરહંમેશ એ રીતે તું વાત ઉડાવી દઇશ એ નહિ ચાલે. તું મને ખરેખરો જવાબ દઇ દે. તું મને ચાહે છે કે નહિ?'

'તમે મને ગમો છો–ખૂબ જ.' સુલેખાએ કહ્યું.

'એ ગમવાની વાત જવા દે. તું મને ચાહે છે કે નહિ?' શશીકાન્તે પૂછ્યું.

'મેં તો તમને કહ્યું કે તમે મને ખૂબ ગમો છો.' સુલેખાએ હસતાં હસતાં કહ્યું.

આજે સુલેખાની આવી ઉડાવવાની રીતથી શશીકાન્ત જરા છેડાયો હતો. તેના હાસ્યનું સૌંદર્ય આજે તે પરખી ન શક્યો. તેણે કહ્યું:

'એ બધું જવા દે. તું મને પરણવાને તૈયાર છે કે નહિ એનો સીધો જવાબ દે.'

'ખરું કહું? પરણવાનું તો ક્યાંથી બને? મારાં માબાપ પણ ના પાડે.' સુલેખાએ કહ્યું.

આ ચોખ્ખા જવાબથી પળવાર તો શશીકાન્ત ભાન ગુમાવી બેઠો. જાણે તેના હૃદયમાં કોઈએ છરો પેસાડી દીધો ન હોય તેમ તેને લાગ્યું. તે સમજી ગયો કે માબાપનું તો બહાનું છે, સુલેખાની પોતાની જ ઈચ્છા નથી. તે બાબતમાં તેની સાથે વિવાદ કે ચર્ચા કરવી નકામી હતી. જો તેના વિચારમાં ફેરફારને સ્થાન હોત તો આટલો વખત તે વાત ઉડાવ્યા કરત નહિ. ગમે તેટલું પોતાને દુઃખ થાય છતાં હવે તેની વિશેષ લાચારી તો ભોગવવી નહિ જ તેવું તેણે નક્કી કર્યું. છતાં એક પ્રશ્ન પૂછવાનું કુતૂહલ તો રહી જ ગયું. તેણે પૂછ્યું:

'સુલેખા, જો એમ હતું તો પછી મને આટલી છૂટ લેવા કેમ દીધી?'

'તમે મને ખૂબ જ ગમતા હતા તેથી.' સુલેખાએ સ્મિત સહિત જવાબ આપ્યો.

પગથી માથા સુધી શશીકાન્ત સળગી ઊઠ્યો. આ સ્ત્રીની નફ્ફટાઈ તેનાથી સહન ન થઈ શકી. હવે તેની સાથે જરા જેટલો પણ સંબંધ શક્ય ન હતો. તેણે કહ્યું:

'હું તને ગમતો હતો એટલું જ? તું મને ચાહતી નહોતી?' શશીકાન્ત ત્યાંથી સુલેખાની સામે પણ જોયા સિવાય, ચાલ્યો ગયો.

* * *

શશીકાન્તને પારાવાર દુ:ખ થયું. સુલેખા ઉપર તેને પુષ્કળ તિરસ્કાર છૂટ્યો. મનુષ્યના હૃદયના સૂક્ષ્મમાં સૂક્ષ્મ તારો હલમલાવી નાખી, તેને તોડીફોડી, આટલી હળવી રીતે જ તે બધાનો સામનો કરનારી સ્ત્રી ઉપર તેને તિરસ્કાર ન ઊપજે તો બીજો કયો ભાવ ઊપજે? તેને ખાતર તો તેણે કુસુમને પણ છોડી દીધી હતી! કુસુમ બિચારી કેટલી ભલી, ભોળી, નિર્દોષ હતી? તે દિવસે જુહુપર પોતાના વેવિશાળની ખબર આપતી વખતે તેની આંખોમાં કેટલો વિષાદ દેખાતો હતો? સુલેખાનો વિચાર કરતાં કરતાં ઓચિંતા જ શશીકાન્તને કુસુમ તરફના પોતાના આચરણનો ખ્યાલ આવ્યો. સુલેખા તરફ ઊપજેલો તિરસ્કાર બમણા જોરથી તેને પોતાના ઉપર આવવા લાગ્યો. પણ હવે ગમે તેટલા જોરશોરથી તે પોતાને તિરસ્કારે કે ધિક્કારે તેથી બગડેલી બાજી ક્યાં સુધરવાની હતી?

સુલેખા સાથેનો તેનો સંબંધ તે દિવસથી તૂટી ગયો.

કુસુમ સાથેનો ઘસાતો સંબંધ જોઇ આશ્ચર્ય પામનાર લોકોને આ વખતે એટલું આશ્ચર્ય ન થયું.

આ બધી ખબર સાંભળતાં કુસુમના ઓષ્ટ ઉપર એક આછું છતાં પૂર્ણ વિષાદમય સ્મિત પથરાયું.



# જીવનની મોજ !

એ લોકોને મન જીવન એક માણી લેવાની, તેમાંથી બને એટલી મોજ મેળવી લેવાની વસ્તુ હતી. તેમાં કશી ગંભીરતાને, કશી આદર્શમયતાને સ્થાન હોય તેમ એ લોકો માનતાં નહોતાં. જીવનની બધી યે વિષમતાઓ અને કરુણતાઓ તેમને મન હાસ્યનો વિષય બની જતી.

અને એમ બને તેમાં કશી નવાઇ નહોતી. એ ચાર પાંચ મિત્રોની ટોળી એવી રીતે ઊછરી હતી કે એમ ન બને તો જ નવાઇ લાગે. પૈસેટકે સુખી માણસોનાં પુત્રપુત્રીઓ હોઇ તેમને આર્થિક મુશ્કેલી કદી નડી નહોતી. એ મુશ્કેલી કેવી હોઇ શકે તે જાણવાનો પણ કશો સંભવ તેમના અત્યાર સુધીના જીવનમાં નહોતો દેખાયો. કેળવાયેલાં માતાપિતાઓએ તેમને મનગમતી કેળવણી આપવા પ્રયત્નો કર્યા હતા, અને એને અંગે એ લોકો એકબીજાના નિકટ પરિચયમાં આવ્યાં હતાં. હરવું ફરવું, ખાવુંપીવું, જાતજાતના ગપાટા મારવા, અને પોતાની વાતચીતો એટલી હદ સુધીની વિચિત્ર બનાવવી કે નવો માણસ તો હેબતાઇ જ જાય એ તેમનો સુંદર જીવનનો ખ્યાલ હતો. એવી રીતે જીવતાં શીખવે એ જીવનદૃષ્ટિને તે લોકો અર્વાચીન જીવનદૃષ્ટિ કહેતાં. અને એને જ જો આદર્શ કહેવાય તો એ આદર્શને વળગી રહેવા તે લોકો પૂરેપૂરો પ્રયત્ન કરતાં.

એ બધાં શરીરે તંદુરસ્ત હતાં; તેમાંની સ્ત્રીઓને તો સુંદર પણ કહી શકાય. શાંતા તો ખાસ આકર્ષે એવી હતી. હા૦

પુસ્તકો લઈ પરાના સ્ટેશન ઉપરથી જ્યારે તે ટટ્ટાર ચાલી જતી ત્યારે ધંધાના વિચારથી ઘેરાયેલી આંખો પણ તેની સામું જોઈ લેવું ચૂકતી નહિ. તેની પાતળી છતાં છટાદાર દેહલતા, અંદર કવિતા ભરી ન હોય જાણે તેવી ભાવવાહી આંખો, પળેપળે સ્મિતથી પ્રફુલ્લતા તેના ગુલાબી ઝાંય મારતા ગાલો વિદ્યાર્થી કે વેપારી બન્નેને માટે સરખાં આકર્ષણરૂપ હતાં.

સરસ તો વિમળા પણ લાગતી હતી, પણ શાંતા સાથે તે ઊભી ન રહી શકે. છતાં વાતો કરવામાં તે કોઇ કોઇ વાર શાંતાથી ચડી જતી હોય તેમ લાગતું. ગમે તેવી મહાન વસ્તુને તે શબ્દને એક જ ઝપાટે અલ્પ બનાવી શકતી. અલ્પને મહાન તો ન કરી શકતી કેમ કે તેમના જીવનમાં કોઇ પણ મહાન વસ્તુને સ્થાન જ નહોતું. તે બન્ને બહેનપણીઓ ટ્રેનમાં સાથે બેઠી હોય અને ઊંચે સાદે કોઈ પણ વસ્તુની ચર્ચા કરતી હોય ત્યારે આજુબાજુ બેઠેલાંઓ બધાં આ છોકરીઓની હિંમત અને છૂટથી આશ્ચર્ય પામતાં.

પણ ખરી મોજ તો આખો દાયરો જામ્યો હોય ત્યારે આવતી. શાંતા અને વિમળા, નવીન, અમૃત અને કિશોર એવે પ્રસંગે એકબીજાંની એવી સ્પર્ધા કરતાં કે વાતમાં ઓર રંગ જામતો. રૂઢિનાં બંધનો તેમના આત્માએ અને તેમની જીભોએ તોડી નાખ્યાં હતાં. અને વચ્ચે વચ્ચે કોઇ ક્યારેક કોઇની વિરુદ્ધ બાહુ સખત બોલી નાખે ત્યારે જોડે બેઠેલા દોસ્તનો 'શાબાશ'ના કદરદાનીભર્યા શબ્દ સાથેનો ધબ્બો બોલનારના શરીર ઉપર એવા અવાજ સાથે પડે કે આખી મંડળી હસી પડે. શાંતા કે વિમળા, નવીન અમૃત કે કિશોર, કોઇ પણ એવા ધબ્બાનો ભોગ બનતાં. અને મિત્રોચિત હાસ્યથી જ એ ધબ્બાનો ઉત્તર વાળતાં.

પણ એ પુરુષમિત્રો કોઈ કોઈ વાર તેમની સ્ત્રીમિત્રોને એ ધમ્બાના જોરદાર પ્રભાવથી બચાવી લેતા. એવું કે હરામ-

ખોરીભર્યું વાક્ય તે બન્નેમાંથી કોઇ બોલ્યું હોય ત્યારે ‘ હવે ચૂપ કર, લુચ્ચી ’ કહીને એકાદ હળવી ટાપલી જ તે લોકો એના ગાલ ઉપર લગાવી દેતા. હાસ્ય અને સંક્ષોભથી પેદા થયેલી લાલાશની રમ્યતા એ લોકોના આનંદને ઓર બઢાવતી.

એ આખી ટોળીમાં ખૂબ સંપ હતો, બનાવ પણ ખૂબ હતો, પણ શાંતાને નવીન સાથે ખાસ ફાવતું. બધાં સાથે મળે, પણ જો નવીન હાજર ન હોય તો શાંતાને ખાસ ગોઠતું નહિ. અને કોઈ કોઇ વાર તો કૈં ને કૈં બહાનાં કાઢી એ લોકો બધાંથી છૂટાં પડી એકલાં જ કયાંક ફરવા પણ ચાલ્યાં જતાં. એ સંબંધી કોઇ કશું બોલતું નહિ, પણ દરેકને ખાતરી તો હતી જ કે આપણા બધાં કરતાં શાંતાને નવીન સાથે વધારે ફાવે છે.

ઘણુંખરૂં શાંતા અને નવીન મુંબઇ પણ એક જ ટ્રેનમાં જતાં આવતાં. પાછા ફરતાં મોડું થવાનું હોય તો શાંતા કોઇ વાચનાલયમાં બેસી કે ગમે ત્યાં ફરી સમય પસાર કરી લેતી, પણ બને ત્યાં સુધી ટ્રેનમાં તો તેની સાથે જ જતી. એ લોકોને સાથે ને સાથે જ જોનારાઓને અને એમની ગાઢ મૈત્રી વિષે જાણનારાઓને નવીનના સદ્‌ભાગ્યની ઇર્ષ્યા થતી.

અને આમેય ઇર્ષ્યા આવે એવું તો નવીનમાં ઘણું હતું. તેનું મુક્ત, નિર્બંધ હાસ્ય સાંભળનારના મનમાં હરહંમેશ રમી રહેતું. તેનો ઊંચો, સ્નાયુબદ્ધ દેહ, તેની પૌરુષભરી ચાલ, અને તેની વાતચીત કરવાની મોહક રીત તેને તેની જ ઉંમરના બીજા જુવાનોથી જુદો તારવી લેતાં.

સમય પસાર થયે જતો હતો. હરએક દિવસ આ મંડળીના યુવાનયુવતીઓને વધારે તંદુરસ્ત, વધારે સુંદર, વધારે મોજીલાં બનાવતો જતો હતો. અને એમ જ થાય ને ? તેમાંનાં કોઇને કશી ચિન્તા નહોતી વળગી કે તેમ ન બને. તેમની વયની

વ્યક્તિઓને એક વિચાર કરવો પડે લગ્નનો. પણ લગ્નમાં તો એ લોકો ખાસ માનતાં નહિ એટલે એ વિચાર તેમને મૂંઝવે તેમ હતું જ નહિ.

છતાં કોઇ વાર કાંઇક એવું બની જતું જે તેમની આનંદ-પ્રિયતાને પળેક માટે ડુબાડી દેતું. પરંતુ બુચને પાણીમાં દબાવી રાખો ત્યાંસુધી જ તે દબાઇ રહે, પણ જરા હાથ હળવો કરતાં તે પાછું ઉપર તરી આવે તેમ તેમની સ્વાભાવિક આનંદ-પ્રિયતા અને વિનોદવૃત્તિ પળેક માટે જ દબાઇ ઉપર તરી આવતાં. કોઈક વાર એવી કરુણ કથા વાંચી લીધી હોય ત્યારે તેમના ચહેરા ઉપર પળવાર માટે શોક પથરાઇ રહેતો. પણ એવી સ્થિતિને જ તે કૃત્રિમ માનતાં. 'લાગણીવશતાને જીવનમાં સ્થાન ન હોવું જોઇએ.' તે કહેતાં. અને પછી તો એ વસ્તુની મશ્કરી કરી ગમે એવી કરુણ સ્થિતિમાંથી પણ તે લોકો હાસ્ય મેળવી લેતાં.

આજે વિમળા ઘણી ઉશ્કેરાએલી દેખાતી હતી. બધાં પાસે આવી પહોંચતાં જ તેણે વાત શરૂ કરી :

'બધાં હસ્યે શું રાખો છો? દુનિયામાં તો કેવું કેવું બને છે! મારૂં તો આ વાત સાંભળી હાસ્ય જ ઊડી ગયું.'

'એવું બધું શું છે, વિસુ?' કિશોરે ઉત્સુકતાથી પૂછ્યું. બધાં એકધ્યાને સાંભળી રહ્યાં.

વિસુએ બધી વાત કહી. એમાં કૈં નવું નહોતું, કશું અસાધારણ નહોતું. હંમેશા બને છે એમ જ બન્યું હતું. કોઇ વિધવાએ જીવન અને સમાજથી કંટાળી કૂવો પૂર્યો હતો. એના સંજોગો બીજી સ્ત્રીઓ કરતાં ઘણા જ વધારે ખરાબ હતા, પણ એવું કૈંકે ન હોય તો તે આપઘાત કરે શા માટે?

'અને એવું કૈં વિશેષ ન હોય તો વાતમાં રસ પણ કેમ

જાય ?' પાંચેક મિનિટમાં જ એ કરુણતાની અસર ભુંસાઇ જતાં અમૃતે હસતાં હસતાં કહ્યું :

'મોટી વાત લાવી'તી વિમુબાઇ !' કિશોરે પણ વિમુને ચીડવવા પ્રયત્ન કર્યો.

'હૈયાફુટી ! મારા જેવી હોય તો કૈં એમ મરે નહિ.' શાંતાએ કહ્યું.

અને થોડી પળમાં તો એ બધું ભૂલી, એ વાતમાંથી પણ હાસ્યજનક પ્રસંગો કાઢી, આખી મંડળી એટલી ઉત્સાહમાં આવી ગઇ કે એ ઉત્સાહના પૂરે વિમળાને પણ ઉત્સાહિત બનાવી દીધી. એ હાસ્યના પૂરમાં વિમળાના હાસ્યનો મંજુલ રણકાર પણ ભળી ગયો.

અને શાંતાની સચોટ હાસ્યવૃત્તિને પ્રદર્શિત કરનારો એક બીજો બનાવ પણ હમણા જ બની ગયો. તે અને નવીન સાંજે મુંબઇથી સાથે જ જતાં હતાં. ગ્રાંટરોડ અને વાંદ્રા વચ્ચેની ફાસ્ટ ટ્રેન ધસમસાટ કરતી ચાલી જતી હતી. કાંઇક વાત ઉપરથી બન્ને એક બીજા સામું જોઇ ખૂબ હસી રહ્યાં હતાં. ત્યાં ઓચિંતી જ એક આંચકા સહિત ટ્રેન ઊભી રહી. આંચકાને અંગે બન્નેનાં શરીર એકબીજાંને ભટકાયાં. એ સ્પર્શનો આનંદ તેમની આંખોમાં ચમકી રહ્યો. પણ ટ્રેન આગળ જ દોડાદોડી થઈ રહી હોવાથી કશું ગંભીર બન્યું છે તેમ તો તેમને પણ લાગ્યું. તપાસ કરવા તે લોકો પણ ડબાના દરવાજા આગળ ગયાં. દાદર અને માટુંગાની વચ્ચે ગાડીમાંથી કોઇ પડી ગયું હતું. એ ડબ્બામાં બેઠેલા કોઇએ સાંકળ ખેંચતાં ટ્રેન ઊભી રહી હતી. કોણ પડયું હતું, ક્યાં પડયું હતું વગેરે કશું દેખાતું નહોતું. શાંતા અને નવીન પોતપોતાની જગ્યા ઉપર આવી બેસી ગયાં.

આખા ડબામાં ચુપકીદી ફેલાઈ ગઈ હતી. બધાંનાં ચહેરા ગમગીન બની ગયા હતા. શાંતા કે નવીન બન્નેમાંથી કોઈ થોડી ક્ષણો સુધી કશું બોલ્યું નહિ.

થોડી વારે નવીન બોલ્યો :

'કોણ પડયું ?'

'હશે કોઇ. કાલે સવારે છાપામાં ખબર પડશે.' શાંતાએ કહ્યું. તેના ચહેરા ઉપર એક સ્મિત પથરાઇ રહ્યું.

પાંચેક મિનિટ સુધી સ્મિત અને ગંભીર ભાવો, ગંભીર ભાવો અને સ્મિત, એમ વારા ફરતાં વિરોધી તત્ત્વો તેના ચહેરા ઉપર રમી રહ્યાં. છેવટે નવીન સામે જોઇ હસતાં હસતાં તેણે કહ્યું :

'What a huge joke ?' (કેવી ભારે ગમ્મત!)

નવીન પણ તેની સામે જોઈ રહ્યો. સાંભળનારાંઓને આમાં joke (ગમ્મત) ક્યાં સમાઇ હશે તેનો ખ્યાલ ન આવ્યો.

* * *

એ વાતને પણ મહિનાઓ વીતી ગયા. હવે તો નવીન અને શાંતાની મૈત્રી ખૂબ જ ગાઢ બની હતી. વારેવારે તેમની મંડળીમાંથી તે બન્ને સાથે ગેરહાજર રહેલાં દેખાઇ આવતાં હતાં. કોઇ કોઇ વાર કોઈ તે વિષે ટહુકો પણ કરી લેતું, પણ તે લોકો હાસ્યમાં એ વાતને ઉડાવી દેતાં.

અને શાંતા છેલ્લા થોડા સમય થયાં તો હંમેશ કરતાં વધારે તાઝગીભરી, વધારે સુંદર, વધારે આકર્ષક લાગતી હતી. વિમલાથી પણ કોઇક વાર કહી દેવાતું :

'અલી શાંતુ, તું તો હમણા ખૂબ ખીલી છે ને શું !'

અને ત્યારે નવીન અને તે સામસામું જોઇ હસી પડતાં.

એ હાસ્યનો અર્થ તેમનાં મિત્રોને પણ સમજવો મુશ્કેલ પડતો.

પણ હમણા છેલ્લા આઠેક દિવસ થયાં જ શાંતાને ખરી મુશ્કેલીનું ભાન થયું હતું. અકલ્પ્ય, અનિશ્ચિત પરિસ્થિતિ ઊભી થઈ હતી. તેના ઉદ્દામ વિચારોની અને તેની સખત ચોકસાઇની નિષ્ઠુર અવગણના કરીને બાળક તેના ઉદરમાં જન્મ માટે પોકાર કરતું આવી પહોચ્યું હતું. એ વાતની પહેલવહેલી શંકા પડતાં એ વસ્તુ બની જ ન શકે એમ લાગ્યું. આટલા આટલા અર્વાચીન ઉપાયો અજમાવ્યા પછી એમ બને જ કેમ ? પણ જેમ જેમ માસિક ચર્યાના દિવસો દૂર ને દૂર જતા ગયા પણ એનું કશું ચિહ્ન દેખાયું નહિ તેમ તેમ એની શંકા વધારે જોર પકડવા લાગી. છેવટે ધીરજ ન રહેતાં એક સ્ત્રી–ડોકટરને પણ તે પોતાની તબિયત બતાવી આવી. અને તેની બધી અમંગળ શંકાઓને તે ડોકટરે સત્ય બનાવી દીધી.

શાંતાના ચહેરા ઉપરથી ત્યારથી હાસ્ય ઊડી ગયું. કોઇને કશી શંકા ન પડે એટલા ખાતર મંડળીમાં તો તે હસતી, બોલતી, પણ એ બધું કુદરતી રીતે જ લુખ્ખું બની જતું. તેણે કોઈને કશી વાત ન કરી—નવીનને પણ નહિ. પોતે સાંભળેલા અને વાંચેલા બધા ઉપાયો આ અનિશ્ચિત પરિણામને રોકવા તેણે અજમાવવા માંડ્યા. પણ બાળક તો જન્મ માટે પોકાર કરતું જ રહ્યું.

પળો દિવસોમાં અને દિવસો મહિનાઓમાં પરિવર્તન પામતા ગયા. હવે તો નિત્યની ચિંતા અને વર્જ્ય દવાઓને લઇને શાંતાની તબિયત પણ લથડવા માંડી. તેના ગાલોમાંથી લાલાશ ઓછી થઇ, આંખોમાંથી તેજ ઓછું થયું.

'ઓચિંતુ શાંતાને શું થયું હશે?' બધાંને પ્રશ્ન થતો. તેને બધાં પૂછતાં પણ: 'શાંતુ તને શું થયું છે?' 'તું કેમ આમ સુકાતી જાય છે.' 'હમણા તો કૈં હસતી બોલતી પણ નથી?' વગેરે વગેરે. પણ એક ફિક્કા સ્મિત, અને કૈંક અસ્પષ્ટ બબડાટ સિવાય બીજો જવાબ તેની પાસે આ પ્રશ્નોનો નહોતો.

નવીન પણ આશ્ચર્ય પામતો જતો હતો કે હંમેશની હસતી રમતી શાંતાને આ શું થયું? તેને પણ તે કૈં સ્પષ્ટ જવાબ આપતી નહોતી.

શાંતા ખૂબ ખૂબ ભટકી, શરીરનો આકાર તેની સ્થિતિ જણાવી દે તે પહેલાં જ કૈં થઇ શકે તો કરી લેવાના તેના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. મોટા મોટા ડોક્ટરોએ તો તેને મદદ કરવાની ચોખ્ખી ના પાડી. તેને માટે આશાની કોઇ બારી ન રહી.

હવે શું થાય? આનો ઉપાય શો? લાખ લાખ વિચાર કરવા છતાં આ પ્રશ્નોનો ઉત્તર જડતો નહોતો. કશો ઉપાય જ સૂઝતો નહોતો. શાંતા ખૂબ મૂંઝાઇ.

તે ગમે તેટલી ઉદ્દામ વિચારની હોય છતાં તેની વ્યવહાર-બુદ્ધિથી તે એટલું તો સમજતી હતી કે આ વાત જાહેર થતાં પોતા માટે સમાજમાં ક્યાંઇ સ્થાન નહિ રહે. અત્યાર સુધી આમંત્રતાં બધાં દ્વારો એકસાથે બંધ થઈ જશે.

સમય તો પસાર થયે જ જતો હતો. હરએક પળ તેની ચિન્તામાં અને તેના શરીરના આકારમાં વધારો કરતી જતી હતી. આનો કૈં ઉપાય થવાનો હોય તો તે તરતમાં જ થવો જોઇએ તેમ તે જાણતી હતી.

પણ તેનો ઉપાય શો ? ઓચિંતા જ તેના ઘેરાએલા મગજમાં પ્રકાશનું એક કિરણ ફેલાયું. દરેક હિંદુ કન્યાને સહજ, સ્વયંસ્ફુરિત વાત આ અર્વાચીન, અતિસંસ્કૃત કન્યાને આજે સમજાઇ. લગ્ન એ એક જ વસ્તુ તેને તેની આ કફોડી પરિસ્થિતિમાંથી બચાવી લેવા સમર્થ હતી.

લગ્ન ? પણ લગ્નમાં તો પોતે માનતી નહોતી. તે શું, તેમનામાંનું કોઇ જ લગ્નમાં નહોતું માનતું. હજી ત્રણેક મહિના પહેલાં જ જુહુના કિનારા પર નવીન સાથે વાતો કરતાં કરતાં પોતે નહોતું કહ્યું:

'પેલી મંદા અંતે પરણી ગઇ હોં ! મૂર્ખી ! એવાં લગ્ન કર્યાં વિના તે કેમ નહિ ચાલતું હોય ? આપણે કેવાં સુખી છીએ ! '

અને નવીને એનો હાથ સહેજ જ દબાવી–જે દબાવવામાં તેના હૃદયનો પ્રેમ ખૂબ જણાઈ આવતો હતો–કહ્યું હતું:

'એ તો ઘેલછા છે ઘેલછા. નાહકની પોતાની સ્વતંત્રતા ગુમાવવાનું લોકો કેમ પસંદ કરતાં હશે ? '

અત્યારે એ બધું શાંતાને યાદ આવ્યું. પોતે કયું મોઢું લઈ લગ્ન કરવાની વિનતિ કરે ? જે વસ્તુની આખી જિંદગી મશ્કરી કરી તેને તાબે થવામાં તેને એક જાતની નાનમ લાગતી હતી. પણ એ સિવાય બીજું શું થઈ શકે તેમ હતું ?

એની સ્થિતિની જાણ થયા પછી કોઈ પણ સંસ્થા તેને નોકરીમાં રાખે તેમ નહોતું. માતાપિતા આવી વસ્તુઓ તરફ કઈ દૃષ્ટિથી જુવે છે તે તો તે બરોબર જાણતી હતી. તેમની

મદદની આશા જરૂર રાખી શકાય, પણ આ સ્થિતિની જાણ થતાં તેમને કેટલો ભયંકર આઘાત લાગે ?

અને નવીનને કહેવામાં શો વાંધો ? તે પોતાને કેટલા પ્રેમ-પૂર્વક ચાહતો હતો ? નવીન સામું પોતે આછું સ્મિત કરતી ત્યારે કેટલા કોમળ ભાવો તેની આંખોમાં પથરાતા ? અને આ સ્થિતિ માટે કૈં પોતે એકલી જવાબદાર નહોતી. એ સ્થિતિ ન આવે તે માટે તો તેણે બનતી કાળજી લીધી હતી, શક્ય એટલા બધા ઉપાયો અજમાવ્યા હતા. છતાં અનિવાર્ય ન નિવારી શકાયું તો નવીનની મદદ લેવામાં, લાંબો વિચાર કરતાં, તેને વાંધો ન જણાયો. અંતે નવીનની મદદ લેવાનો તેણે મક્કમ નિશ્ચય કરી લીધો.

પણ જે વાત હૈયે આવી બેઠી હતી તે નવીન પાસે તે હોઠે નહોતી લાવી શકતી. તેને તેમ કરતાં ક્ષોભ થતો, બીક લાગતી. તેને ખાતરી જ હતી કે આ સ્થિતિમાં નવીન લગ્ન કબૂલ કરશે જ. પણ જો તે ના પાડે તો ? તો તો પછીના ભાવિની કલ્પના ભયંકર હતી.

' આપણા સિદ્ધાંત પ્રમાણે આપણે લાગણીવેડાને વશ ન થવું જોઇએ. ' કહી તે વાત નવીન ઉડાવી નાખે તો ?

એવા વિચારે શાંતા એકલી બેઠી હોય ત્યારે તેની આંખમાં આંસુ પથરાતાં. પણ આંસુ પાડ્યે વળે તેમ નહોતું.

ગમે તે થાય, આજે તો નવીન પાસે વાત મૂકવી જ એવો નિશ્ચય કરી એક દિવસ શાંતા નવીન સાથે સાગરકિનારે ફરવા ગઇ. ત્યાં ફરતાં લોકોથી દૂર જઇ તે બન્ને એક જગ્યાએ રેતીમાં બેઠાં. શાંતા ઘડીકમાં વાત કરવા હોઠ અર્ધા ઉઘાડતી અને ફરી પાછા બંધ કરી દેતી. વળી પાછી બીજી જ વાતોમાં વળગી જતી.

એમ ને એમ મૂળ વાત ઉપર આવ્યા વિના જ સમય પસાર

થયે જતો લાગ્યો. સાગરને ગાઢ આલિંગન લેતો હોય ના જાણે તેવી રીતે સૂર્ય તેમાં અલોપ થઈ ગયો. શાંતાને આ તક પણ ચાલી જતી લાગી. તેણે શક્ય એટલી બધી હિંમત એકઠી કરી કહી નાખ્યું:

' નવીન, મારે તને એક વાત કહેવી છે. '

તેના અવાજમાં રહેલા દર્દથી નવીનને પણ આશ્ચર્ય થયું. તે બોલ્યો:

' એવું બધું તે શું છે, શાંતુ ? તું કેમ આમ રોતલ જેવી થઈ ગઇ છે ? '

તેણે શાંતાની સામે જોયું. શાંતાની આંખમાં બે આંસુ આવ્યાં. દાંતથી ઓષ્ટને દબાવી તેણે પોતાની સ્થિતિની નવીનને જાણ કરી. પોતે કેટકેટલા ઉપાય અજમાવ્યા હતા, કેટકેટલી દવાઓ કરી હતી વગેરે બધું તેણે નવીનને કહી સંભળાવ્યું. છેવટે કશો ઇલાજ ન જડતાં તેને જ બધી વાતથી વાકેફ કરવાનો નિશ્ચય કરી પોતે આવી હતી તેમ પણ તેણે કહી દીધું.

નવીન મૂંઝાયો. આ તો વળી નવું જ નીકળ્યું. તેણે આવું થશે તેમ તો ધાર્યું જ નહોતું.

' હવે શું થાય, શાંતુ ? આનો ઉપાય શો ? ' તેણે બને તેટલી સહાનુભૂતિ પોતાના સ્વરમાં લાવી પૂછ્યું.

' તેનો એક જ ઉપાય છે, નવીન !' શાંતાએ કહ્યું. તેના હોઠ કૈં વાક્ય ગોઠવતા હોય એમ ઊઘડ્યા અને ફરી પાછા દેવાઇ ગયા.

' શો ? ' યંત્રવત નવીન બોલ્યો. અનિષ્ટનો ભય તેની આંખોમાં તરવરી રહ્યો.

' બીજો શો વળી ? આપણે પરણી જઇએ તે. ' શાંતાએ

કૃત્રિમ હાસ્ય મુખ ઉપર લાવીને કહ્યું. ઉત્સુકતાથી તે આનો શો જવાબ મળે છે તે સાંભળવા નવીન સામું જોઇ રહી. તેના જીવનના અનેક નિર્ણયો નવીનના એક વાક્ય ઉપર અવલંબી રહ્યા હતા.

લગ્ન ? લગ્નમાં તે માનતો જ નહોતો, માનવા તૈયાર પણ નહોતો. સ્ત્રીપુરુષના સંબંધમાં પરસ્પર મોજ સિવાય બીજી કોઇ પણ ચીજને સ્થાન જ ન હોવું જોઇએ એવી તેની ખાસ માન્યતા હતી. શાંતાએ વળી આ નવું ધતિંગ શું ઉપાડયું ?

'શાંતુ, એ તો કેમ બને ? આપણે વળી કે' દહાડે લગ્નને માનતાં હતાં ? ' અંતે તે બોલ્યો.

શાંતાની આશાની બધી ઇમારત તૂટી પડી.

'પણ–પણ તું જોતો નથી ? આમાં બીજો રસ્તો જ નથી.' આંસુને અટકાવવાનો પ્રયત્ન કરતાં તે બોલી.

પણ જીવનભરના સિદ્ધાંતો એક સ્ત્રીને માટે કે તેના બાળકને માટે કેમ તોડાય ? એ તોડે તો પોતે અર્વાચીન દૃષ્ટિવાળો કેમ કહેવાય ? એ વાત જ શકય નહોતી, એ તો ન જ બને. એ બાબતમાં તો તે મક્કમ જ હતો. છતાં તે નીચ નહોતો. શાંતાની અને તેની મૈત્રીમાં જરા પણ ખલલ પોતે નહિ પડવા દે તેમ તેણે શાંતાને વચન આપ્યું.

શાંતાએ ખૂબ આજીજીઓ કરી. જો લગ્ન ન થાય તો પોતા માટે જીવનમાં કયાં યે સ્થાન નહોતું રહેતું તેમ તેને સમજાવવાના ખૂબ પ્રયત્નો કર્યા પણ તે બધા વ્યર્થ ગયા.

અને હરહંમેશ તેમની સર્વની સંગાથિની શી નવીનની હાસ્યવૃત્તિ ઊછળી આવી.

'મૂર્ખ થા માં, શાંતા ! એ તો તને નવો અનુભવ મળશે. Really-this is a huge joke.' ( ખરેખર આ તો ભારે ગમ્મત છે. ) તે ખડખડાટ હસી પડ્યો.

શાંતા એનું હાસ્ય ન પકડી શકી. તે રોઇ પડી, ખૂબ જ. અંતે તેણે છેલ્લો દાવ ફેંક્યો. આ સ્થિતિ આવતી અટકાવવાના પ્રયત્નો બન્નેના હતા છતાં એ આવી એ માટે :જોખમદાર પણ બન્ને સરખાં જ હતાં. એ જોખમદારી અદા પણ બન્નેએ સાથે જ કરવી જોઇએ ના ?

એ બરોબર હતું. પણ આ પ્રશ્ન જ જુદો હતો. શાંતા સમજતી જ નહોતી. તેને કેમ સમજાવવી ? માનસિક ગડમથલ નવીનના ચહેરા ઉપર તરી આવી. શબ્દ ઉચ્ચારતાં કૈં ભયાનક પ્રયત્ન કરવો પડતો હોય તેમ તેના ચહેરા પર બદલાતા ભાવો પરથી લાગ્યું.

'પણ...' તેણે શરૂ કર્યું: 'પણ...'

'પણ' થી જ તે અચકાયો. શાંતાનું હૃદય ધબકતું અટકી જતું હતું. તે તેની સામે જોઈ જ રહી.

'પણ શાંતા ! એ બાળક મારૂં જ છે તેની ખાતરી શી ?'

એક પણ શબ્દ બોલ્યા સિવાય, તેની સામે એક તિરસ્કાર-ભરી દૃષ્ટિ નાખી શાંતા ત્યાંથી ચાલી ગઇ. તે દેખાતી બંધ થઇ ત્યાં સુધી નવીન તેની પાછળ જોઇ જ રહ્યો. પેલીએ એક વાર પણ પાછળ દૃષ્ટિ નાખી નહિ.

* * *

શાંતાને નવીન ઉપર ભયંકર તિરસ્કાર આવ્યો. આવે વખતે તેને હસવું સૂઝતું હતું ! આવી ભયંકર વસ્તુને તે એક joke

( ગમ્મત ) તરીકે જ લેખતો હતો ! એ વિચાર જ અસહ્ય હતો. અને તેની હલકાઇ કેટલી: હતી ? આટલાં વર્ષો બન્ને સાથે ફર્યાં, આટઆટલાં એક બીજાની નજીક આવ્યાં, તો યે તે પોતાને ઓળખી શક્યો નહોતો.

'એ બાળક મારૂં જ છે તેની ખાતરી શી ?'

નવીનના એ છેલ્લા શબ્દો તેના હૃદયમાં શૂળની જેમ ભોંકાયા કરતા હતા.

શાંતા ઘેર આવી પોતાના ઓરડામાં પુરાઇ ખૂબ રોઇ. આવી કટોકટીની અણીએ પણ પોતે જેને પોતાનો માન્યો હતો તે નવીન જીવનને આટલી તુચ્છતાથી જોઇ શકતો હતો તેનું તેને ભયંકર દુઃખ થયું.

પણ એ રીતે નવીનનો તિરસ્કાર કરતાં કરતાં તેને પોતાનો પણ ખ્યાલ આવ્યો. પોતે પણ જીવનને અત્યાર સુધી ક્યાં મહત્ત્વ આપ્યું હતું ? ગમે એવી, ગમે એની કરુણ સ્થિતિને પોતે તો એક પ્રચંડ હાસ્યપ્રવાહ તરીકે જ નિરખી હતી. તેને પેલી રાત્રિનો અકસ્માત અને હસતાં હસતાં પોતે બોલેલા શબ્દો યાદ આવ્યા:

'What a huge joke !' ( કેવી ભારે ગમ્મત ! ) પોતે બોલી હતી. એ સ્થિતિની કરુણતાનો તેને અત્યારે ખ્યાલ આવ્યો. પેલો પડીને મરી જનારો પણ બિચારો ગરીબ હશે, તેની બુઢ્ઢી માને અને માંદી સ્ત્રીને રોટલો પૂરો પાડતો હશે, જુવાન હશે, આશાભર્યો હશે. કેટકેટલાં હૃદયોમાં એના એકના જવાથી કેટકેટલી યાતનાઓ સમાઇ રહી હશે ?

શાંતાનું મગજ અનેક કલ્પનાઓ કરવા લાગ્યું. પોતાની અને પોતાની મંડળીની જીવનદૃષ્ટિ એને ભયંકર લાગી, જીવન-

વિરોધી લાગી. તેને પોતા ઉપર, નવીન ઉપર, પોતાની મંડળી ઉપર, તેની મોજમજાઓ ઉપર, બધાં ઉપર ખૂબ જ ગુસ્સો આવ્યો.

પણ ગમે એ વિચારો આવે તેની વચ્ચે, અનંત વાદળોને ભેદી સૂર્ય જેમ ચમકારો મારી જાય છે તેમ, 'મારૂં શું થશે?' તે મૂળ વિચાર તેનાં બધાં વિચારવાદળોને ભેદી ચમકી જતો.

તેની આશાનો એક સ્તંભ તેની માતા રહી હતી. અંતે માને બધી વાત કહી નાખવાનો તેણે નિશ્ચય કર્યો.

અને અંતે માતાને તેણે બધી વાત કહી પણ નાખી. એની શી અસર થાય છે તે જોવા તેણે માના મુખ સામું જોયે રાખ્યું.

શાંતાની ખરી સ્થિતિ સમજાતાં તેની બાના ચહેરા ઉપર જે દુઃખ પથરાયું, તેની આંખમાં જે નિરાશા અને દયાર્દ્રતા પથરાઈ તે શાંતાથી છાની ન રહી. તેને લાગ્યું કે એ ચહેરાનું દુઃખ તો આજે શું અનેક વર્ષો પછી પણ પોતે ભૂલી નહિ શકે.

'દીકરી તેં તો કુળની આબરૂને અને ભણતરને બન્નેને લજવ્યાં.' તેણે દુઃખી સાદે કહ્યું.

શાંતા નીચું જોઈ આંસુ ઢાળી રહી. અમુક પળોમાં જ માતા સ્વસ્થ બની ગઇ. તેણે તેને હિંમત આપી. પોતાની બાથમાં લઇ ચિન્તા ન કરવા કહ્યું; બધું થઇ રહેશે માટે ન ગભરાવું તેમ પણ કહ્યું.

પણ શાંતા માતાની એ આંખોનું દર્દ, એ ચહેરા ઉપર કોતરાઈ ગયેલું દુઃખ ન વિસરી શકી.

* * *

બધી તૈયારીઓ થઈ ગઇ. ઓળખીતા, પાડોશી, મિત્રમંડળ બધાંને શાંતાએ અને તેની બાએ જણાવી દીધું કે અમે ચારછ મહિના માટે બહારગામ જવાનાં છીએ. ઘણા વખતની હિંદુસ્તાન જોઇ નાખવાની ભૂખ સંતોષવાનો આજે અવસર આવ્યો છે.

પોતાની મંડળીમાં પણ શાંતા હંમેશા જતી. એ લોકોને જરા પણ વહેમ પડે તો આખી વાત બહાર પડી જાય તેમ તે બરોબર જાણતી હતી. ત્યાં જાય ત્યારે તે પ્રયત્ન કરી હસતી બોલતી, પણ નવીનથી તો દૂર ને દૂર રહેતી. છતાં નવીને એક વખત તેને એકલી જોઇ આ તેના બહારગામ ચાલી જવા સંબંધી પોતાનો અભિપ્રાય આપી દીધો:

'અંતે ઠીક નિર્ણય કર્યો, શાંતા! આવી Crisis (ગંભીર પરિસ્થિતિ) માં પણ તારી વ્યવહારબુદ્ધિ બરોબર કામ કરે છે. હું ખૂબ ખુશ થયો.'

શાંતા તેની સામે તિરસ્કારમાં હોઠ મરડી ચાલી ગઈ.

બધી વ્યવસ્થા બરોબર થઈ ગઇ હતી પણ શાંતાને ચેન નહોતું પડતું. તેને આ બધું અવાસ્તવિક, અકુદરતી, દંભી લાગતું હતું. માતા તેનું દુઃખ ટાળવા વજ્રની બની હતી અને હસતી રહેતી હતી, છતાં પણ એ હાસ્યની પાછળનાં અનંત અશ્રુઓ શાંતાથી અજાણ્યાં રહેતાં નહિ.

જીવનમાંથી પોતાને રસ ઊડી ગયો હોય તેમ શાંતાને લાગતું. સૂચના પ્રમાણે તે કામ કર્યે રાખતી હતી, તૈયાર થતી જતી હતી, પણ એ બધાંમાં કશો અર્થ પોતાને નહોતો જણાતો. અને જે માણસ તદ્દન નાલાયક હતો, હીન હતો, એ તો પોતાની ગુપ્ત વાત કાયમને માટે જાણતો જ હતો. ઘડીના છઠ્ઠા ભાગમાં કોઈ પણ વખતે તે તેની પ્રતિષ્ઠા ઉપર પાણી ફેરવી શકે તેમ હતો.

અને એક વિચાર તેને હંમેશા પજવતો. તે જુવાન હતી, સુંદર હતી, તંદુરસ્ત હતી. ભવિષ્યમાં શરીર જ્યારે ભોગ માગે ત્યારે શી સ્થિતિ થાય? આ અનુભવ પછી લગ્ન વિનાના સંબંધમાં તો ન જ પડવું એમ તેણે નક્કી કર્યું હતું. પણ લગ્ન

થાય શી રીતે ? એમ કરતાં તો ખરી વસ્તુસ્થિતિ ગુપ્ત રાખી કોઇને ફસાવી લેવાની વાત આવે ના ? આ અનુભવે તેને કોમળ બનાવી દીધી. એ આચરણ પણ પોતાને જીવનભર ડંખે એમ તો તેને જરૂર લાગતું હતું. પણ ત્યારે એનો ઉપાય શો? એ વસ્તુસ્થિતિનો નિકાલ કેમ આવી શકે ? કશો માર્ગ સૂઝતો નહોતો.

આજે સાંજે શાંતા તેની બા સાથે મુંબઇ છોડી દેવાની હતી. આખી રાત્રિ વિચારોમાં ને વિચારોમાં તે જાગતી પડી હતી. જરીયે નિદ્રા નહોતી આવી. સવારના પાંચ વાગતામાં તે બિછાનામાંથી બેઠી થઈ ગઇ. તેનો જીવ મૂંઝાતો હતો. ખુલ્લી હવામાં થોડી વાર ફરી આવવું જોઇએ તેમ તેને લાગ્યું. તે ઘરમાંથી બહાર નીકળી અને જુહુ પહોંચી.

ત્યાં સાગરના કિનારા પર અખંડ શાંતિ પ્રસરી રહી હતી. સાગરનું શાંત વહન અને મંદમંદ વાતો પવન તપ્ત મગજને પણ શાંત કરી દે તેવાં હતાં. સાગર સામે મીટ માંડી વિચારોમાં મગ્ન થયેલી શાંતા રેતીમાં બેસી ગઇ.

વાતાવરણની અસર પણ પળવારમાં તેનાં મગજ ઉપરથી ભુંસાઇ ગઇ. તેને આ ભાગી જવાનો વિચાર જ અસહ્ય લાગતો હતો. ફસી પડેલી અભણ વિધવા અથવા અત્યાચારનો ભોગ બનેલી અભણ કુમારિકા જેમ નાસી જવામાં તેને પોતાની નિર્બળતા લાગતી હતી. તેણે જે કર્યું તે જાણીબુઝીને કર્યું હતું; તેનું પરિણામ જાહેર રીતે ભોગવવાની તેનામાં હિંમત નહોતી; તેથી આમ નાસી જવું ? ત્યારે બીજું થાય પણ શું ?

વિચારોનો અંત જ નહોતો આવતો. તે સાગર સામે જોતી બેસી જ રહી. સાગરના મૃદુ ઘુઘવાટે તેને પ્રેરણા આપી હોય કે ગમે તેમ પણ એક વિચાર ઝપાટાબંધ તેના મગજમાંથી પસાર થઇ ગયો. એ વિચારે શાંતા પણ ચમકી ઊઠી, ધ્રૂજી

ઊઠી, પણ જેમજેમ એ વિષે વધુ ને વધુ વિચારતી ગઇ તેમ તેમ એ વિચાર વધુ ને વધુ મક્કમ થતો ગયો. તે હવે બેસી રહી ન શકી. ઊભી થઈ કિનારા ઉપર તે આમથી તેમ આંટા મારવા લાગી.

એમાં ખોટું શું હતું? પોતાના જેવી અનેક દુઃખિયણોનો સાગર આશ્રયદાતા બન્યો હતો. એને વશ થવામાં નિર્બળતા હતી પણ આમ ભાગી જવામાં તો કાયરતા હતી. અને માતાની પેલી આંખો, નવીનનું પેલું હાસ્ય, પોતાની બધી શરમ, બધું દુઃખ અમુક પળોમાં ભુલાઇ જવાનું અને અમુક સમયમાં તો પોતે પણ ભુલાઈ જવાની.

તે સાગરનાં ધીમે ધીમે વહી આવતાં પાણી ભણી ચાલી. તેને આવકારતાં હોય ને તેમ પાણીએ તેના પગને ચૂમ્યા: તેણે ડગલું આગળ ભર્યું.

'હૈયાફુટી! મારા જેવી હોય તો કૈં એમ મરે નહિ.'

તેના કાનમાં શબ્દ ફુંકાયા. અભિમાનમાં, યૌવનના તોરમાં બોલાયેલા પોતાના શબ્દો તેને યાદ આવ્યા. તેને શરીરે કમકમાં આવ્યાં. પેલી તો બિચારી વિધવા હતી, સમાજથી દુભાએલી હતી, તિરસ્કારાએલી હતી; પણ પોતે? જો જીવનની ગંભીરતાને પોતે જરા પણ સમજી શકી હોત!

પણ હવે એ બધા વિચારો કર્યે શો ફાયદો? મૃત્યુથી એ બધા દોષોનું પોતે પ્રાયશ્ચિત્ત નહોતી કરી લેતી?

તે આગળ ચાલી. અમુક પળોમાં જ સાગરે તેની બધી વેદના સમેટી લીધી.

* * *

તેનાં મિત્રો અને બીજાં બધાં તેના આત્મઘાતનું કશું કારણ કલ્પી શક્યાં નહિં. માત્ર નવીને જ્યારે એ વાત સાંભળી ત્યારે પળવાર તો તે શૂન્યમનસ્ક જેવો થઇ ગયો. પણ પછી સ્વસ્થતા મેળવી, ઓષ્ટને જરીક જ સ્મિતમાં પ્રસરાવી તે મનમાં ગણગણ્યો:

'What a fool! sentimental idiot.' (કેટલી મૂર્ખ! લાગણીવશ બેવકૂફ!)



આજે એનું હૃદય વલોવાઇ ગયું હતું. મુલાકાતમાંથી જ્યારે તે પાછો આવ્યો ત્યારે તેનો ચહેરો એવો બની ગયો હતો કે તેના સાથીદારોની તેને બધું પૂછી જોવાની બધી જિજ્ઞાસા તેની સાંમે જોતાં જ શમી ગઇ. તે પોતાની બેઠકના એક ખૂણામાં જઈ શૂન્યમનસ્કની જેમ એકલો કલાકો સુધી બેસી રહ્યો. હંમેશના હસતા રમતા મહેબુબને મુલાકાત પછી સાવ આમ થઈ ગયેલો જોઈ તેના સાથીદારોને અત્યંત આશ્ચર્ય થયું.

મહેબુબનો ચહેરો સાવ ઉજ્જડ, ગમગીન બની ગયો હતો. તેના હૃદયમાં મહામંથનો ચાલતાં હોય તેમ લાગતું હતું. ઓચિંતો જ તેના મુખમાંથી એક જબરજસ્ત નિ:શ્વાસ નીકળી જતો. બધા તેને જોઇ રહ્યા પણ કોઇની તેને કશું પૂછવાની હિંમત ચાલી નહિ.

બધા સૂઈ ગયા પણ મહેબુબ જાગતો જ બેસી રહ્યો. કલાક કલાકના ઘંટારવ અને આલબેલની બૂમો પણ તેની આંખોમાં નિદ્રા લાવી શક્યાં નહિ. વચ્ચે વચ્ચે જાગી જતા તેના મિત્રો પણ તેને આમ ને આમ બેઠો જોઈ આશ્ચર્ય પામતા. હબીબે હિંમત એકઠી કરી કહ્યું:

'સો જા યાર ! ક્યા હો ગયા તુઝે ?'

ન સાંભળ્યું હોય તેમ બેરેકની દિવાલો અને સળિયા સામે જોતો તે બેસી રહ્યો.

અને બન્યું હતું પણ એવું કે એમ જ થાય. વર્ષો સુધી મહેનત કરી કરી બાંધેલો તેનો મહેલ એક સપાટે, પવનની એક જ ફૂંકે જમીનદોસ્ત થઇ ગયો હતો. પોતે આજે એક સ્વપ્ન અનુભવ્યું હતું, કે એ બધું સાચું હતું તે તે કેમે કરી નક્કી નહોતો કરી શકતો. વિચારમાં ને વિચારમાં તે બેસી જ રહ્યો. પોલિસની ગિનતીઓ અને વોર્ડરની 'સબ બરાબર સાબ' કરીને સલામ ભરી પાડેલી બૂમો એક પછી એક પસાર થયે જ જતી હતી. મહેબુબના હૃદયનો ભાર વધતો જ જતો હતો. તેને લાગ્યું કે હવે તે અસહ્ય બનશે. તે ધાબળો માથે ઓઢી સૂઇ ગયો. અને આંટા મારતા વોર્ડરની અજાયબી વચ્ચે તે ધાબળા નીચેથી એક મોટું ડુસ્કું સંભળાયું. અમુક પળોમાં તો મહેબુબના સાદે આખી બેરેકને ભરી દીધી. બધા જાગી ઊઠ્યા. મહેબુબ રડી ઊઠે એ વસ્તુ જ એટલી અસંભવિત હતી કે સર્વ આશ્ચર્યચકિત બની તેની સામે જોઇ રહ્યા. તેને છાનો રાખવાની પણ કોઇની હિંમત ચાલી નહિ.

આજે બધું તેને યાદ આવતું હતું. તેના સમસ્ત જીવનની સઘળી ઘટનાઓ એક પછી એક તેના મન આગળ રમતી ખડી થતી હતી, અને એ એકે એક વસ્તુ તેને અનેકાનેક ડંખ દેખી મૂંઝવતી હતી, રડાવતી હતી.

એ વાતને આજે ચારેક વર્ષ વીતી ગયાં હતાં તો યે મહેબુબના મગજમાં તો હજી તે જેવી ને તેવી જ તાજી હતી. આજની મુલાકાતે તેને વધારે તાજી બનાવી હતી. ફરી ફરી એ ને એ દૃષ્યોની હારમાળા તેનાં નયન સમક્ષ રમવા લાગી.

સિંધનું એ નાનકડું ગામ અને તેને પાદર પોતાનું નાનું ખેતર. હંમેશની માંદલી એવી પોતાની પત્ની નાદિરા અને પોતે જેને અત્યંત પ્યાર કરતો હતો, જે કદાચ પોતાનું અસ્તિત્વ

પણ ભૂલી ગયો હશે એવો તેનો નાનો પુત્ર હુસેન, બધાં તેને યાદ આવ્યાં. પોતે જીવન સંતોષથી ગાળ્યે જતો હતો, માંદી સ્ત્રી થકી પણ પોતાને ખાસ અસંતોષ નહોતો, ખેતરમાં દિવસ આખો કામ કરી રોટલો ખાવામાં અદ્ભુત મીઠાશ આવતી હતી. ત્યાં ઓચિંતા જ તેના જીવનમાં નવો ઉન્માદ આવ્યો. બે વર્ષથી તેના ગામમાં આવેલા અને વર્ષેક પહેલાં ગુજરી ગયેલા આબિદની વિધવા વહુ ફાતમાએ તેની નજર ખેંચી. બન્ને વચ્ચે ઓળખાણ થયું. એ ઓળખાણમાંથી સંબંધ બંધાયો અને એ સંબંધ અત્યંત જાહેર થઇ ગયો. ફાતમા મહેબુબની રખાત તરીકે ગામ આખામાં જાહેર થઇ ગઇ.

ફાતમા નાજુક હતી, છટાદાર હતી, તંદુરસ્ત હતી. નાદિરાની ચિરકાળની માંદગીનો બોજો મહેબુબના હૃદય ઉપરથી હઠી ગયો. તેના જીવનમાં નવો વેગ પુરાયો. બમણા ઉત્સાહથી તે પોતાનું કામ કરવા લાગ્યો. અને એના સમાજમાં તો આ વાત કૈં અસાધારણ નહોતી એટલે નાદિરાને પણ તેમાં ઘરમાં હંમેશનો કજિયો ઘાલવો ઉચિત ન જણાયો. તેમનું જીવનવહાણ શાંતિથી સફર કરતું વહી જવા લાગ્યું.

મહેબુબ ખેતરેથી મસ્ત બની ચાલ્યો આવતો હતો. તે ખૂબ ખુશ હતો. પાક સારો થયો હતો. વર્ષ આખું સુધરી ગયું હતું. આજે ફાતમા સાથે ખૂબ જ આનંદ મેળવવાનો તેનો ઇરાદો હતો. તે ગામમાં ફાતમાના ઘર આગળ આવ્યો ત્યાં એક જણાએ તેને રોક્યો. બન્ને વાતોએ વળગ્યા. વાતવાતમાં પેલાએ કહ્યું:

'પેલો જોયો? પેલો રેશમી ઇજાર પહેરી ચાલ્યો જાય તે? તેનાથી તમારે ચેતવાનું છે, મહેબુબ મીયાં.'

'કેમ, કોણ છે એ? હું તો તેને ઓળખતો પણ નથી.' મહેબુબે કહ્યું.

'એ તો ધીમે ધીમે ઓળખાશે, પણ મારી ચેતવણી ધ્યાનમાં રાખજો.' કહી એક અર્થપૂર્ણ દૃષ્ટિ મહેબુબ તરફ તથા ફાતમાના ઘર તરફ નાખી તે ચાલતો થયો.

મહેબુબ વિચારમાં પડ્યો. શું હશે? પેલો કોણ હશે? તેનો આનંદ ઓસરી ગયો. વિચારમગ્ન દશામાં તે ફાતમા આગળ ગયો. તેની બારીમાંથી પેલા માણસને બતાવી તેણે ફાતમાને પૂછ્યું:

'એ કોણ છે?'

'છે કોઇ નવો માણુસ. હમણા આઠેક દિવસથી અહીં આવ્યો છે. અહીં સામેના મકાનમાં જ રહે છે.' ફાતમાએ જવાબ આપ્યો.

'ત્યારે મને કેમ ખબર ન પડી?' મહેબુબે કહ્યું.

'બધા નવા માણસો ગામમાં આવે એની તમે નોંધ રાખતા હો તો તમને ખબર પડે ના?' ફાતમાએ હસીને કહ્યું.

'હશે, મારે શું?' મહેબુબે વિચાર્યું. વાત વિસરાઈ ગઇ.

* * *

એક બે મહિના એમ ને એમ વીતી ગયા. એ દરમિયાન તેણે પેલા નવા માણસને–તેનું નામ જાફર હતું–ઘણી વાર જોયો હતો. તે ફાતમાના ઘર પાસેથી વારંવાર નીકળતો અને કોઈ કોઇ વાર તેની બારીએ જોઇ રહેતાં પણ મહેબુબ એને જોતો. તેને કોઇ કોઇ વાર આ માણસથી ચેતતા રહેવાના પેલાએ કહેલા શબ્દો યાદ આવતા, અને કોઈક વાર ફાતમા વિષે શંકા પણ ઊઠતી; પણ તે શંકા ફાતમાની પોતાના તરફની લાગણીને જોઇને તરત જ નિર્મૂળ થઇ જતી. ફાતમાને કોઈ કોઇ વાર તે જાણે મશ્કરી કરતો હોય તેમ કહેતો પણ:

'પેલો તારા પર આશક પડ્યો હોય તેમ લાગે છે, ફાતમા! હંમેશા રેશમી ઇજાર પહેરીને અને નવીનવી સિગારેટો મોંમાં રાખીને તારા ઘર સામેથી એ પસાર થાય છે.'

'હા, બિચારો!' ફાતમા હસીને કહેતી: 'એને ક્યાં ખબર છે કે મહેબુબ મીંયાં આગળ એ કૈં હિસાબમાં નથી. નાહક ટળવળે છે. લાગ મળે તો કૈં ને કૈં બહાને મારી સાથે વાત પણ કરી લે છે.'

અને મહેબુબ મીંયાં સાથે સરખામણી કરતી વખતે ફાતમાની આંખોમાં મહેબુબ મીંયાં પ્રત્યે જે લાગણી ઊભરાતી તે મહેબુબ મીંયાંથી જરાય અજાણ્યું નહોતું રહેતું.

છતાં હમણા થોડા દિવસથી મામલો વધારે બગડ્યો હતો. મહેબુબના ઘણા દોસ્તો તેને જાફર વિરુદ્ધ ઉશ્કેરતા. કોઇ કોઇ વાર ફાતમા અને જાફર વચ્ચે થયેલી વાતને એ લોકો ગંભીર રૂપ આપતા અને તે વિષે ગમે તેવી વાતો મહેબુબ પાસે કરતા. મહેબુબને સંશય આવતો, પણ ફાતમા સાથે વાત કરતાં જ એ સંશય નાબૂદ થઈ જતો. ફાતમાના પ્રવાલ શા સુંદર ઓષ્ઠો મહેબુબના સંશયનું ઝેર પળવારમાં ચૂસી લેતા.

પણ ફાતમાથી છૂટો પડે ત્યારે ફરી એ સંશય બમણા જોરથી મહેબુબના હૃદયપર સ્વામિત્વ જમાવતો. જો આ વાત સાચી હોય તો? ફાતમા પોતાને બનાવ્યે રાખતી હોય તો? પોતાની ઔરીને પણ ત્રાસ આપી જાહેર રીતે જેની સાથે આમ સંબંધ બાંધ્યો હતો એ જો પોતાને દગો આપે તો એ વાત તો અસહ્ય બની જાય. પોતા માટે ગામમાં ઊભવાને ક્યાંઈ સ્થાન ન રહે. 'પોતાની આવી ભલી સ્ત્રી મૂકીને બીજી પાસે ભાઈ ગયા. પણ એમ પારકી સ્ત્રી કોઇની થઇ છે કે એની થાય?' લોકો એની સામે આંખ મીંચકારતાં મીંચકારતાં કહે, અને બધું

શાંતિથી, નીચે મોંએ પોતાને સાંભળ્યે રાખવું પડે, સહન કર્યે જવું પડે. નહિ! એ સ્થિતિ તો અસહ્ય જ હતી. આ ફાતમા તો ઠીક હતી, પણ રંડીઓ માટે પણ માણસો એકબીજાનાં ખૂન કરી નાખતા હતા એવા ઘણા દાખલા મહેબુબને વારેવારે યાદ આવતા. તેનો આત્મા કોરાઈ જતો હતો.

તેણે આ વસ્તુની પૂરેપૂરી તપાસ કરવાનું નક્કી કર્યું. ફાતમા તો હસીને વાત ઉડાવી દેતી હતી. તેની આંખો સામે જોતાં ફાતમા સાચી હતી તેમ પણ લાગતું હતું. પણ એ જુઠ્ઠી હોય તો? સ્ત્રીના ચરિત્રને કોણ પહોંચી શક્યું છે?

હવે તો અણધાર્યા સમયોએ એ ફાતમાને ઘેર આવી પહોંચતો, પણ કશો પત્તો મળતો નહિ. ઝાઝો ભાગ ફાતમા એકલી જ હોય અને અંદરના ઓરડામાં કૈં ને કૈં કામ કરતી બેઠી હોય. તેને મહેબુબના આમ ઓચિંતા આવવાથી આશ્ચર્ય થતું અને તે વિષે પૂછતાં કારણ આપવામાં મહેબુબ ભારે મૂંઝાઈ જતો.

તેના હૃદયમાં ગડમથલ ચાલુ જ હતી. જાફર સાથે ફાતમા કોઇ કોઇ વાર વાત કરતી તે તો તે પોતે પણ કબૂલ કરતી. પણ એમાં શું થઈ ગયું? કૈં કારણ મળ્યા વિના એની મનાઇ પણ કેમ થાય? તેને કશી શંકાનું કારણ, લોકોની છાની ઘુસપુસ સિવાય, મળ્યું નહોતું.

પણ એક દિવસ તેના ધૈર્યનો બધો બંધ તૂટી ગયો. સવારે તે ખેતરે જતો હતો ત્યાં તેના સાથીદારે વાતચીતમાં કહ્યું:

'મહેબુબ યાર! તું ગમે તેમ માન પણ પેલી ઓરત તો પક્કી બદમાશ લાગે છે. કાલે રાતે એક વાગે હું શરાબખાનામાંથી આવતો હતો ત્યારે જાફર જેવા કોઇને મેં તેના ઘરમાંથી નીકળતો જોયો.'

'સાચું કહે છે?' મહેબુબે અધીરતાથી પૂછ્યું.

'તારા કસમ! મને ખોટું બોલવામાં શો ફાયદો?'

મહેબુબે દાંત કચકચાવ્યા. તે કશું બોલ્યો નહિ. માથું નીચું નમાવી તે પોતાના ખેતર તરફ ચાલ્યો ગયો.

તેને રોમે રોમ જ્વાળા પ્રકટી ઊઠી. રંડી પોતાને બનાવતી હતી તેમ તેને ચોક્કસ લાગ્યું. કદાચ તે નિર્દોષ હોય તો? આ વાતમાં કૈં સમજફેર થઇ હોય તો? તેના મનમાં વચ્ચે વચ્ચે વિચાર આવતા પણ તેને બળપૂર્વક હડસેલી નાખતો. પોતાની અવગણના કરી અને પોતાને આટલો આટલો બનાવ્યો એ વસ્તુ દરેક પળે તેને આંધળો બનાવતી હતી. એને પણ પાઠ તો શીખવવો જ જોઇએ એમ તેણે નક્કી કર્યું.

તે ખેતરે કૈં કામ કરી શક્યો નહિ. કુહાડી હાથમાં રાખી તે વહેલો જ ગામ તરફ ચાલ્યો. આજે ફાતમાને બરોબર તેની બેવફાઇનો બદલો આપવો તેમ તેણે નક્કી કરી લીધું હતું. અનેક વિચારો એક સામટા તેના મગજ ઉપર આક્રમણ કરતા હતા. પણ જેમ જેમ તે ગામની વધારે ને વધારે નજીક આવતો ગયો તેમ તેમ તેનું મગજ જરા શાંત પડવા માંડ્યું. ફાતમા પોતાને કેટલી ચાહતી હતી? તે કેટલી સુંદર હતી, કેવી નાજુક હતી, કેવી નિર્દોષ લાગતી હતી? તેણે બેવફાઇ ન કરી હોય તો? પોતાની જાતે પોતે કૈં દેખે નહિ ત્યાં સુધી કૈં ઉતાવળિયું પગલું ન ભરવું તેમ તેણે નક્કી કર્યું.

એમ ને એમ વિચારોમાં વહેંચાયેલો તે ફાતમાના ઘર પાસે આવી પહોંચ્યો. આજે ઘરમાં દાખલ થતાં તેના પગ ધ્રૂજી ઊઠ્યા. પરસાળ વટાવી તે ઓરડામાં દાખલ થવા જાય ત્યાં જ તેણે જાફરને જોયો. બારણાને અઢેલીને તે ઊભો હતો. તે હસીને કૈંક-વાતો

કરતો હોય તેમ મહેબુબને લાગ્યું. સામે જરા દૂર ફાતમા બેઠી હતી. તેના ચહેરા ઉપર પણ આછું સ્મિત હતું. મહેબુબે તે જોયું અને તેનો ક્રોધ ઊછળી આવ્યો. હવે વધુ તપાસ કરવાની તેને જરૂર જણાઇ નહિ. રંડી બેવફા જ થઈ હતી. કેવી મીઠાશથી તે હસતી હતી? તેના હાથમાંની કુહાડી સજ્જડ ચોટથી પકડાઇ. એક પળનો પણ વિચાર કર્યા વિના, પોતે શું કરી રહ્યો છે તેનું પોતાને પણ પૂરું ભાન થાય તે પહેલાં, તેણે મજબૂત હાથે કુહાડી વીંઝી, અને સખ્ત જોરથી જાફરના માથામાં એક ફટકો લગાવ્યો.

'યા ખુદા!' કરતો જાફર તમ્મર ખાઈ નીચે પડ્યો. લોહીની ધારાઓ છૂટી. મહેબુબ લોહીમાં તરબોળ થઇ ગયો.

હવે તેને પૂરેપુરું ઝનુન ચડયું હતું. ફાતમા એક પળ તો કશું સમજી ન શકી. બીજી જ પળે બધી વસ્તુસ્થિતિ સમજાઈ જતાં ચીસ પાડતી તે અંદર દોડી ગઇ. ગાંડો બનેલો મહેબુબ તેની પાછળ દોડ્યો. ફાતમાને ગળચીથી પકડી તેણે હેઠી નાખી. ભયત્રસ્ત નજરે, ફાટે ડોળે, ફાતમા તેની સામે જોઇ રહી. બૂમ પાડવાની પણ તેની શક્તિ રહી હોય તેમ તેને લાગ્યું નહિ. મહેબુબ ક્રૂરતાથી તેના ચહેરા ઉપર નીચો વળ્યો. તેના ગળા ઉપરથી તેણે હાથ જરા ઢીલા કર્યા.

'હું નથી, મહેબુબ, હું એશુના છું.' તે આજીજી કરતી બોલી ઊઠી.

મહેબુબની આંખો લાલચોળ બની ગઇ હતી. તેને કશું સાંભળવાની, સમજવાની અત્યારે પડી નહોતી.

'ચૂપ, રંડી.' તેણે બૂમ પાડી. ફાતમાની વાળની લટો ખેંચી તેણે કહ્યું.

'આ તારા ખુબસુરત ચહેરાથી જ તું નાપાક થઇ છે ના? હવે અરીસામાં જોજે.'

તેણે ફાતમાના નાક ઉપર જોરથી પોતાના દાંત ભીંસ્યા. ફાતમા જબરજસ્ત ચીસ પાડી ઊઠી. વધારે ને વધારે જોરથી તેણે તેના નાકને દબાવ્યે રાખ્યું. ચીસાચીસ થઇ રહી. એ બૂમરાણને અંગે બહારથી લોકો દોડી આવ્યાં ત્યારે તો ફાતમા નાક વિનાની થઇ ગઇ હતી.

* * *

પછી તો બહારની દુનિયા સાથેનો મહેબુબનો સંબંધ ઝપાટાબંધ કપાઇ ગયો. તેનો કેસ ચાલ્યો અને તેમાં તેને સાત વર્ષની સખ્ત કેદની સજા થઇ.

જેલમાં આવ્યાને પણ મહેબુબને ચારેક વર્ષ વીતી ગયાં. એ વર્ષમાં ઘણી યે વાર તે આ બનાવ વિષે વિચાર કરી ગયો હતો. અને એ વિચાર કરતાં કરતાં તેને એક જ અફસોસ રહી જતો. જ્યારે ફાતમા ઉપર તેણે હુમલો કર્યો ત્યારે તેની પાસે કંઇ યે હથિયાર નહોતું એ વાત તેને બહુ સાલતી. મરવાની અણીએ પણ એ નફફટ, નાપાક ઓરત જૂઠું બોલતાં અચકાઇ નહોતી. પોતે નજરોનજર એ લોકોને એકબીજા સામે હસતાં જોયાં હતાં છતાં તે 'હું બેગુના છું' તેમ કહેતાં શરમાઇ નહોતી. એનું તો ખૂન જ થવું જોઇતું હતું—જે કુહાડીથી જાફરનો નાશ થયો એ કુહાડીથી ફાતમાનું નાજુક સર ઉડાવી દેવું જોઇતું હતું.

ફાતમાની સાથે ગાળેલા પ્રેમપ્રસંગો, તેનું મનોહર હાસ્ય, તેની માર્દવવાળી આંખો, બધું વારેવારે મહેબુબને આ ચાર વર્ષો દરમિયાન યાદ આવતું. અને એ યાદ આવતાં જ તેને અંગે અંગે ઝાળ ચડતી. એ બેવફા સ્ત્રી ઉપર તેને ભયંકર ગુસ્સો ચડતો.

તે ચાર વર્ષમાં ચારસો વાર નિશ્ચય કરી ચૂકયો હતો કે અહીંથી છૂટીને પહેલું કામ ફાતમાને પૂરી કરી દેવાનું જ રહેતું હતું.

હવે તેને કશાની બીક નહોતી. તેના જેલનિવાસના પહેલા વર્ષ દરમિયાન જ તેની સ્ત્રી નાદિરા મૃત્યુ પામી હતી. તેનો પ્યારો પુત્ર હુસેન તેના મામાને ઘેર રહેતો હતો તેમ તેણે સાંભળ્યું હતું. એક વર્ષ પછી તો સિંધમાંથી તેની બદલી યરોડામાં થઇ અને ત્યારથી ત્યાંની દુનિયા સાથેનો તેનો બધો સંબંધ તૂટી ગયો હતો. ફાંસી આવે તો યે હવે તેને પરવા નહોતી. એક વખત હુસેનનો ચહેરો જોઇ લઇ, તેને બેચાર બકીઓ ભરી લઇ, ફાતમાને યમસદન પહોંચાડવાને તેનો જીવ તલપાપડ થઇ રહ્યો હતો. ધિક્કારની તીવ્રતાથી એ પ્રસંગની એ રાહ જોઈ રહ્યો હતો અને પોતાના દિવસો કાઢયે જતો હતો.

બીજી રીતે જેલમાં તે મોજથી રહેતો હતો. તેનો આનંદી, મોજીલો સ્વભાવ તેને બધાનો માનીતો બનાવી દેતો હતો. તે પોતાના ગુના સંબંધી વાત કરતો તે બધા રસપૂર્વક સાંભળી રહેતા. તેમાં જ્યારે ફાતમાનું નામ આવે ત્યારે તેની આંખમાં જે અગ્નિ ચમકતો તે સાંભળનારાઓની આંખોથી અજાણ્યો નહોતો રહેતો.

તેને જેલનો હરએક દિવસ લાંબો લાગતો હતો. ક્યારે અહીંથી છૂટું અને ક્યારે એને તો પૂરી કરૂં એ વિચાર જ હરહંમેશ તેના મગજમાં ફર્યા કરતો.

ફાતમાને નિર્દોષ કલ્પી જોવાનો તેણે કોઇ કોઈવાર પ્રયત્ન કરી જોયો હતો પણ તેમાં તો તે સાવ નિષ્ફળ ગયો હતો. તેના એ પળ વખતના ભયત્રસ્ત ચહેરાનું સ્મરણ તેને ઓર આનંદ આપતું. કઇ રીતે તેને અહીંથી છૂટ્યા પછી ખુદાતાલાની પાસે મોકલી દેવી એના વ્યૂહ ગોઠવવામાં જ તેની નવરાશના કલાકો પસાર થતા હતા.

એ ને એ જ ચિંતનમાં ચાર ચાર વર્ષ વહી ગયાં હતાં. કયામતનો દિન વધારે ને વધારે નજદીક આવતો જતો હતો. આજે જ બપોરે તેણે અત્યંત રસપૂર્વક પોતાના વૈરની તૃપ્તિ વિષે તેના સાથીદારો સમક્ષ વાત કરી હતી. એ વાત કરતો હતો ત્યારે બધા પ્રશંસાપૂર્વક તેની સામે જોઇ રહ્યા હતા. પેલો રેશમી ઇજારવાળો બદમાશ તો ખલાસ થયો એ સાંભળી બધાને ફરી આનંદ થયો હતો, જો કે એ ને એ જ વાત તેમણે અનેક વાર સાંભળી હતી. વાતનો રંગ બરોબર જામ્યો હતો ત્યાં સિપાઇએ આવી મહેબુબના નામની બૂમ પાડી.

તેને શા માટે બોલાવાતો હશે? કૈં ખટલો કરવાનો હશે? નવી સજા થાય તે તેને પાલવે તેમ નહોતું. સજાઓ તો તેના વૈરની તૃપ્તિનો દિવસ પાછો ઠેલે ના? બધા ઉત્સુકતાપૂર્વક તેના તરફ અને સિપાઇ તરફ જોઈ રહ્યા.

'તારી મુલાકાત આવી છે; ઓફિસમાં બોલાવે છે.' સિપાઇએ કહ્યું.

મહેબુબની મુલાકાત! આટલાં વર્ષોમાં કોઇએ એવી વાત સાંભળી નહોતી. મહેબુબને પોતાને પણ અત્યંત આશ્ચર્ય થયું. તેને મળવા કોણ આવે? કૈં ભૂલ થતી હશે તેમ તેને લાગ્યું. તેણે સિપાઇને તે પ્રમાણે કહ્યું પણ ખરું.

પણ નામ અને નંબર મેળવી જોતાં સિપાઈની ભૂલ નહોતી થતી તેમ નક્કી થયું. વિચારગ્રસ્ત દશામાં જ તે જેલઓફિસની બારી તરફ ચાલ્યો. આતુરતાથી, ઉત્કંઠાથી, આશ્ચર્યથી તેના સાથીદારો તેને જતો જોઇ રહ્યા.

આજે કૈં નવું જાણવાનું મળશે તેમ તો બધાને લાગ્યું. મહેબુબના આ[illegible]ર જોતા બધા લોકો બેસી રહ્યા.

અને પંદરેક મિનિટમાં મહેબુબ પાછો આવ્યો. પણ તેનો ચહેરો એટલો ઉજ્જડ, ગમગીન બની ગયો હતો કે તેને પૂછવાની કોઇની કશી હિંમત ન ચાલી.

આ મુલાકાતે મહેબુબને જબ્બર ઘા કર્યો હતો, તેનું હૃદય વલોવી નાખ્યું હતું. તે વિચારગ્રસ્ત દશામાં જ મુલાકાતની બારી આગળ દાખલ થયો હતો. સામે જાળીની પેલી બાજુ એક સ્ત્રી આવીને ઊભી રહી. મહેબુબે તેને જોઇ, પણ પોતાની મુલાકાત માટે તે આવી હશે એવો તો તેને સંશય પણ ન આવ્યો. તે તો પોતાને કોણ મળવા આવ્યું હશે તે વિચારતો ઊભો જ રહ્યો. ત્યાં ઓચિંતા જ એક કોમળ અવાજે તેને ધ્યાનભંગ કર્યો.

'મને ન ઓળખી, મહેબુબ?'

મહેબુબે ચમકીને તેની સામે જોયું. આને તે ઓળખી નહોતો શકતો. તેનું નાક કપાઈ ગયેલું, ચપટ બની ગયેલું હતું. એ નાક બરોબર હોય તો એ સુંદર લાગે તેમ તેને લાગ્યું. છતાં તે તેને ઓળખી તો શકયો નહિ જ. તે તેની સામે જોઈ રહ્યો.

'ઓળખાણ નથી પડતી, મહેબુબ મીયાં?' પેલી કોમળતાથી બોલી.

એ સ્વર અને તેની મીઠાશ તો પોતાને પૂરેપૂરી પરિચિત હતી તેમ મહેબુબને લાગ્યું. પળવાર તે વિચારમાં પડી ગયો, અને પછી ચમકીને એકીટશે તે પેલી સ્ત્રી સામે જોઇ રહ્યો.

'ફાતમા!' તે આશ્ચર્ય સહિત બોલી ઊઠ્યો.

'મને ભૂલી તો નથી જ ગયો.' ફાતમા હસવાનો પ્રયત્ન કરતાં કરતાં બોલી. પણ તેની આંખોમાં એમ કરતાં બે આંસુઓ આવ્યાં તે તે છુપાવી ન શકી.

તેને ઓળખતાં જ મહેબુબને કાળ ચઢ્યો. અહીં પણ પોતાની દુર્દશા જોવા તે આવી હતી ? નાક ગયું તો યે તેને સંતોષ નહોતો થતો ? તેમની વચ્ચે જાળી નહોત તો મહેબુબ કૈંનું કૈં કરી બેસત. તેના હાથે બળપૂર્વક જાળીને પકડી. તેની આંખો ક્રોધથી લાલઘુમ બની રહી.

‘ મારી બેહાલત જોવા છેક સિંધથી અહીં આવી ? ’ તે ક્રોધપૂર્વક બોલ્યો.

ફાતમા એ સાંભળી રોઇ પડી. પણ રોયે પાલવે તેમ નહોતું. સમય થોડો હતો અને એ થોડા સમયમાં તેણે પોતાની બધી વાત કહી દેવાની હતી.

તેણે વાત શરૂ કરી. જેમ જેમ મહેબુબ એની વાત સાંભળતો ગયો તેમ તેમ તે પિગળતો ગયો. ફાતમાને પોતાનું નાક કપાયું એનું દુઃખ નહોતું, જાન ગયો હોત તો યે તેને પરવા નહોતી. ફક્ત તેના હૃદયમાં એક જ ડંખ, એક જ દર્દ રહી ગયું હતું, મહેબુબે તેને બેવફા માની એનું. એનાં બિચારાનાં વર્ષો જેલમાં કેમ પસાર થતાં હશે—જ્યારે આ ખ્યાલ તેને હરહંમેશ દાહતો હશે ત્યારે—તે વિચાર તેને હંમેશા પજવતો. તે તો ફક્ત આટલું જ કહેવા આવી હતી :

‘ હું તારી જ હતી અને તારી જ છું—તારી જ રહીશ. ’

પણ એમ કરવું યે સહેલું નહોતું. સિંધથી યરોડા નજદીક નહોતું. ફાતમા પાસે પૈસા નહોતા. તેણે આ ચાર વર્ષો દરમિયાન નોકરીઓ કરી, ભીખો માંગી, ઘણાની લાળ ઝરવી અને માંડમાંડ યરોડા આવવા જેટલું એકઠું કર્યું હતું. અને...અને તેણે અચકાતાં અચકાતાં મહેબુબને કહ્યું કે ‘ તને જોતાં જ એ બધી મહેનતનો અને હાડમારીનો, દુઃખનો અને ત્રાસનો બદલો મને મળી ગયો. ’

તેની વાણીમાં એટલો આર્જવ હતો, તેની આંખોમાં એટલું સત્ય નીતરતું હતું, તેના નાક વિનાના ચહેરા ઉપર પણ એવા કોમળ ભાવો પથરાઇ ગયા હતા કે મહેબુબ એની વાતને જુઠ્ઠી ન માની શક્યો. પણ એક વસ્તુ તેને નહોતી સમજાઇ. પેલો જાફર એના ઘરમાં શા માટે આવ્યો હતો ?

ફાતમા સાથે બોલવા ચાલવાનો સંબંધ તો જાફરને હતો જ તેની તો મહેબુબને પણ ખબર હતી. તે દહાડે જ એની સ્ત્રી પરગામથી આવેલ હોવાને અંગે તેના ઘરમાં કશાકની જરૂર પડી હશે તે તે માગવા આવ્યો હતો. ફાતમા પાસે તે વસ્તુ હતી નહિ તેથી તે આપી શકી નહોતી. તે જતાં જતાં કૈં વાત કરવા રોકાઇ ગયો હતો. અને કૈંક હસવા જેવી વાત હોવાથી ફાતમા હસતી હસતી એ વાત સાંભળી રહી હતી. અને પેલી રાતના એક વાગે તેના ઘરમાંથી જાફરના નીકળવાની વાત તો સાવ જુઠ્ઠી જ હતી.

'બીજું કશું નહોતું, ખુદાના કસમ, કશું નહોતું.' ફાતમા રડવા જેવા સાદે બોલી.

આખી વાત મહેબુબને બરોબર સમજાઇ ગઈ. દ્વેષીઓની ભંભેરણીથી અને પોતાની ઉતાવળથી તે કેવો ભયંકર દોષ કરી બેઠો હતો તે તેને પૂરેપૂરૂં સમજાયું. ફાતમાને પોતા પ્રત્યે કેટલો પ્રેમ હતો ? પોતે તેને ભયંકર અન્યાય કર્યો હતો, તેનું સાદર્ય હરી લીધું હતું, છતાં જાતજાતનાં કષ્ટ વેઠીને પણ તેનો પોતા પ્રત્યેનો પ્રેમ વ્યક્ત કરવા તે છેક અહીં સુધી આવી હતી. આવતાં આંસુને મહેબુબ મહામહેનતે રોકી શક્યો. ફાતમાનાં ચરણોમાં પડી તેની માફી માંગવાનું તેને મન થયું. પણ જાળી આડી આવતી હતી. ફાતમાના હાથ પણ તે પોતાના હાથમાં લઇ શકે તેમ નહોતું. અને શબ્દોથી તે જરૂર માફી

માગી શકતો હતો, પણ મુલાકાતનો સમય પૂરો થયો હતો. તેમને જરા પણ વધુ સમય આપ્યા સિવાય મુલાકાત ખતમ કરવામાં આવી.

મહેબુબના ઇર્ષ્યાના, વૈરના, બદલો લેવાની આશાના બધા ખ્યાલો એક સામટા તૂટી પડ્યા. માંડ માંડ રોકી રાખેલાં તેનાં અશ્રુ રાત્રે બે વાગે ન ખાળી શકાયાં. આખી બેરેક ગજવી મૂકી તે રોયો તો યે તેનું દિલ હળવું ન થયું. ફાતમાનાં ચરણોમાં પડી તેની ક્ષમા યાચવાની તેને અદમ્ય વૃત્તિ થઇ આવી. પણ એ માટે તો હજી ત્રણ વર્ષો સુધી થોભવાનું જ રહ્યું.

તેમની મૈત્રીની મધુર ક્ષણોમાં ઘણી યે વાર ફાતમા તેને ઘણી સુંદર લાગી હતી, ઘણી મીઠી લાગી હતી, પણ આજે એ કૃશ થઇ ગયેલી કાયા, એ કાળી પડી ગયેલી આંખો અને એ નાક વિનાનો ચહેરો તેને સુંદરમાં સુંદર સ્ત્રી કરતાં યે વધારે મધુર લાગ્યાં.

તેણે ફાતમા પર વૈર વાળવાની જેટલી તીવ્રતાથી રાહ જોઈ હતી તેનાથી અનેકગણી વધારે તીવ્રતાથી–ધિક્કારની નહિ, પરંતુ તેનાથી અનેકગણા બળવાન પ્રેમની તીવ્રતાથી–તે મુક્તિની અને ફાતમાનાં ચરણોમાં આળોટી તેની માફી માગવાની રાહ જોવા લાગ્યો.



## મીઠો રોટલો

હજી તો ગઈ કાલની જ વાત. ચંદુલાલના ખાતામાં એકબે મહિને માંડ બસો પાંચસો રૂપિયાનો ચેક જમે થવા આવે. આવા નાના નાના લોકો પણ નકામો કારકુનોનો જીવ લ્યે છે, એના કરતાં ઘરમાં જ નાણાં સંઘરતા હોય તો અમારે તો લપ નહિ, એવા કૈં કૈં વિચારો ઘોળતો મુકુંદ તે ચેક તેના ખાતામાં જમે કરે, અને પછી કામની ધમાલમાં તેને વિષે અને તેના નાનકડા, નજીવા ખાતા વિષે બધું ભૂલી જાય.

પણ એ તો ગઇ કાલની વાત થઇ. હમણા હમણા તો એવડા મોટા ચેકો ચંદુલાલના ખાતામાં જમે થવા આવતા કે મુકુન્દ તો આભો જ થઈ જતો. નાકે પહેરેલા ચશ્મા ઉતારી તેના કાચ સાફ કરી, ફરી પાછા આંખ આડા એ કાચ રાખી એ બે ત્રણ વાર એ ચેકની રકમ જોઈ જતો, અને પછી જ ચેક જમે કરતો. કોઇ વાર તેમાં પચીસ હજારનો આંકડો હોય તો કોઇ વાર પચાસનો. લાખ બે લાખના આંકડા વાળા ચેકો પણ ચંદુલાલના ખાતામાં જમે થવા આવતા. જ્યારે એવડી મોટી રકમોની ચંદુલાલની માલિકી સિદ્ધ કરતી જગ્યા ઉપર તે નોંધ કરતો ત્યારે તેનું હૈયું જરા ભારે થઇ જતું, તેની કલમ જરા ધ્રૂજી ઊઠતી.

શરૂ શરૂમાં જ્યારે બસો પાંચસોને બદલે હજાર બે હજારની અને પછી ચાર પાંચ હજારની રકમના ચેકો ચંદુલાલના ખાતામાં આવવા માંડ્યા ત્યારે મુકુંદને કૈં શંકા આવી. આવો સાધારણ

માણસ, વર્ષો થયાં ખાતું હોવા છતાં જેની પાસે દસ હજાર રૂપિયા પણ એકઠા નથી થયા, તેને આટલા બધા પૈસા તે કોણ આપતું હશે ? તેણે પોતાની જોડેના માણસને વાત પણ કરી. પેલાએ કહ્યું:

'તારે શું કામ ? તું તારે લખ્યે જા ને. એણે ગોટો કર્યો હશે તો એને પોલિસ પકડશે.'

પણ એ પછી તો એ રકમોના આંકડા અને સંખ્યા વધતાં જ ચાલ્યાં અને મુકુન્દભાઇના આશ્ચર્યનો પાર ન રહ્યો. સાથે સાથે આમ કેમ થયું હશે તે જાણવાની પણ ઉત્સુકતા જાગી.

મુકુન્દને ચંદુલાલમાં ખૂબ રસ જામ્યો. પહેલાં ઘણી યે વાર ચેક ભરવા કે પૈસા લઇ જવા કે બેલેન્સ સંબંધી પૂછપરછ કરવા ચંદુલાલ પોતે જ બેંકમાં આવતો, પણ ત્યારે મકુન્દને તેના વિષે કશી પડી નહોતી. તેનો ચહેરો પણ મુકુન્દને બરોબર યાદ નહોતો. અને હવે તો ચંદુલાલ આવે જ શેનો ? તેને બરોબર જોઇ લેવાની, તેને વિષે ખૂબખૂબ જાણી લેવાની મુકુન્દને ઇચ્છા થઈ. ચંદુલાલનો માણસ કૈં પણ કામે આવ્યો હોય ત્યારે મુકુન્દ તેને જાતજાતના પ્રશ્નો પૂછવા લાગ્યો. શેઠની ઉમર કેટલી, કેટલું ભણ્યા છે, શું ધંધો કરે છે વગેરે દરેક પ્રકારની માહિતી મેળવવાના પ્રયત્નો તેણે કર્યા અને અમુક માહિતીઓ તે મેળવી પણ શક્યો.

હજી ચંદુલાલને ત્રીસેક વર્ષ જ થયાં હશે. ભણતર તો સાતેક અંગ્રેજી સુધી કર્યું હશે, પણ હવે તો લગભગ એ પણ ભુલાઈ ગયું હતું. ધંધામાં તો હમણા દુનિયાનાં બજારોમાં તેજી ચાલી હતી અને શેર અને ચાંદીમાં ચંદુલાલ જામી પડ્યો હતો. થોડું થોડું કરતાં પૈસા મળતા જતાં તે ધંધો વધારતો જતો હતો અને પૈસાની આવક પણ વધતી જતી હતી. આટલા

બધા પૈસા કેમ આવતા હશે તે સંબંધીની મુકુન્દની મુશ્કેલીનું નિવારણ આ રીતે થઈ ગયું.

ભાગ્ય ફરે ત્યાં વાર લાગતી નથી. દરેક મહિને ચંદુલાલની તીજોરીનું ખાતું–કે તેની બેન્કનું ખાતું–ભરાવા લાગ્યું. ગઈ કાલનો સાધારણ ચંદુલાલ શ્રીમંત બની ગયો. ભાગ્યની લીલા વિસ્મિત નેત્રે અને ધ્રૂજતી કલમે મુકુન્દ જોઇ રહેતો. તેને ઘણી વાર પ્રશ્ન થતો: આ રીતે વહીતરૂં કરી જીવન ગાળવાથી કોઈ દિવસ શ્રીમંત કેમ થવાય ? બીજાના લાખોની ઉથલપાથલ કર્યે પોતાના હાથમાં તો માસિક સો કે સવાસોના નિશ્ચિત દરમાયા સિવાય એક પૈ પણ વધારે નહોતી આવતી. આટલી આટલી મહેનત કરી, ભણતર પાછળ આટલાં વર્ષો બગાડ્યાં, બી. કોમ. થયો, એ બધું આ સવાસો રૂપિઆમાં બેન્કને જીવન વેચી નાખવા માટે ? આવા લગભગ અભણ જેવા, ભણેલું ભૂલી ગયેલા, માત્ર સટ્ટો કરી જામી ગયેલા માણસો વરસ દહાડામાં લાખોપતિ થઈ જતા હતા, અને પોતાને તો તેમના ચોપડામાં ખાતે જમે ઉધાર કરવા સિવાય કૈં પણ અંગત રસ કે આવક પેદા નહોતાં થતાં !

હજી ગયે વર્ષે જ મુકુન્દનું લગ્ન થયું હતું. સુશીલા સાથે રવિવારે મરીનડ્રાઈવ પર ફરવા ગયો હોય ત્યારે તેને પોતે સુખી લાગતો. અને મહિનામાં એકાદ વાર કોઈ સિનેમાના થિયેટરમાં સુશીલાની જોડે બેસી, કોઇ પ્રેમપ્રસંગ પોતે નિરખી રહ્યો હોય, ત્યારે તો તે પોતાને અત્યંત સુખી માનતો. પણ આ ઉથલપાથલો જોયા પછી એ સુખની માન્યતા તેને ખાલી ભ્રમ જેવી લાગી. કૈંક તો કરવું જ જોઇએ એમ તેને લાગ્યું. રૂપિઆ, આના, પૈના લુખ્ખા, રસ વિનાના આંકડાઓની દરપળે બેન્કની ઓફિસમાં બેઠો બેઠો તે હેરફેર કરતો હોય ત્યારે તેના મનમાં આવા અનેક વિચારો આવતા હોય જ.

પણ દર મહિને નિયમિત ચંદુલાલના ખાતામાં આવતી જ રહેતી ચેકોની હારમાળામાં થોડા વખતમાં ફેર પડ્યો. હવે તો સામો ચંદુલાલ મોટા મોટા ચેકો લખી પૈસા ખેંચતો જતો હતો. સુકુન્દ પણ ચંદુલાલમાં રસ લેતો થયો ત્યારથી બજારોના ભાવોમાં પણ રસ લેતો થયો હતો. હમણાં ભાવો ગગડતા જતા હતા. હજારો આવે છે એમ હજારો જાય પણ છે એવી તેને ખાતરી થઇ. અને હાલ તુરત તો પોતે જેમ છે તેમ જ રહેવું એવો વિચાર કરી તે બેઠો રહ્યો.

* * *

એને પણ વર્ષ વીતી ગયું. જિંદગી જૂની હરોળ પર ચાલવા લાગી. થોડો વખત ચંદુલાલે મોટી રકમો ખેંચી, પણ પછી પાછી હજાર બે હજાર ભરાય અને હજાર બે હજાર ખેંચાય તેવી જાતની જ લેવડદેવડ થવા લાગી. ત્રણ ચાર લાખ રૂપિયા તેના ખાતામાં પડ્યા હતા તે તો રહી ગયા જ. એકઠા થયા હતા તેમાંથી લાખ બે લાખ ઓછા થયા હશે.

બજારોમાં ફેરફાર નહોતો. ખાતાઓમાં મોટી આવકજાવક નહોતી. કોઇ ઓચિંતાનું શ્રીમંત નહોતું થઇ જતું. એ બધાંએ સુકુન્દને એની માનસિક સ્વસ્થતા પાછી આપી. ફરી પાછો તે મરીન ડ્રાઇવ પરના ફરવામાં, કે હેન્ગિંગ ગાર્ડન પર આંટા મારવામાં પહેલાં જેવો જ રસ લેવા લાગ્યો. સિનેમા અને સુશીલાનું સાન્નિધ્ય તેને ફરી પાછાં પરમ સુખનો આનંદ કરાવવા લાગ્યાં.

હવે તો પોતે સેવેલા અસંતોષ માટે તેને પોતા ઉપર હસવું આવતું. એમ કૈં બધા શ્રીમંત થઇ જાય છે? અને ચંદુલાલે પણ લાખ બે લાખ તો ઓછા કર્યા હતા ના? એ તો ઠીક હતું કે એ પાછો શાંત બેસી ગયો હતો, નહિ તો બજારો તો એવાં ગગડી ગયાં હતાં કે એ સાવ ખલાસ થઇ

જાત ! આવા આવા વિચારો કરી એકલો બેઠો હોય ત્યારે પોતાની મૂર્ખાઇ ઉપર તે પોતે જ હસતો. કોઇક વાર જ્યારે સુશીલા માટે દાગીનો કરાવવાનું મન થાય, કે એવું કૈં અણધાર્યું ખર્ચ આવી પડવાનું હોય તેમ લાગે, ત્યારે જૂનો અસંતોષ ફરી પ્રજ્વળી ઊઠતો, પણ તે તરત દબાઇ જતો.

હવે તો બજારોના ભાવો જોવા પણ તે ભૂલી ગયો હતો. તેમાં તેને રસ જ નહોતો રહ્યો. ચંદુલાલના માણસ તરફ પણ જે કૌતુકવૃત્તિથી તે જોતો તે પણ નાશ પામી હતી. પેલો કૈંક વધારે વાતચીત કરવા જાય તો ય મુકુન્દને હવે કંટાળો આવતો.

* * *

છેલ્લા બેએક મહિનાથી ચંદુલાલના ખાતામાં પાછી સળવળ શરૂ થયેલી હતી. પાંચ પાંચ દસ દસ હજારની રકમો ચંદુલાલ ઉપાડયે જતો હતો. શરૂશરૂમાં થોડો વખત તો મુકુન્દનું ધ્યાન એ તરફ ગયું નહિ, પણ પછી તેની ઉત્સુકતા જાગી ઊઠી. ફરી પાછો તેણે ચંદુલાલના માણસ સાથે વ્યવહાર વધાર્યો. આ રકમોના ઉપાડના કારણ વિષે તેણે તેને પૂછ્યું:

‘ તમને ખબર નથી ? ’ પેલાએ કહ્યું: ‘ બજારો વધતાં જાય છે અને શેઠ મંદીમાં રહી ગયા છે. ’

એમ ? પોતે કરેલા નિશ્ચય માટે મુકુન્દને સંતોષ થયો. એ તો એક વખતે માણસ સીધો પડી ગયો; કૈં દરવખતે સીધા પડાય છે ? અને પહેલી વખતે જ ઊંધો થયો હોત તો ? પોતાનું એ કામ નહિ. પોતે જે નિર્ણય કર્યો હતો એ જ ઉત્તમ હતો. આટલી નોકરી પણ ગુમાવી બેસતાં પોતાની શી સ્થિતિ થાય ? અને સુશીલા ? અને પેલી સુંદર સાંજો ? નહિ, નહિ, પોતે જરા લોભાયો હતો, પણ ફરી પાછો ઠીક ઠેકાણે આવી ગયો હતો તેમ તેને લાગ્યું.

છતાં કુદરતી ઉત્સુકતાથી તે બજારના ભાવોનું ધ્યાન રાખવા માંડ્યો. આ વખતે શેરબજાર સળગી ઊઠી હતી. દુનિયામાં ચારે કોર લોખંડની બજારમાં ઉછાળો આવ્યો હતો. હજારો લડાયક વહાણો બનાવવાં હતાં, લાખો ગોળાઓ બનાવવા હતા, યુદ્ધની સામગ્રી મેળવવા માટે—પૂરેપૂરા શસ્ત્રસજ્જ બની જવા માટે દરેકે દરેક દેશે અબજો રૂપિયાનો ધુમાડો કરી નાખવાનો નિશ્ચય કર્યો હતો. લડાઇ, સ્વરક્ષણ, શસ્ત્રસજ્જતા વગેરેનો પોકાર ચારે તરફ ઊઠ્યો હતો.

અને સટોડિયાઓ કોઈ પણ તકને એળે જવા દેતા નથી તેમ આ તકને પણ એળે જવા દે તેમ નહોતા. તેમણે તો તેનો પૂરેપૂરો લાભ ઉઠાવવાનો નિશ્ચય કર્યો હતો. લોખંડના શેરો બને એટલા તે લોકોએ ઉઠાવી લીધા હતા અને બજાર વધ્યે જ જતી હતી. જ્યારે ચારે તરફ લોઢાની ખેંચ પડી હોય, છાપાંઓ પોકારી પોકારીને કહેતાં હોય કે લોખંડના રદ્દી માલ માટે પણ પડાપડી થાય છે તો પણ લોખંડની ખેંચ પડે છે, ત્યારે લોખંડના શેરો વેચવા કોણ આવે? લોખંડના શેરોના ભાવ કૂદકે ને ભુસ્કે વધતા જતા હતા.

મુકુન્દને થયું કે આવે વખતે મંદીમાં રહી જવાથી ચંદુલાલ મરી જશે. પણ તેની માન્યતા ખોટી પડી. થોડા વખતમાં જ મોટી રકમના ચેકો ચંદુલાલના ખાતામાં જમે થવા માટે આવવા લાગ્યા. તેના નોકરે મુકુન્દને જણાવ્યું કે શેઠ મંદીમાંથી નીકળી ગયા હતા અને હવે રકમબંધ શેરો લઇ બેઠા હતા. બજારમાં શેરોના ભાવ વધતા જતા હતા અને અહીં ચંદુલાલની ખરીદીની સંખ્યા વધતી જતી હતી. તેણે માથું મૂકી દેવાનો નિશ્ચય કર્યો હતો. આવી તક જિંદગીમાં વારેવારે નથી આવતી. કરોડપતિ થવું હોય તો આવો જ કોઇ લાગ ઝડપી લેવો જોઇએ. દર મહિને ચંદુલાલના ખાતામાં હજારોના ચેક જમે થવા લાગ્યા.

બેએક મહિનામાં તો રકમોની સંખ્યા લાખોની થવા લાગી. ફરી પાછા મુકુન્દના મનમાં જૂના ભાવો જાગૃત થવા લાગ્યા. આ વખતે તો આખી દુનિયા કમાઇ જતી હોય તેમ તેને લાગ્યું. જ્યાં જુઓ ત્યાં બધાના ખાતામાં થોડાઘણા પૈસા જમે થવા આવતા જ જતા હતા. ફક્ત પોતે જ એકલો, એ પૈસાની રકમો જમેઉધાર કરતો, જેવો હતો તેવો ખાલી હાથે ઘેર જતો અને ઘેરથી ઓફિસે આવતો હતો.

બજાર તો અટક્યા વિના વધ્યે જ જતી હતી. ચંદુલાલની પુંજી પણ એટલી જ ઝડપથી વધતી જતી હતી. એટલી જ ઝડપથી મુકુન્દનો માનસિક અસંતોષ પણ વધ્યે જતો હતો.

જેમ જેમ ચંદુલાલની પુંજી વધતી ગઈ તેમ તેમ તે વધુ ને વધુ શેરો લેવા લાગ્યો. જેટલા શેરો લીધા હોય એટલા બધા પૈસા તો એની પાસે નહોતા જ થયા; અને તેથી બેન્ક સાથે ગોઠવણી કરી એ શેરો ઉપર બેન્ક પાસે પૈસા લઇ તે શેરો બેન્કમાં પોતાના ખાતામાં મૂકવા લાગ્યો. દર મહિને સેંકડો શેરો તેના ખાતામાં પડવા લાગ્યા. ચારેક મહિનામાં તો તેની પુંજી પચાસેક લાખ રૂપિયાની ગણાવા લાગી.

મુકુન્દ તો જાણે એ બધું ધન પોતાનું જ હોય તેવી રીતે હરએક દિવસ બજારના ભાવ જોઇ, ચંદુલાલની બેન્કમાં પડેલી અને બજારમાં તેના લેણુની કહેવાતી સંખ્યાનો સરવાળો કરી, તેની મિલકતનો હિસાબ કરતો હતો. બેન્કમાં બીજાં તો ઘણાં ખાતાંઓ હતાં, ઘણા લોકો લાખો રૂપિયા કમાયા હતા, બેન્કના બીજા કારકૂનો પણ પોતાને ભાગે આવતાં માણસોની કમાણી વિષે વાતચીત કરતા, પણ ચંદુલાલનો તો તે બધામાં નંબર એક હતો. તેના જેવું કોઇ નહોતું કમાયું. અને મુકુન્દના હાથમાં

જ તેની દસ હજારની પુંજી વધતી જઈ અર્ધો કરોડ જેટલી તો ગણાઈ ગઈ હતી.

મુકુન્દને આજે ઓછું કામ હતું. જરા પોતાના ટેબલ ઉપરથી નીચે ઊતરી તે એકએક મિનિટ માટે છૂટો થયો હતો. બેન્કના દરવાજા આગળ જરા ઊભો રહી તે પાછો પોતાની જગ્યાએ જવા જતો હતો ત્યાં એક ભપકાબંધ પેકાર્ડ ગાડી બેન્ક આગળ ઊભી રહી. ડ્રાઇવરે નીચે ઊતરી બારણું ઉઘાડયું અને અંદરથી બત્રીસેક વર્ષનો એક શ્રીમંત લાગતો જુવાન નીચે ઊતર્યો. તેણે અત્યંત સુઘડ, સફાઈદાર રેશમી કપડાં પહેર્યાં હતાં. તે રંગે કાળો હતો છતાં તેના ચહેરા ઉપર તેજ હતું. તે સીધો મેનેજરની ઓફિસ આગળ ગયો. મુકુન્દને કુતૂહળ થયું અને તે તેની પાછળ પાછળ ચાલ્યો. તેણે જોયું કે તે દાખલ થતાં જ મેનેજરે સામા આવી તેની સાથે હસ્તધુનન કર્યું અને તેને માન સહિત પોતાની સામેની ખુરશી ઉપર બેસાર્યો. પછી તો મેનેજરની ઓફિસનો દરવાજો બંધ થઇ ગયો એટલે મુકુંદ કૈં વધારે દેખી ન શકયો.

એ કોણ હશે ? મુકુન્દને પ્રશ્ન ઊઠ્યો. તપાસ કરતાં ખબર પડી કે એ તો ચંદુલાલ શેઠ હતા. શા માટે આવ્યો હશે ? મેનેજર તેને કેવું માન આપતો હતો ? તેની ગાડી કેટલી સરસ હતી ? વગેરે વિચારોમાં મુકુન્દ પરોવાઇ ગયો.

તેના આગમનના કારણની સમજ પડતાં મુકુન્દને વાર ન લાગી. બીજે જ દિવસે હુકમ આવ્યો કે ચંદુલાલને બેન્કે શેરો ઉપર ધીરેલા પૈસા ઉપર બેન્ક જે ચાર ટકાનું વ્યાજ લેતી હતી તે ઘટાડીને હવેથી ત્રણ ટકાનું લેવાનું છે. બેન્કમાં નાણાંની છૂટ ઘણી હતી અને ચંદુલાલ જેવા ઘરાકને એક ટકા વ્યાજ સાર નારાજ કરવાની બેન્કની ઇચ્છા નહોતી.

ફરી પાછા ચશ્માના કાચ સાફ કરી, ફરી પાછા તે નાકે

ધરી મુકુન્દ ચંદુલાલના ચેકોની અને શેરોની સંખ્યા ભારે હૈયે અને ધ્રૂજતે હાથે જોવા મંડી પડ્યો.

* * *

મુકુન્દના મનમાં વિચારો ઘોળાયે જતા હતા. બજારમાં આજે સો રૂપિયા ઘટી જતા હતા તો પાછા આવતી કાલે જ બસો રૂપિયા વધી જતા હતા. આખી દુનિયાનાં બજારોમાં ઉછાળો આવ્યો હતો. આ બધું ક્યાં જઈને અટકશે તે કોઈ કહી શકતું નહોતું. બે મહિના પહેલાં કોઇ આટલો ભાવ થશે એમ કહે તેને હસી કાઢનારા આજે એ ધારણાથી પણ ભાવોને ઊંચા ગયેલા જોઇ આશ્ચર્યથી મૂઢ થઇ જતા.

હવે મુકુન્દને સુશીલા સાથે ફરવા જવાનો કે સિનેમાઓ જોવાનો રસ નહોતો રહ્યો. આવી રીતે આખી દુનિયા કમાઈ જાય અને પોતા જેવા અમુક જ માણસો રહી જાય એ સ્થિતિથી તેને ભારે અસંતોષ થતો. કૈં ને કૈં બહાનાં કાઢી તે સુશીલા સાથેના કાર્યક્રમો પણ માંડી વાળવા પ્રયત્ન કરતો. ચંદુલાલના મહેતાજીને તે કોઇ કોઇ વાર આછું સ્મિત કરી પૂછતો :

‘ હજી શેઠ શેર વેચતા નથી ? હવે તે કેટલુંક વધશે ? ’

‘ અરે હજી તો શું વધ્યું છે ? પાંચ અબજ પાઉંડ તો એકલું બ્રિટન લડાઇના સરસામાન માટે ખરચવાનું છે. તેમાં લોખંડ કેટલું જોઇએ ? દીકરો વેચાય પણ આ શેરો ન વેચાય. ઊલટું શેઠ તો કહે છે કે જે લોકો રહી ગયા હોય એને માટે હજી તો આ લેવાના ભાવો છે. ’

પોતે પણ પાંચ દસ શેર લઇ લે તો ? મુકુન્દને કોઇ કોઇ વાર વિચાર આવતો. ‘ આપણું એ કામ નહિ. ’ સાથે સાથે જ બીજો વિચાર તેના મગજમાં પેદા થતો. પણ એમ

પેલો વિચાર સાવ નષ્ટ તો નહોતો જ થતો. કોને ખબર છે, નસીબ યારી આપવાનું હોય તો એ રીતે પણ શ્રીમંત થઇ જવાય. પણ એનો ધંધો કરે કોણ? કોણ એનું જોખમ લઈ એને શેર અપાવી દે? કૈં રસ્તો કઢાવો જોઇએ અને વેપાર તો કરવો જ જોઇએ તેમ તેને લાગ્યું.

છતાં મનથી જ નફાઓ ગણવા અને વેપાર કરવા સિવાય તે બીજું કૈં કરી શક્યો નહિ અને મહિનાઓ વીતવા લાગ્યા. ચંદુલાલની પુંજીમાં બીજા પણ દસ પંદર લાખ વધી ગયા. હરએક દિવસ વેપાર કરવાના વિચારમાં મુકુન્દ વધુ ને વધુ મક્કમ થવા લાગ્યો. પણ નોકરી અને વેપાર બન્ને સાથે સાથે કેમ થાય? અનેક નોકરિયાત માણસો પણ સટ્ટો કરી લેતા હતા અને છેવટે ખોટ આવતાં ભાગી જતા હતા તે તેને ખબર હતી. પણ તેના સંસ્કારો તેને તેમ કરવા રજા આપે તેમ નહોતા. જો સટ્ટો જ કરવો હોય તો નોકરી છોડવી જ જોઇએ.

આવા આવા વિચારોથી ઘેરાયેલો તે સુશીલા સાથે હેન્ગિંગ ગાર્ડનમાં લોન ઉપર બેઠો હતો. કશું બોલવાનું તેને સૂઝતું નહોતું, અને સુશીલાને બોલ્યા વિના ચેન નહોતું પડતું. પોતાના અનેક પ્રશ્નોનો, અનેક વાતચીતોનો કશો ખાસ ઉત્તર ન મળતાં અંતે તે બોલી ઊઠી:

‘પણ હમણા તમને આ થઈ શું ગયું છે? કૈં બોલતા નથી ચાલતા નથી, ખાવા પીવામાં પણ પૂરતું ધ્યાન આપતા નથી. થયું છે શું?’

ઓચિંતો વિચારોમાંથી ઝબકી ઊઠ્યો હોય તેમ તે સુશીલા સામે જોઈ રહ્યો અને પછી ધીરેથી કહ્યું:

‘મારે નોકરી છોડી દેવી છે.’

'હેં !' આશ્ચર્યથી સુશીલા બોલી ઊઠી : 'શા માટે ?'

'આમાં શા દિ વળે ? મારે વેપાર કરી લાખોપતિ થવું છે.'

અને પછી મહિનાઓ થયાં પોતાના દિલમાં ઘોળાતા વિચારોની, ચંદુલાલની ભાગ્યકહાણીની, સટ્ટાની ટેકનીકની, બજારોની સ્થિતિની, અને એવી બીજી અનેક વાતો જે પોતે પૂરી સમજતો નહોતો, અને જે સુશીલા તો અર્ધી પણ સમજી ન શકી, તે તેણે સુશીલા પાસે કરી. વાત કરતાં તેની આંખો ચમકી ઊઠી, તેના હાથો જાણે કશીક વસ્તુને મજબૂતીથી પકડી રાખવા મથતા હોય તેમ સળવળી ઊઠ્યા, તેનો આખો ચહેરો જ બદલાઈ ગયો.

અંતે સુશીલાએ કહ્યું :

'એ બધું ઠીક છે. પણ નકામો આપણો મીઠો રોટલો પણ ન જાય હોં !'

'નમાલી ! જો જે તો ખરી તને કેવી મોટરોમાં ફેરવું છું તે !' મુકુંદે ગર્વથી કહ્યું.

તે રાતે સુશીલાને ઊંઘ ન આવી.

* * *

પછી તો મુકુંદ મક્કમ થતો જ ગયો. સાહસ કર્યા વિના કોઇ દિવસ શ્રીમંત થવાતું જ નથી તેમ તેને ખાતરી થઇ ગઇ. તેણે બેચાર વાર રાજીનામાનો મુસદ્દો ઘડી પણ નાખ્યો, પણ તે પેશ કરવાની તેની હિંમત નહોતી ચાલતી. આઠદસ વાર પોતે લખેલું રાજીનામું પોતે વાંચી જતો અને પાછું ફાડી નાખતો. આજે નહિ, બે દિવસ પછી, એમ વિચાર કરતાં કરતાં દિવસો નીકળી જતા હતા. વધારે પૂછશું તો ભુરાયો થશે સમજી સુશીલા તો એ વાત ઉચ્ચારતી જ નહિ.

બજારના ભાવોમાં થતી વધઘટ મુકુન્દ બરોબર ધ્યાન આપી જોતો હતો. એક દિવસ, ચંદુલાલનું જેમાં મોટું લેણુ હતું એ શેરમાંથી ઓચિંતા બસો રૂપિયા નીકળી ગયા. મુકુન્દે આજે તો રાજીનામું છેવટનું લખી રાખી પોતાના ખીસામાં રાખી મૂક્યું હતું. આજે તો જરૂર આપી દેવું તેમ નક્કી પણ કર્યું હતું ત્યાં જ આ ધડાકો થયો. ચંદુલાલના નોકરને તેણે પૂછ્યું:

'હવે શેઠ શું કહે છે?'

'બીજું શું કહે?' નોકરે કહ્યું. એને પણ શેઠના ધનનો મદ ચડ્યો હતો. 'આ તો લેવાવાળાઓને સુંદર તક મળી છે. આવા સસ્તા શેરો ક્યાંથી મળે? પેટ ભરીને લેણુ કરવા જેવો બજાર છે.'

મુકુન્દથી કુદરતી જ ખીસામાં હાથ નખાઇ ગયો. રાજીનામાનો કાગળ બરોબર પડ્યો હતો. તેણે પેલા નોકર સાથે ખાનગીમાં વાતચીત કરી રાખી હતી, અને એકાદ દલાલ સાથે પોતાનું કામકાજ થઇ શકશે એવી ખાતરી પણ તેની પાસેથી મેળવી હતી. આવી સુંદર તક ચાલી જશે અને ભાવ વધી જશે તો? આજે સાંજે જ રાજીનામું મોકલી આપવું અને પોતે થોડા શેરો તો આવતી કાલે લેવા જ તેમ તેણે નક્કી કર્યું. કૃતનિશ્ચયતાનો આરામ તેના મગજ ઉપર ફરી વળ્યો અને તે પોતાને કામે લાગ્યો.

સાંજે છાપામાં મોટાં મોટાં લખાણો આવ્યાં હતાં. વિલાયતની બજારો તૂટી પડી હતી. અમેરિકામાં મંદીનો મોટો ઝોક આવ્યો હતો. સરકારે ઊંચે ભાવે લોખંડ તથા ધાતુઓ લેવાની અનિચ્છા બતાવી હતી.

આ બધું વાંચતાં મુકુન્દ પાછો મૂંઝાયો. હમણાં આમાં

પડવા જેવું નહોતું તેમ તો તેને લાગ્યું. તેણે છૂપી રીતે રાજીનામાનો કાગળ પોતાના ખીસામાંથી કાઢી, ફાડી, તોડી, કોઇ ન દેખે તેમ કચરાની ટોપલીમાં નાખી દીધો.

અને પછી બજારો તો તૂટતાં જ ગયાં. સો વધે અને બસો અઢીસો નીકળી જાય. પેલા સો વધે એટલે જેનાં લેણુ હોય તે લોકો જોરમાં આવે અને પછી બસો તુટી જાય તો યે વેચી ન શકે. જ્યાં કોઇ વેચવાવાળું નહોતું ત્યાં કોઇ લેવાવાળું ન રહ્યું. કોઇ પણ ભાવે માગો તો શેર મળી જાય પણ આપો તો કોઈ લે નહિ એવી સ્થિતિ થઇ રહી. મુકુન્દ હવે તો કામમાં એટલો ગુંથાયેલો રહેતો કે પોતાનો નોકરી છોડી દેવાનો વિચાર લગભગ તે ભૂલી જ ગયો હતો. છતાં આ મહિને ચંદુલાલના ખાતામાંથી ઊપડી ગયેલી મોટી રકમ તેનાથી અજાણી નહોતી રહી. અને હજી તો હજારો શેર ચંદુલાલના ખાતામાં પડ્યા હતા. બજારમાં પણ તેનાં પુષ્કળ લેણા હતાં. અને બજારો તો તૂટતાં જતાં હતાં! તેનો નોકર પણ હવે શાંત બની ગયો હતો. મુકુન્દના આતુર પ્રશ્નોના જવાબમાં હવે તે ડોકું ધુણાવી માત્ર એટલું જ કહેતો:

'કૈં સમજ પડતી નથી.'

ફરી પાછો તે મૂંગો થઇ જતો અને કામ પતાવી ચાલ્યો જતો.

જે શેરોના ભાવને જેટલું વધતાં છ મહિના લાગ્યા હતા તેટલું ઘટતાં માંડ બે મહિના લાગ્યા. બેન્કોએ શેરો ઉપર પૈસા ધીર્યા હતા ત્યારે ભાવોની જે માર્જીન રાખી હતી તે ભાવો પણ આવી પહોંચવા લાગ્યા. હવે જે લોકોએ બેન્કો પાસેથી વ્યાજે પૈસા લીધા હોય તેમણે કાં તો એ શેરો વેચી નાખવા જોઈએ અને નહિ તો માર્જીન પૂરતા વધારે પૈસા

બેન્કમાં ભરવા જોઇએ. બન્નેમાંથી એકે ન થતાં બેન્ક એ લોકોના શેરો બજારભાવે વેચી નાખે.

ચંદુલાલની પણ માર્જીન ખલાસ થવા આવી હતી. મુકુન્દને વિચાર આવતો હતો કે હવે એનું શું થશે? લાખો રૂપિયા તો એણે ગયે મહિને જ ઉપાડ્યા હતા. આજના ભાવે તેનો બધો નફો સાફ થઇ જતો હતો. થોડો વખત રહી જાય અને ભાવો વધે તો જ કૈં તરવાનો ઉપાય હતો. હવે શું ઘટશે, શું ઘટશે એ હિસાબે આટલું ઘટ્યું છતાં તે શેર વેચી નહોતો શક્યો.

મુકુંન્દ પાછો મરીનડ્રાઈવ અને સિનેમા, સિનેમા અને હેન્ગિગ ગાર્ડનમાં થોડો થોડો રસ લેવા લાગ્યો હતો. પણ કશી રસિક વાતોથી હજી તે સુશીલાનું મનરંજન કરી શકતો નહિ. બેન્ક અને શેરબજાર, ભાવોની વધ અને ઘટ, ચંદુલાલ અને એવા કોઇ બીજાની અનેક વાતો તે સુશીલા પાસે કરતો. આનું મગજ જ ચસ્કી જશે એમ આ બંધા ઉપરથી સુશીલાને લાગતું. પણ જો ચસકતું જ હોય તો તેને વેગ ન આપવાના ઉદ્દેશથી તે મૂંગીમૂંગી તેની બધી વાતો સાંભળ્યે રાખતી. અને હવે નોકરી છોડી દેવાની કે લાખોપતિ થવાની વાતો તે નહોતો કરતો તેથી સંતોષ અનુભવતી.

* * *

આજે ખૂબ તાપ પડતો હતો. બધા ગરમીથી અકળાઈ ગયા હતા. બરાબર એક વાગ્યો હતો. મુકુન્દ કૈં કામનાં કાગળિયાંઓ લઇ મેનેજરની ઓફિસમાં ગયો હશે તે તાપને જરાતરા દૂર કરવા તેમાંથી એકાદ કાગળને પંખા જેમ વીંઝતો વીંઝતો પાછો નીકળતો હતો ત્યાં જ તેણે ચંદુલાલને મેનેજરની ઓફિસની સામે ઊભો રહેલો જોયો. છેલ્લી વખતે તેણે ચંદુલાલને જોયો હતો તેના કરતાં આજે તેનો દેખાવ સાવ બદલાઇ

ગયો હતો. તેના ચહેરા ઉપર વિષાદ, ગભરામણ, ચિન્તાની રેખાઓ સ્પષ્ટ ઊઠી આવી હતી. તેનાં કપડાંનાં ઠેકાણાં નહોતાં. તેના વાળ અસ્તવ્યસ્ત વેરાયેલા પડ્યા હતા. એક હાથમાં અમુક કાગળો પકડ્યા હતા, અને અત્યંત ગભરામણ થતી હોય તેમ તે બીજા હાથથી પોતાની ટોપીનો પંખો બનાવી છાતી આગળ પવન નાંખતો હતો. તેના ચહેરા ઉપર તો પરસેવાનાં બિન્દુઓ જામી ગયાં હતાં તેને લ્હોવાનું પણ તેને ભાન નહોતું રહ્યું. આ બધું એક પળ જ તેને જોઈ શકવા છતાં મુકુન્દ જોઈ શક્યો. ચંદુલાલ તરત જ મેનેજરની ઑફિસમાં ઘૂસી ગયો.

બેન્કે ધીરેલા પૈસા ઉપરના ભાવોની માર્જીન ખૂટવા આવી હોવાથી વધારે રૂપિયા ખાતામાં જમે કરવા જે જે લોકોને બેન્કે પૈસા ધીર્યા હતા તેમની પાસે બેન્કે માગણી કરી હતી. ચંદુલાલ પણ એ સંબંધમાં જ આવ્યો હશે તેમ મુકુન્દને લાગ્યું. તેની ઉત્સુકતા આ મુલાકાતનું પરિણામ જાણવા એકદમ વધી પડી. તેણે પોતાના ટેબલ ઉપર તરત જવું જોઇએ; પણ તે તો ત્યાં જ, મેનેજરની ઑફિસના દરવાજાની સામે જ, ઊભો રહ્યો.

થોડી વારમાં જ ચંદુલાલ બહાર આવ્યો. તેનો ચહેરો સાવ પડી ગયો હતો. આંસુ વિનાનો રડતો ચહેરો જોયો છે? તેવો તેનો ચહેરો લાગતો હતો. મુકુન્દ મુલાકાતનું પરિણામ સમજી ગયો. લથડતે પગલે બેન્કમાંથી ચાલ્યા જતા ચંદુલાલ તરફ તે જોઇ રહ્યો. અને પછી એક આછો નિશ્વાસ નાખી પોતાને સ્થાને તે જઇ બેઠો.

તેનું દિલ તે દિવસ કામમાં પરોવાયું નહિ.

બજાર તો તે દિવસે પાણી પાણી થઈ ગયું. બીજે દિવસે ચંદુલાલના ખાતામાં પડેલા શૅરોનું પાણીને ભાવે લીલામ થઇ

ગયું. મેનેજરે પોતાના દલાલને બોલાવી ચંદુલાલના બધા શેરો વેચાવી નાખ્યા તેની મુકુન્દને ખબર પડી. હજી બે મહિના પહેલાં જ જેની પુંજી કરોડ લગભગ ગણાતી હતી તેનો માલ આજ પાણીના મૂલ્યે વેચાય છે તે જોઈ મુકુન્દને અત્યંત દુઃખ થયું. તૂટતી જતી બજારને આ વેચાણોએ તેના પતનમાં વેગ આપ્યો. ગભરાટ, મુશ્કેલી, દિવાળાં વગેરેનો ક્રમ અમલમાં આવ્યો. પોતે એક વખત પોતાની ચાલુ નોકરીનું રાજીનામું આપી આવા જોખમી ધંધામાં પડવાનો વિચાર કર્યો હતો એ માટે મુકુન્દને ખૂબ જ આશ્ચર્ય થયું.

સુશીલાને તેણે ચંદુલાલની અને બજારોની બધી વાત કહી. પોતે હવે કોઇ દિવસ એવા સટ્ટો કરી ધનવાન થવાના વિચારો કરવાનો નથી તેમ પણ તેને વચન આપ્યું.

છેલ્લા વખત માટે જ આવી અણગમતી વાતો સાંભળવાની છે એ ભાનના સંતોષથી સમભાવપૂર્વક સુશીલાએ તેની વાતો સાંભળી.

અને પછી તો મરીન ડ્રાઈવ અને હેન્ગિંગ ગાર્ડન પરના સુખમય કલાકોમાં મુકુન્દ પોતાની નોકરી અને સુશીલા સિવાય બધું ભૂલી ગયો. ફરી પાછાં સિનેમાના પ્રણય પ્રસંગો અને સુશીલાનું સાન્નિધ્ય તેનું સ્વર્ગ બની ગયાં.



# ઢોર જેવી

વર્ષો થયાં અમે બધા નાના નાના છોકરાઓ નાટકશાળાની પાસેની ગલીમાં આવેલી એ દુકાનના પાટિયાને રાત્રિના અંધારામાં અમારી હાજરીથી શોભાવતા. પચીસ હજારની વસ્તીવાળા અમારા ગામમાં નાટકશાળા એ રાત્રિના રાજાઓનો ખાસ અડ્ડો હતો. પણ તેની પાસેની ગલી નાટકશાળા પાસેના દીવાઓનો પ્રકાશ નહોતી ઝીલતી અને એનો અંધકાર અમારાં સાહસકર્મો માટે અમને સુગમ થઈ પડતો.

નાટક જોવા આવવું હોય તો તો ઠીક, નહિતર એ સિવાય અમારા ઓળખીતાઓ રાત્રે તે બાજુ નીકળતા નહિ. અને નીકળે તોયે એ દીપકોના પ્રકાશની સામે ઝૂઝતા અમારી ગલીના અંધકારને ભેદી શકવાની તેમની દૃષ્ટિમાં તાકાત નહોતી. એટલે અમે નિર્ભય હતા.

એ દિવસો જ કોઈ ઓર હતા. રાત્રિમાં એ અંધકારમય ગલીમાં બેસી એકબીજા સાથે તડાકા મારતા હોઇએ ત્યારે અમારે મન અમે મોટા શહેનશાહ કરતાં પણ વધારે સુખી લાગતા. વચ્ચે વચ્ચે બીડીની ફૂંક લઇ લેવાનો જ્યારે વારો આવે ત્યારે અમારા સુખનો પાર રહેતો નહોતો. પાછળના જ સિનેમામાં જોયેલા કોઈ વીરપાત્ર ભજવનાર નટની અદાથી બીડીને અમારા મોંમાં અમે ગોઠવતા અને જોશભેર ફૂંક લેતા. અમારી આવડત ઓછી હોય કે બીડી ખરાબ હોય, ગમે તે હોય, પણ તેમ કરતાં ઘણી વાર

અમારા ગળામાં દુખવા આવતું. પણ તેની અમને દરકાર નહોતી. ' સુખ હોય ત્યાં દુઃખ પણ હોય જ ' એમ અમે મન મનાવતા.

એ ગલી અને એ દુકાનનું પાટિયું ત્યારે અમારું નિત્યધામ બની ગયાં હતાં. અમારામાંથી કોઇનો પત્તો ક્યાંઈ ન ખાતો હોય ત્યારે ત્યાં તો તે જરૂર મળે જ. કોઇ બીજી ટોળીના છોકરાઓ સાથે અમારામાંથી કોઈએ મારામારી કરી હોય તો તે લોકો પણ અમારી ઉપર હુમલો કરવા એ ગલીમાં ધસી આવે. અને પાસે જ આવેલી નાટકશાળામાંથી પ્રેરણા લઈ અમે ' ચાંડાળ, ' ' દુષ્ટ ' વગેરે શબ્દોથી તેમને અપનાવી ખરેખરો જંગ મચાવીએ. અને વિજય કે પરાજયને બીડીઓના ધુમાડાથી વધાવી લઇએ.

અમારી ટોળીનો નેતા કેશલો હતો. તેની ફઇએ તેનું નામ કેશવલાલ પાડ્યું હતું પણ અમે બધા તેને કેશલો જ કહેતા. શરીરે તે હૃષ્ટપુષ્ટ હતો અને ઉંમરે પણ અમારાથી બેત્રણ વર્ષ મોટો હતો એટલે અમારી ઉપર તે પોતાનો વટ બરોબર પાડી શકતો. તેનાથી પણ મોટામોટા છોકરાઓને જ્યારે તે મારી મારી લોથ કરી નાખતો ત્યારે અમારું માન તેને માટે ખૂબ જ વધી જતું.

અમે પાંચ છ જણા બારબાર તેરતેર વર્ષના હતા. બીજા એએક ચૌદેક વર્ષના હશે. કેશલો સોળ વર્ષનો હતો. મારો હિસ્સો તો એ બધા આનંદોમાં શાંત દ્રષ્ટા તરીકેનો જ હતો. બીડીની ફૂંક લેતાં પણ મને બીક લાગતી. મારા સાથીઓનાં ટોણાં અને નિર્ભયતાભર્યાં વચનો મને માંડમાંડ ફૂંક લેવા જેટલી હિંમત આપતાં. મનમાં ને મનમાં હું મારા નમાલાપણાને શાપ આપતો, અને એમના જેવો જ હિંમતવાન થવાનો હંમેશા નિશ્ચય કરતો, પણ એ ત્યાં જતાં જ તૂટી પડતો. જેટલી છૂટથી અને વાણીની સરળતાથી કવિઓ પ્રેયસીના સૌંદર્યનાં વર્ણન કરે છે એટલી જ

છૂટથી અને એથી યે વિશેષ સરળતાથી મારા સાથીદારોના મોંમાંથી સરસ્વતી વરસતી. હું શબ્દો ગોઠવી ગોઠવી, હિંમત એકઠી કરી, એ બધું મોંએ લાવતો, પણ વાણીમાં આવિષ્કાર મારી નાહિંમતને અંગે કોઇક વાર જ કરી શકતો.

કેશલો જેમ અમારામાંના બધાનો માનીતો હતો તેમ મારો પણ ખાસ માનીતો હતો. મારામાં રહેલી કોઇ પણ નિર્બળતા તેનામાં નહોતી. હું તેના જેવો થઇ શકું તો કેવી મઝા આવે? મને ઘણી વાર થતું. તેની વાતો અમે બધા ધ્યાનપૂર્વક સાંભળતા અને તેના કોઈ કોઇ પરાક્રમનાં વર્ણન અમને રોમાંચ પેદા કરાવતાં. પેલી પુરકીને તેણે કેવી આબાદ ફસાવી હતી? અને નાથડી તો જ્યારે ત્યારે તેના ઘર પાસેથી પસાર થાય ત્યારે ત્યારે તેની સામે આંખમીચકારો કરી જતી, પણ તેની તે દરકાર નહોતો કરતો કારણ કે તે કાળી હતી. તે અમને આવી આવી તો અનેક વાતો કરતો, અને અર્ધું સમજાય અર્ધું ન સમજાય છતાં યે અમારાં હૃદયો તેની વાણીના તાલે ધબકી ઊઠતાં.

અમે બધા નિશાળે જતા પણ ભણતર વિષે અમને કશી પડી નહોતી. જ્યારે જ્યારે સમય મળે ત્યારે નિશાળ પાછળ આવેલી ખીમજીભાઈની દુકાને અમે જઇ ચડતા અને બીડીની લિજ્જત માણતા. મને બીડી પીતાં બીક લાગતી તો યે બધી વસ્તુઓનો શારીરિક નહિ તો માનસિક ઉપભોગ તો હું પૂરેપૂરો લેતો એટલે એ લોકોની ટોળીમાં મારૂં સ્થાન હંમેશાં જળવાઈ રહેતું. અમારાથી માસ્તરો કંટાળતા અને ઘણી વાર અમને સોટીનો સ્વાદ પણ બરોબર ચખાડતા. પણ 'કેશલાની વાત જુદી હતી.' અમે હર્ષપૂર્વક એકબીજાને કહેતા. કેશલાથી તો માસ્તર પણ બીતા. એક વાર અંધારામાં એક માસ્તરને એવો દમ માર્યો હતો કે તે પછી કોઇ પણ માસ્તર એનું નામ લેતો નહિ.

* * *

એમ ને એમ અમારાં વર્ષો પસાર થતાં જતાં હતાં. હંમેશાં જ કૈં ને કૈં નવું જોવાનું, જાણવાનું, સાંભળવાનું મળ્યે જતું હતું, અને નવીન રસનો આસ્વાદ થયે જ રહેતો હતો.

બે વર્ષ વીતી ગયાં ને કેશલો અઢારેક વર્ષનો થયો. અમારે બધાને મન એક અતિ આનંદની વસ્તુ ત્યારે બની. કેશલાનું વેશવાળ થયું.

તેનું જેની સાથે વેશવાળ થયું તે છોકરી મુક્તા મારી જોડેના જ મકાનમાં રહેતી હતી. મારા કરતાં તે દોઢેક વરસ મોટી હતી. અમે નાનપણમાં સાથે જ રમેલાં. ત્રણ ચાર ચોપડી ગુજરાતી ભણીને તેણે અભ્યાસ મૂકી દીધેલો પણ તે હોશિયાર ઘણી હતી. મારા બાપુજી સાથે અમે નાનાં છોકરાંઓ જ્યારે ફરવા જતાં ત્યારે દોડવાની શરતો કરતાં. તેમાં અચૂક મુક્તા પહેલી આવતી. ભણવામાં પણ તે મારા કરતાં હોશિયાર હતી. મારાં બાબાપુ તેની હોશિયારી જોઇ મારી સાધારણ આવડત ઉપર ઘણી વાર નાખુશ થતાં તે મને બરોબર યાદ છે. મુક્તાની માતાએ તેને ભણતરમાંથી ઉઠાડી ઘરના કામમાં લગાડી તો ત્યાં પણ તે તેવી જ હોશિયાર નીકળી. 'રસોઇમાં તો,' તેની બા કહેતાં, 'મારા કરતાં પણ મારી મુક્તા હવે ચડી જાય છે.'

અને એનાં વખાણ સાંભળી સાંભળી ઘણી વાર મારી બા મારી બહેનને કહેતી: 'આ આપણો લખુ નાનો છે, નહિતર મુક્તા સાથે તેને પરણાવી દેત. પણ તેના નસીબમાં જં આવી મઝાની છોકરી નહિ હોય તી ઇ મોડો જન્મ્યો.'

મુક્તા એકલી હોશિયાર જ નહોતી, દેખાવડી પણ હતી. અમારા નાયકને આવી સરસ છોકરી પત્ની તરીકે મળી તેથી અમે બધા રાજી રાજી થઈ ગયા. કેશલો પણ એથી ખુશ

થયો હોય તેવું લાગતું હતું. અમારી ટોળીના અમારાથી મોટા છોકરાઓ તેને કહેતા:

'અલ્યા કેશલા, તું બાયડીમાં ફાવી ગયો, હો!' અને તેમની સામે તે એક આનંદભર્યું સ્મિત કરતો.

પણ એ ફુલાવા જેવી વાત નહોતી એમ તો તે વારે વારે કહેતો. હવે તો તે વરરાજા થયો હતો. છ મહિનામાં તો તેનાં લગ્ન થવાનાં હતાં. પતિના પત્ની પ્રત્યેના વર્તન સંબંધી સોનેરી શબ્દો અમારી પાસે તે બોલી જતો અને વ્યાવહારિક દુનિયા વિષેનું તેનું ડહાપણ જોઇ અમે દંગ થઇ જતા!

તે કહેતો: 'લાડી પાડીનાં નીવડે વખાણ. ધોળી તો ગધેડી પણ હોય.'

અને એક વસ્તુ તો તે ખૂબ જ શ્રદ્ધાપૂર્વક માનતો અને અમારાં કોમળ મગજોમાં પણ અત્યંત ભારપૂર્વક તે વસ્તુ ભરી દેવા પ્રયત્ન કરતો. તે વાત તે સ્ત્રીને કાબુમાં રાખવાની. તેના મોટા ભાઇની વહુ ઘરમાં સાસુનું કહ્યું નહોતી માનતી અને પોતાના વર સામે પણ ઘણી વાર બોલી લેતી. કેશલાથી આ સહન નહોતું થતું પણ તેમાં તેનો ઉપાય નહોતો. અમારી આગળ તે ઘણી વાર કહેતો:

'મારો ભાઇ તો બાયલો છે બાયલો. હું હોઉં તો રાંડનું ચામડું ફાડી નાખું. બૈરીના ભાર શા કે આપણી સામું બોલી જાય?'

'હવે તારો વારો પણ આવે છે, કેશલા! અમે જોશું તું શું કરે છે તે!' અમારામાંથી કોઇ કહેતું.

'જોજો ને! હું તો પહેલેથી જ એવો દાબ બેસાડી દેવાનો

કે બેટી ચું કે ચાં ન કરે. ' કેશલો નિશ્ચયમાં હોઠ દાબીને કહેતો. બધા તે સાંભળી હસી પડતા. એવે વખતે એની આંખો સામે જોતાં મને કોણ જાણે કેમ બીક લાગતી.

આઠ દિવસમાં કેશલાનાં લગ્ન થવાનાં હતાં. બધા ધમાલમાં પડી ગયા હતા. એની ટોળીના માણસો તરીકે અમે તો ખૂબ જ ધમાલમાં રહેતા હતા. કેશલાને વરરાજા તરીકે અમે જરા પણ કામ કરવા દેતા નહિ. હમણા હમણા અમારા રાત્રિના ધામે તે એકલો જ બીડીને બદલે સિગારેટ પીતો.

અમે તેની ઘણી ઘણી મશ્કરીઓ કરતા. તેના ચહેરા ઉપર પણ એ બધું સાંભળી સ્મિત ફેલાતું. પણ ઘણી વાર મોંમાં સિગારેટ રાખી ધુમાડા કાઢતો કાઢતો તે કહેતો:

' એ બધી વાત સાચી, પણ પહેલ વહેલો તો બાયડી ઉપર એવો વટ બેસાડી દેવો કે આપણી સામું ઊંચું માથું ય ન કરે. '

' એ બધી તો વાત થાય છે વાત. ' છગન બોલ્યો: ' ઓલી જરાક ઝીણી આંખ કરી ભાઇ સામું હસશે એટલે આપણા કેશુ-ભાઇ તો પાણી પાણી. '

' એ હવે ક્યાં છેટું છે? થોડા દહાડામાં તમને બધાને ખબર પડશે. ' કેશલાએ કહ્યું અને વિચારમાં તે થોડી વાર સુધી ચૂપ બેસી રહ્યો.

અને અંતે તો એ આઠ દિવસ પણ વીતી ગયા અને કેશલો પરણ્યો. હવે અમે તેને કશું નહોતા કહેતા. માંડવામાં હસ્ત–મેળાપ વખતે કોણ જાણે કેમ પણ મુક્તાનું શરીર એકદમ દુઃખમાં મરડાયું. કશું કારણ ન સમજાયું. એ તો અમને બધાને પાછળથી જ કેશુના કહેવાથી ખબર પડી કે તેણે મશ્કરી કરવા ખાતર તેની હથેળીમાં એક પીન જરાક જોરથી ખૂંચવી હતી.

પત્ની સાથે પ્રથમ મેળાપ થવાનો હતો તે રાતે અમે અમારી જગ્યાએથી જરા વહેલા ઊઠ્યા. કેશુની બધાએ તે દહાડે તો ઘણી જ મીઠી અને અર્ધી બીભત્સ મશ્કરીઓ કરી હતી. કેશુએ રેશમી ડગલો અને બંગાળી કિનારનું ધોતિયું પહેર્યું હતું. ઘેર જવા ટાણે ટોપી માથે અર્ધી આડી મૂકી હતી. અર્ધો ગલોફો ભરાઇ જાય એવી રીતે તેના મોંમાં પાન રાખેલું હતું; અને તેના હોઠમાં 'પપપ'ની સિગરેટ શોભી રહી હતી. તેની થોડી થોડી ઈર્ષ્યા કરતા કરતા અને તેને સફળ જિંદગી ઇચ્છતા ઇચ્છતા અમે તેના ઘર આગળથી છૂટા પડ્યા.

બીજી રાત્રે અમે જ્યારે પેલી ગલીમાં ભેગા થયા ત્યારે શું બન્યું હશે તે જાણવાને અમારાં હૃદયો તલપાપડ થતાં હતાં. કેશુ જરી મોડો આવ્યો. મગને મશ્કરી કરતાં કહ્યું:

'કેમ, બાયડી આવી કે મોડું કરવા માંડ્યું ના? અમે નહોતા કહેતા?'

'અરે યાર! એમ તે કૈં હોય? સાલીને બરોબર સીધી કરી દીધી છે હોં! વટ પાડી દીધો વટ!'

શું બન્યું હશે? બધા ઇંતેજાર બન્યા. કેશુ થોડી વાર બધાની ઉત્કંઠાને વધુ ને વધુ ઉશ્કેરતો શાંત બેસી રહ્યો.

અંતે બધાના આગ્રહને વશ થઇ તેણે બધી વાત કહી.

તે પોતાના ઓરડામાં દાખલ થયો કે મુક્તા પલંગ ઉપર બેઠી હતી ત્યાંથી ઊભી થઇ ઘુમટો કાઢી બારી આગળ જઇ આડું ફરી ઊભી રહી. કેશુએ બારને આગળો વાસ્યો અને ડગલો ઉતારી પલંગ ઉપર જઈ નિરાંતે બેઠો. એક બે સિગારેટ ત્યાં બેઠે

બેઠે પી નાખી. પેલી તો ઊભી હતી ત્યાં જ જાણે ચોંટી રહી હોય તેમ ઊભી જ રહી. અંતે કેશુ થાક્યો. તેણે બૂમ મારી:

‘ એય, આમ આવ. ’

પેલી ત્યાંથી હઠી જ નહિ.

કેશુએ ફરી તેને એ જ રીતે બોલાવી.

મુક્તાએ મોઢું ફેરવ્યું પણ શરીર તો ત્યાં જ રાખ્યું.

‘ સાંભળતી નથી વારેવારે અહીં આવવાનું કહું છું તે? જલદી આવતી રહે. તારી લાજ ખોલી નાખ. ’

બધું જાણે બહેરા કાનો ઉપર ન પડતું હોય!

કેશુ ગુસ્સે થયો અને ઊઠ્યો. મુક્તાની પાસે ગયો. ઘુમટામાંથી તેની સામે મુક્તાના ઓષ્ટો હસી રહ્યા હોય તેમ તેને લાગ્યું.

‘ બોલાવું છ તો આવતી નથી ને સામી હસ્યે રાખેછ! મારું કહ્યું નથી કરવું, એમ? ’ કહી કેશુએ જોરથી એક તમાચો ખેંચી કાઢ્યો. તેના ગાલની અને પોતાના હાથની વચ્ચે કપડું હોવા છતાં તેનો અવાજ ઘણો સરસ આવ્યો હતો તેમ અમને કેશુએ હસતાં હસતાં કહ્યું.

‘ ચાલ આવે છે કે નહિ? ’ કેશુએ ત્રાડ પાડી.

પેલી તો મૂઢની જેમ ત્યાં ને ત્યાં જ ઊભી રહી.

કેશુએ વટ પાડવાના સાધન તરીકે નેતરની સોટી ઓરડીમાં રાખી મૂકી હતી. એક ખૂણામાંથી તે લાવી સપોસપ આઠ, દસ, બાર, મુક્તાને લગાવી દીધી.

મુક્તાનાં ડુસકાંનો અવાજ કેશુનો વિજય પોકારી રહ્યો.

કેશુએ તેનો ઘુમટો માથા ઉપરથી હઠાવી દીધો. તેની રોતી આંખો સામે પોતાની આંખો સ્થિર કરી કહ્યું:

'જો, આજ તો આટલેથી જવા દઉં છું; પણ હવે કહ્યું ન કર્યું તો તારી વાત તું જાણજે. મારા ઘરમાં જરાય એવું નહિ ચાલે.'

'બોલ હું કહું એમ કરવું છે કે નહિ?' થોડી વાર રહી કેશુએ પૂછ્યું.

મુક્તાએ હકારમાં ડોકું ધુણાવ્યું.

કેશુની હિંમત અને પહેલી રાતે જ બૈરી ઉપર વટ બેસાડવાની તેની તરકીબ જોઇ અમે ખુશ ખુશ થઈ ગયા.

પણ કડક ચા પીવાઈ ગઈ હોઈ તેથી કે ગમે તેમ મને તે રાતે ઊંઘ ન આવી.

* * *

પછી તો કેશુ પોતાનાં પરાક્રમોની અને અનુભવોની વાતો વારેવારે અમને કહેતો. પહેલા બે મહિનામાં બાવીસ વાર તો કૈં ને કૈં કારણે મુક્તાને તેણે ઢીબી નાખી હશે. મુક્તા પણ એવી હઠીલી હતી કે કૈં વાત સમજતી જ નહિ. પોતાના હાથનો પ્રસાદ ખાધા વિના તેને ચેન નથી પડતું એમ કેશુ અમને કહેતો. કોઈ કોઇ વાર મારી જોડેના ઘરમાં પોતાની બા પાસે તે આવતી ત્યારે હું તેને જોતો. ઝાઝો ભાગ તેની આંખો સૂઝેલી જ હોય. અને તેની બા પણ કોઇ કોઇ વાર આંખો લૂછતાં હોય તે હું દેખી જતો, પણ મને કોઇ વાર જોઇ જતાં એ બન્ને ડાહ્યાં બની જતાં અને મને હસીને બોલાવતાં.

એઠે પી નાખી. પેલી તો ઊભી હતી ત્યાં જ જાણે ચોંટી રહી હોય તેમ ઊભી જ રહી. અંતે કેશુ થાક્યો. તેણે બૂમ મારી:

'એય, આમ આવ.'

પેલી ત્યાંથી હઠી જ નહિ.

કેશુએ ફરી તેને એ જ રીતે બોલાવી.

મુક્તાએ મોઢું ફેરવ્યું પણ શરીર તો ત્યાં જ રાખ્યું.

'સાંભળતી નથી વારેવારે અહીં આવવાનું કહું છું તે? જલદી આવતી રહે. તારી લાજ ખોલી નાખ.'

બધું જાણે બહેરા કાનો ઉપર ન પડતું હોય!

કેશુ ગુસ્સે થયો અને ઊઠ્યો. મુક્તાની પાસે ગયો. ઘુમટામાંથી તેની સામે મુક્તાના ઓષ્ટો હસી રહ્યા હોય તેમ તેને લાગ્યું.

'બોલાવું છ તો આવતી નથી ને સામી હસ્યે રાખેછ! મારું કહ્યું નથી કરવું, એમ?' કહી કેશુએ જોરથી એક તમાચો ખેંચી કાઢ્યો. તેના ગાલની અને પોતાના હાથની વચ્ચે કપડું હોવા છતાં તેનો અવાજ ઘણો સરસ આવ્યો હતો તેમ અમને કેશુએ હસતાં હસતાં કહ્યું.

'ચાલ આવે છે કે નહિ?' કેશુએ ત્રાડ પાડી.

પેલી તો મૂઢની જેમ ત્યાં ને ત્યાં જ ઊભી રહી.

કેશુએ વટ પાડવાના સાધન તરીકે નેતરની સોટી ઓરડીમાં રાખી મૂકી હતી. એક ખૂણામાંથી તે લાવી સપોસપ આઠ, દસ, બાર, મુક્તાને લગાવી દીધી.

મુક્તાનાં ડુસ્કાંનો અવાજ કેશુનો વિજય પોકારી રહ્યો.

કેશુએ તેનો ઘુમટો માથા ઉપરથી હઠાવી દીધો. તેની રોતી આંખો સામે પોતાની આંખો સ્થિર કરી કહ્યુંઃ

'જો, આજ તો આટલેથી જાવા દઉં છું; પણ હવે કહ્યું ન કર્યું તો તારી વાત તું જાણજે. મારા ઘરમાં જરાય એવું નહિ ચાલે.'

'બોલ હું કહું એમ કરવું છે કે નહિ?' થોડી વાર રહી કેશુએ પૂછ્યું.

મુક્તાએ હકારમાં ડોકું ધુણાવ્યું.

કેશુની હિંમત અને પહેલી રાતે જ બૈરી ઉપર વટ બેસાડવાની તેની તરકીબ જોઇ અમે ખુશ ખુશ થઈ ગયા.

પણ કડક ચા પીવાઈ ગઈ હોઈ તેથી કે ગમે તેમ મને તે રાતે ઊંઘ ન આવી.

* * *

પછી તો કેશુ પોતાનાં પરાક્રમોની અને અનુભવોની વાતો વારેવારે અમને કહેતો. પહેલા બે મહિનામાં બાવીસ વાર તો કૈં ને કૈં કારણે મુક્તાને તેણે ઢીબી નાખી હશે. મુક્તા પણ એવી હઠીલી હતી કે કૈં વાત સમજતી જ નહિ. પોતાના હાથનો પ્રસાદ ખાધા વિના તેને ચેન નથી પડતું એમ કેશુ અમને કહેતો. કોઈ કોઇ વાર મારી જોડેના ઘરમાં પોતાની બા પાસે તે આવતી ત્યારે હું તેને જોતો. ઝાઝો ભાગ તેની આંખો સૂઝેલી જ હોય. અને તેની બા પણ કોઇ કોઇ વાર આંખો લૂછતાં હોય તે હું દેખી જતો, પણ મને કોઇ વાર જોઇ જતાં એ બન્ને ઠાવકાં બની જતાં અને મને હસીને બોલાવતાં.

પણ એક વાર તો કેશુના અત્યન્ત પ્રશંસક એવા મને પણ તેની વાત ઠીક ન લાગી.

રાતે બધા મળ્યા ત્યારે કેશુ સાવ શાંત બેઠો રહ્યો હતો. હંમેશનો ધાંધલિયો અમારો નેતા સાવ શાંત, ગમગીન બેસી રહે એ અમારે માટે એક નવાઈની વાત હતી. ઘણી ઘણી વાતો કરી અમે તેને આનંદમાં લાવવા અને વાતોમાં ભેળવવા પ્રયત્ન કર્યો, પણ તે તો શાંત જ બેસી રહ્યો. ઘણું ઘણું પૂછ્યું પણ કૈં જવાબ વાળે જ નહિ.

બધાને અત્યંત આશ્ચર્ય થયું. આટલા બધા કાલાવાલા છતાં તે કૈં કહેતો નહોતો તેથી ચીડ પણ ચડી.

છગને તો રોષથી કહ્યું :

'એવો તે કયો રા રંડાઇ ગયો છ તે તું આમ જડ જેવો થઇ ગયો છ ? બાપ મરી ગયો હોય એમ શું બેઠો રહે છ ! કહેવું હોય તો કહે, નહિ તો કાંઈ નહિ.

' પણ એ કહેવાય એમ નથી ને સહેવાય એમ પણ નથી. ' કેશુએ દુઃખી સાદે કહ્યું.

પણ અંતે એના હૃદયની વાત અમે કઢાવી શક્યા.

મુક્તા ઘણી વાર બારીએ ઊભી રહેતી. તેના ઘર પાસેથી હંમેશા એક નાગરનો છોકરો પસાર થતો હતો. તેની સામું હસતાં કેશુએ તેને પકડી પાડી હતી.

રાત્રે તેને કેશુએ ખૂબ મારી હતી અને કબૂલ કરવા સમજાવી હતી. પણ તે કબૂલ કરતી જ નહોતી. ચમન પોતાની પત્નીને લેવા ઉતાવળો સ્ટેશને જતાં મમરાના લાડુ વેચવાવાળા પેલા ઠૂંઠા સાથે અથડાઇ પડ્યો હતો અને પડી જતાં કાદવમાં

તેનાં કપડાંના ડૂચા નીકળી ગયા હતા તે જોઈ તે હસી પડી હતી તેમ તે કહેતી હતી. હવે કેશુએ પણ ઠરડાએલા કપડાવાળા ચમનને અને લાકડું ઉપાડતા હુંઠાને જોયા હતા, પણ તેને મુક્તાનું કારણ ખરૂં નહોતું લાગ્યું. તેણે ફરી ફરી મુક્તાને મારી હતી, મારી નાખવાની ધમકી આપી હતી, પણ એ કમજાત કશું કબૂલ કરતી જ નહોતી.

'પેલા નાગરાને તો કાલ ચીરી નાખીશ.' કેશુએ દાંત કચકચાવતાં કહ્યું.

મારાથી ન રહેવાયું. મેં કહ્યું:

'કેશુ, તું ગમે તે કહે પણ મુક્તા એવી નથી હોં! મારી જોડે ઘણા વખતથી રહે છે પણ મેં કોઈ દિવસ એવું જોયું નથી.'

'ચૂપ કર! તને એવી બાબતમાં શી સમજ પડે? ને નહિતર પણ તારા જેવા રોતલને એ એમ બોલાવે?' કેશુએ ચીડાઇને કહ્યું. 'એનો રાંડનો જાન લઇશ.' કહી તે ઊઠી ગયો.

મારા હૃદયમાં સીસું રેડાયું. મારા સાથીદારો મારાં આંસું ન જોઇ જાય એટલા ખાતર મેં મારૂં મોઢું બીજી દિશામાં ફેરવી લીધું.

પછી તો થોડા વખત પછી મારે મુંબઈ જવાનું થયું. મારા બાપુએ જોયું કે ગામમાં રહી હું કૈં ભણતરમાં સારૂં પરિણામ લાવતો નહોતો. મારા સાથીદારો મને તો ખૂબ જ ગમતા હતા, પણ તેમને ગમતા નહિ. મને પોતાની સાથે મુંબઇ લઈ જવાનું તેમણે નક્કી કર્યું.

હું મુંબઇ જવાનો હતો તેને આગલે દિવસે

બજારમાંથી જરા મોડો ઘેર આવ્યો. મુક્તા તેના ઘરના ઓટલા ઉપર ઊભી હતી. મેં તેની સામે જોયું. તેના ચહેરા ઉપર ફિક્કાશની થોડીઘણી છાયા ઊતરી હતી. હંમેશા હસતું રહેતું તેનું મુખ ગમગીન લાગતું હતું. મેં પૂછ્યું :

'કેમ મુક્તા, આમ નબળી કેમ લાગે છે ? ઠીક નથી રહેતું ?'

'ના ના, મને તો કૈં નથી.' તેણે ફિક્કું હસી જવાબ આપ્યો.

એ હાસ્ય ખોટું હતું, ઉપર ઉપરનું હતું, એની પાછળ તો આંસુઓ ભર્યાં હતાં. એ બધું હું બાળક હોવા છતાં પણ જોઇ શકયો.

કેશુ તરફ મારો ઘણો ભાવ હોવા છતાં પેલા નાગરના છોકરાવાળા બનાવ પછી મને એમ તો લાગતું જ હતું કે કેશુ આને વગર કારણે ઘણી હેરાન કરે છે. તેના ચહેરા સામે જોતાં તે કેટલી હેરાન થતી હશે તેનો પૂરેપૂરો ખ્યાલ આવ્યો. મારાથી પુછાઇ ગયું :

'કેશુ હવે મારમાર તો બહુ નથી કરતો ના ?' મારો પ્રશ્ન સાંભળી જાય તો મને પણ કેશુ મારે એ ભાને મેં બીકથી ચારેકોર દૃષ્ટિ ફેરવી લીધી.

'ના, રે !' કહી, દાંતથી નીચલા હોઠને દબાવી, તરત જ મુક્તા પાછી ફરી ઝડપથી ઘરમાં ચાલી ગઇ.

હું તેની પાછળ જોઇ રહ્યો.

* * *

એ બધી વાતોને તો વર્ષો વીતી ગયાં. એ વર્ષો દરમિયાન હું મારે ગામ ગયો જ નહોતો. મારી બા પણ હવે મુંબઇ રહેતાં હોવાથી ત્યાં જવાનું કશું પ્રયોજન પણ નહોતું. હું એ

દરમિયાન ઠીક ઠીક ભણ્યો. છેવટે મુંબઈમાં અભ્યાસ પૂરો કરી ત્રણ વર્ષ માટે વિલાયત પણ જઇ આવ્યો.

અને એ વર્ષો દરમિયાન મારી વિચારસરણીમાં પણ આસમાનજમીનનો ફરક પડી ગયો. સ્ત્રી તરફની તો મારી દૃષ્ટિ જ ફેરવાઇ ગઇ. અને વિલાયતમાં ઘણી યે વાર મારી સ્ત્રી મિત્રો જોડે હું ફરતો હોઉં ત્યારે પેલી નાટકશાળા અને પેલી ગલી, કેશુ અને તેની સ્ત્રી, તેમનો પરસ્પર વ્યવહાર, વગેરે બધું યાદ આવતું ત્યારે હું કમકમી ઊઠતો.

હું પરદેશ ગયા પછી મારી બા મારે ગામ ગઈ હતી. હું પાછો આવ્યો ત્યારે ખાસ મને મળવા તે મુંબઇ આવી હતી. ફરી પાછી તે અમારા ગામમાં જવાની હતી અને મારે પણ ત્યાં તેની સાથે બેત્રણ માસ રહેવું એવી બાપુની ઇચ્છા હતી. આટલું આટલું આથડ્યા પછી માતાની મીઠી હૂંફમાં રહેવાની મારી પણ ઇચ્છા ખરી.

અમે ટ્રેનમાં બેઠાં. જાત જાતની વાતો કરવા લાગ્યાં. ગામના બધા માણસો સંબંધી મેં બા પાસેથી જાતજાતની વિગતો મેળવી. ઓચિંતો જ મારો જૂનો મિત્ર કેશુ મને યાદ આવ્યો. તેને વિષે મેં બાને પૂછ્યું:

'અને મારો કેશુ કેમ છે?'

'એ રખડે. બીડીઓ ફૂંકે છ ને ખોડા ઢોરની જેમ રખડ્યે રાખે છ.' બાએ કહ્યું.

કેશુ સાથે જ મને મુક્તા યાદ આવી.

'મુક્તા તો હવે મોટી થઇ ગઈ હશે! કેમ છે તેને?' મેં પૂછ્યું.

ભાનુને પુત્ર આવ્યો અને પછી ત્રણેક મહિના પછી તે પાછી પોતાના પતિને ગામ પણ ગઈ, છતાં લોકો તો એ બધી વસ્તુને શંકાની નજરે જોતાં જ રહ્યાં અને એ આખા પ્રસંગ વિષે કૈં ને કૈં વાત કરતાં જ રહ્યાં. પરણીને હજી વરસ પણ પૂરું નહોતું થયું ત્યાં ભાનુ પાછી પોતાને પિયેર આવે અને મહિનાઓ સુધી ત્યાં જ રહે તેમાં જરૂર કાંઈ હેતુ હોવો જોઇએ તેમ બધાંને લાગતું અને તેમ બધાં કહેતાં. ભાનુને સીમંત આવ્યું અને પુત્ર પણ આવ્યો એ બધી તો ગૌણ વાતો હતી. નક્કી કૈં અણબનાવ જ હોવો જોઇએ, નહિતર કોઈ સુવાવડ કરવા વહુને એટલી વહેલી પિયેર મોકલે ? અને તે પાછી સાસરે ગઇ એ વાતમાં તો લોકોને જરીકે વિશ્વાસ નહોતો આવતો. એ તો બધું એમ જ થાય. કોણ જાણે કયાં લઇ ગયાં હોય અને સાસરાનું નામ આપતાં હોય! ત્યાં દૂરદૂર આવેલા મહીસુરમાં આપણામાંનું કોણ કે ભાનુ ત્યાં ધણી પાસે આવી ગઇ કે નહિ તે પણ પુછાવી શકાય ?

ભાનુ થોડા મહિનાઓ પહેલાં પિયેર આવી ત્યારથી-ખરું કહીએ તો તો તેના પિયેર આવવાના ખબર આવ્યા ત્યારથી-લોકોને તેના આવવા સંબંધી જાતજાતની કલ્પનાઓ કરવાનો અને વિધવિધ તરેહની વાતો કરવાનો જે યોગ પ્રાપ્ત થયો હતો તે આજે તેના ગયાને પંદર દિવસ થઇ ગયા હતા છતાં જરાય મોળો નહોતો પડ્યો. મોટેરાઓ માથાં ધુણાવીને, નાતની વિરુદ્ધ

જાય એના એ જ હાલ થાય એ સૂત્ર, ફરી ફરી પ્રતિપાદિત કરતા હતા, અને અપાસરામાં ડોસીઓને હરહંમેશ કોઇની વહુ કે દીકરીના ગુણદોષોનું વર્ણન કરવું પડતું તેને બદલે આ એક સર્વસામાન્ય વિષય—વાતો કરવાનો અને એ રીતે સામાયિક અને બીજી ક્રિયાઓનો કંટાળા ભરેલો સમય પસાર કરવાનો—મળી ગયો હતો.

અને ભાનુના વિષયમાં તે બધાં નાતનાં ઘરડેરાંઓ તથા અપાસરા સેવતી ડોસીઓ, પોતાને સુધારક કહેવરાવતા જુવાનિયાઓ કે લાજ કાઢી કાઢી પોતાના ફિક્કા ચહેરાઓને ઢાંકતી જુવાન વહુરો આટલો બધો રસ લ્યે તેમાં નવાઈ નહોતી. ‘એ ભાનુડી તો એ જ લાગની હતી.’ બધાં ચહેરા ઉપર એક પ્રફુલ્લ સ્મિત લાવીને કહેતાં. એને ધણીએ કાઢી મૂકી હતી એવી જે ભયંકર વાતે લોકોને રસાર્દ્ર કરી મૂકયા હતા તેમાં કોઇને કરુણા કે દયાનો વિષય નહોતો દેખાતો. અને શેનો દેખાય? ઉદ્ધત જેમ નાતજાતનાં બંધનોની દરકાર ન રાખે અને મરજીમાં આવે ત્યાં પરણી જાય એના તો એવા જ હાલ થાય ના? નાત તો ગંગાનો પ્રવાહ છે. એથી જ તરવું અને એથી જ મરવું. એથી બહાર જનારને નાત તો શું પ્રભુ પણ સજા કરે. અને એમ જ નહોતું બન્યું? હજી ભાનુ હસતી, રમતી, પણ એ તો બધું દેખાવનું જ. અને આવું આવું બન્યું છતાં પણ તે શરીરમાં તો જરા જાડી લાગતી હતી. કેવી નફ્ફટ અને નઠોર હશે? રાંડને લાજ નહોતી આવતી. શા સુખનું શરીર વધારતી હશે?

આવી આવી અનેક વાતો એ નાના શહેરના રસપ્રવાહને વહેતો રાખતી.

ભાનુના પિતા સ્થિતિસંપન્ન હતા, સુખી હતા. ભાનુ દસ

બાર વર્ષની થઇ ત્યારે તેને માટે ન્યાતીલાઓ તરફથી સગાઇનાં જે કહેણ આવતાં તે મક્કમતાથી તેમણે પાછાં ઠેલ્યાં હતાં. મુંબઈ જેવા મોટા શહેરમાં રહેવાથી તેમણે પણ પુત્રીને સારૂં એવું ભણતર ભણાવી, જરા ઉમરલાયક થતાં સુધી સગાઈમાં ન આપી દેવાનો નિશ્ચય કર્યો હતો. ભાનુનો અભ્યાસ વધતો ચાલ્યો અને એના પિતાનું પુત્રીના અભ્યાસ સંબંધીનું અભિમાન વધતું ચાલ્યું. એ અભિમાન અને એ ધુનના નશામાં એ એટલું ભૂલી ગયા કે જ્ઞાતિમાં એકલી છોકરીઓનાં જ નહિ, પરંતુ છોકરાઓનાં પણ વેવિશાળ વહેલાં થઇ જતાં હતાં. સારા ઘરના સારા છોકરાઓ પંદર સોળ વર્ષની ઉમર સુધી ભાગ્યે જ કુંવારા રહેતા.

એ રીતે પિતાના અભિમાનમાં અને પોતાના અભ્યાસમાં વધારો કરતી કરતી ભાનુ મેટ્રિક સુધી પહોંચી. તેની ઉંમર પણ સત્તર અઢાર વર્ષની થવા આવી. પુત્રીને આટલું બધું ભણાવવાની અને આવડી મોટી ઉંમર સુધી કુંવારી રાખવાની જરૂરિયાત ન જોનાર માતા ભાનુનું વેશવાળ જલદીથી કરી દેવાનું સતત દબાણ પતિ ઉપર કરવા લાગી. અને મનહરલાલને પણ પુત્રીને ઠેકાણે પાડી દેવાની હવે યોગ્યતા જણાઇ.

તેમણે ચારે તરફ નજર ફેરવી પણ ભાનુને યોગ્ય એ કે વરરાજા ન દેખાયો. જ્ઞાતિના સારા સારા છોકરાઓ બધા વરી ગયા હતા અને બાકીનાઓ તો એવા હતા કે ભાનુને તો શું, કોઇ પણ કન્યાને તેમને પનારે ન નખાય. મનહરલાલ મૂંઝાયા. ન કલ્પેલી એવી આ મુશ્કેલીનો ઉકેલ શી રીતે લાવવો ? ભાનુની ઉંમર વધતી જતી હતી. તેનું શરીર પણ ઝપાટાભેર યૌવન પ્રાપ્ત કરતું જતું હતું. પત્નીના સખત પ્રચારથી અને કોલેજ-જીવનની વિરુદ્ધના પોતાના પણ કેંક અસ્પષ્ટ ખ્યાલોને અંગે તેમણે મેટ્રિક પછી ભાનુનો અભ્યાસ તો છોડાવી દીધો હતો.

જ્યારે જ્યારે મનહરલાલ ઘેર હોય ત્યારે ત્યારે ભાનુ તેમની નજરે ચડે જ અને એ સાથે જ પેલો–તેને ઠેકાણે પાડવાનો–વિચાર તેમના મગજમાંથી પસાર થઇ જાય.

પરંતુ તેમની મુશ્કેલી વધતી જતી હતી. તેની નિશાળેથી કે ગમે ત્યાંથી તેણે પકડેલા વિચિત્ર વિચારો ભાનુ ઘણી વાર 'મારે પરણવું જ નથી,' તેમ તેની બાને કહીને વ્યક્ત કરતી. છોકરીઓને ભણાવવાનાં કુફળ તરીકે બા એ વિચારો મનહરલાલને જણાવતી અને તેમને ભાવિની અનેક અમંગળ ચિંતાઓમાં ડુબાવી દેતી. અને એકબે વાર તો તેની નિશાળની મિત્રો જોડે ભાનુને લગ્ન, પ્રેમ, વગેરે વિષયો ઉપર વાતો કરતી તેમણે સાંભળી હતી. 'પ્રેમ વિના પરણાય જ નહિ' કે એવું કૈંક ભાનુનું ગાંડું ગાંડું વાક્ય તેમના કાન સાથે અથડાઇ તેમના હ્રદયને વીંધતું એકાદ વાર ચાલ્યું ગયું હતું.

પોતાના જ ગામનો કોઇ મુરતિયો નજરમાં ન આવવાથી મનહરલાલે પોતાની જ ન્યાતના પણ પરગામના એવા સારા છોકરાઓ તરફ ભાનુના વેવિશાળ માટે નજર દોડાવી. પોતાને પસંદ પડેલા એવા બે ચાર યુવાનોને તેમણે કૈં ને કૈં બહાને પોતાને ઘેર પણ નોતર્યા અને ભાનુ તેમની નજરે બરોબર પડે તેવી વ્યવસ્થા પણ કરી. પણ તો યે પત્તો ખાધો નહિ. તેમની માગણીનો કોઇ સ્પષ્ટ ઉત્તર તેમને મળતો નહિ. અને ભાનુના ચહેરા ઉપર પણ આ તેના શરીરના અને આત્માના પણ માલિક થનારા ઉમેદવારોને જોઇ કશી પ્રફુલ્લતા આવતી દેખાતી નહિ.

હવે શું કરવું ? છોકરીની ઉંમર મોટી થતી જ જતી હતી. મનહરલાલે ભણતરને અને પોતાની અણસમજને શાપો આપ્યા. શા માટે પોતે એવા મૂર્ખ બન્યા ? ભાનુથી ઘણું ઓછું ભણેલી અને ઘણા ઓછા સંસ્કાર વાળી તેમની જ્ઞાતિની જુવાન સ્ત્રીઓને

જ્યારે તે મોટરમાં ફરતી હરતી જોતા ત્યારે તેમને પોતા ઉપર ખૂબ ખીજ ચડતી. પોતે મૂર્ખ ન બન્યા હોત તો ભાનુ પણ એવી રીતે અમનચમનથી ફરતી હોત. તે તપાસ કરતા તેમાંથી કોઇ કોઇ છોકરાઓ પોતાને નહોતા ગમતા, તો તેમને જે પસંદ પડતા તેમાંથી કોઈ કોઇને ભાનુ પંસદ નહોતી પડતી. ભાનુને પણ કોઈ ખાસ પસંદ પડ્યું હોય એવું લાગતું નહિ. પણ એ તો ચલાવી લેવાય. એ કૈં એનું બધી વાતમાં સાંભળ્યે રાખ્યે આરો ન આવે. પણ કંઈક બંધ તો બેસવો જોઇએ ના ?

વળી પુત્રીને પરગામ આપવામાં જોખમ પણ હતું. છોકરો ડાહ્યો ડમરો, રૂડો રૂપાળો દેખાતો હોય અને તેને જમાઇ બનાવીએ પણ તે ખરેખર કેવો હોય તેની આપણને શી ખબર પડે ? તેનાં માબાપ લુચ્ચાં હોય તો ? એ પારકા ગામનાંઓને આપણે ઓળખીએ પણ શી રીતે ? આપણા જ ગામનાં હોય તો આપણને બધી વિગતો મળે. આવા આવા વિચારો પણ મનહરલાલને ઘણી વખત નિરાશ કરી દેતા.

પણ એ બધી નિરાશાઓના જંગલમાં મનહરલાલને ઓચિંતું જ એક આશાનું વૃક્ષ જણાયું. એનો આશ્રય લેવા તેમણે ઝપટ મારી. તેમના જ ગામના ડોકટર મગનભાઇનો પુત્ર મુગટ હમણા ત્રણ ચાર મહિના થયાં જર્મનીથી એન્જિનિયર થઇને આવ્યો હતો. તેની સાથે જે છોકરીનું વેવિશાળ થયું હતું તે તેણે તોડી નાખ્યું હતું. પેલી અભણ હોવાથી કે કોઈ રોગથી પીડાતી હોવાથી, તે નક્કી કરવાનું ગામની કલ્પનાશક્તિએ માથે લીધું હતું એટલે કૈં નક્કી નહોતું થઇ શક્યું. એ ભાનુને પરણે તો ? મનહરલાલને વિચાર આવ્યો. તો બધા પ્રશ્નો એકી સાથે ઊકલી જાય. છોકરો ભણેલો હતો, હોશિયાર હતો, દેખાવડો હતો. પેલી કન્યાને એણે ગમે તે કારણે છોડી દીધી હોય, પણ

ભાનુ તો ભણેલીગણેલી હતી એટલે તેને કશી યે બાબતની બીક નહોતી.

પણ તેમાં એક મુશ્કેલી હતી. મનહરલાલ અને મુગટ બન્ને વણિક તો હતા જ, પણ તેમની વિશિષ્ટ સંજ્ઞાઓમાં ફેર હતો. મનહરલાલ શ્રીમાળી તો પેલો ઓસવાળ હતો. પરંતુ ચારે તરફથી ફસાએલા મનહરલાલને મુક્તિનો આ માર્ગ જતો કરવો ઠીક ન લાગ્યો. જ્ઞાતિનાં બંધનો તોડ્યા બદલ શિક્ષા થાય તો તે સહન કરી લેવા તે તૈયાર થયા અને ભાનુ માટે ડો. મગનભાઈને કહેણ મોકલાવ્યું.

મગનભાઈને પુત્રે વેવિશાળ કરેલી કન્યાને છોડી દીધી તે માટે દુઃખ થતું હતું. અને તે બે કારણે: એક તો કોકની દીકરીને આવી રીતે તરછોડી કાઢવી તે તેમને ઠીક નહોતું લાગ્યું એ; અને બીજું એ વેશવાળ તૂટ્યા પછી એમની નાનીશી નાતમાંથી બીજું કોઈ મુગટભાઈને કન્યા નહોતું આપતું એ. તેમણે મનહરલાલને જણાવ્યું કે મુગટને માયસોરમાં નોકરી મળી હોવાથી તે ત્યાં જતાં રસ્તામાં મુંબઈ ઊતરશે અને તે દરમિયાન કન્યાને જોઈ પસંદગી કરી લેશે.

* * *

અને એક દિવસ મુગટ મુંબઈ આવ્યો પણ ખરો. મનહરલાલે તેને પોતાને ત્યાં જમવા બોલાવ્યો. એ એવી વાતો કરતાં ન અચકાય એટલા ખાતર પોતાના અને મુગટના ઓળખીતા એવા એક મુગટની જ ઉંમરના યુવાનને સર્વ વાતોથી વાકેફ કરી સાથે આમંત્રણ આપ્યું. જે દિવસે મુગટ તેમને ત્યાં જમવા આવ્યો તે દિવસે મનહરલાલની છાતી ધડકધડક ધડકતી હતી. શું થશે? એને ભાનુ ગમશે કે નહિ? અને એ સંબંધ બંધાયો, પણ પછી ન્યાત શું કરશે? ન્યાત બહાર

તો પોતે નહિ મુકાય? કે વિપરીત પરિણામ તો નહિ આવે? વગેરે વિચારો એક સાથે તેમના મનમાંથી પસાર થતા જતા હતા.

ભાનુને તો મનહરલાલે આગલી રાત્રે જ તૈયાર કરી રાખી હતી. મુગટલાલની હોશિઆરીનાં અને તેની શક્તિનાં હદ ઉપરાંતનાં વખાણ તેની પાસે પોતે કરી ગયા હતા. આવી તક વારેવારે નથી આવતી તેમ પણ તેમણે ભાનુને સમજાવ્યું હતું, અને 'નથી પરણવું' વગેરે વાતોની મૂર્ખતાને હસી કાઢી હતી. છેવટે, જો એ આડી થાય તો તેની શી વલે થાય તે પણ તેમણે આબેહૂબ વર્ણવી બતાવ્યું હતું.

ભાનુએ મુગટને જોયો અને તેનો દેખાવ જ તેને ગમી ગયો. તેના પરદેશગમને અને તેની ડિગ્રીએ તેને માટે ભાનુના હૃદયમાં અમુક છાપ તો બેસાડી હતી જ, અને તે છાપ આ તેના પ્રત્યક્ષ દર્શને સબળ થઇ. જો એ હા પાડે તો પોતે આડાં ન થવું તેવો તેણે નિશ્ચય કરી લીધો.

બધા જમવા બેઠા અને મનહરલાલના હુકમો છૂટવા માંડ્યા:

'ભાનુમતી, જરા આ લાવજે.' 'ભાનુમતી, મુગટભાઇને પેલું આપ્યું?' વગેરે, વગેરે.

ભાનુને આ નવીન રીતે પોતાને સંબોધાતી જોઇ જરા રમૂજ થઇ અને પીરસતાં પીરસતાં તેના ઓષ્ટ એક આછા સ્મિતમાં મરડાયા. એ સ્મિતભરી દૃષ્ટિ તેણે મુગટ ભણી વાળી અને બન્નેની આંખો મળી. પરિસ્થિતિનું હાર્દ મુગટ પણ સમજી શકયો અને તેના હોઠ ઉપર પણ એક આછું સ્મિત આવી અદૃષ્ય થઇ ગયું. મનહરલાલની કે બીજા કોઇની દૃષ્ટિ ન પડે તેવી રીતે વચ્ચે વચ્ચે તે ભાનુ સામે જોઇ લેવાનું ચૂકયો નહિ.

અને એમ તો ભાનુ સામું જોવું ગમે એવી એ કન્યા હતી. પ્રફુલ્લતું યૌવન તેનાં અંગોમાં માંસપેશીઓ ભરી ભરી તેને આકર્ષક વળાંકો આપતું જતું હતું. તેનો વર્ણ ગોરો નહોતો– શામળો જ હતો. છતાં તેની ગતિમાં લાવણ્ય હતું, તેનો અંગ-મરોડ કળામય હતો. તેમને પીરસતી વખતે રચાતાં વર્તુલો મુગટ પ્રસન્ન ચિત્તે જોઈ રહ્યો.

આને પત્ની તરીકે સ્વીકારવામાં મુગટને વાંધો ન લાગ્યો. તે સુંદર નહોતી પણ ગમે તેવી તો હતી જ. વળી તે ભણેલી પણ હતી. મુગટની ઉંમર પણ આટલાં બધાં વર્ષોના અભ્યાસ પછી એવી નાની નહોતી રહી કે જે તેથી કન્યાની શોધમાં હજી એએક વર્ષ ગાળી નાંખે.

જમી પરવાર્યા પછી મનહરલાલ બન્ને જુવાનોને એકલા મૂકી આડાઅવળા થઈ ગયા. પેલાએ મુગટને વાતવાતમાં પૂછી લીધું:

‘ તમને તમારા બાપુએ આ ભાનુમતી સંબંધી વાત તો કરી હશે ? ’

‘ હા, એ કૈં કહેતા તો હતા. ’ મુગટે જાણે બધી વાતની પોતાને ખબર ન હોય તેમ જવાબ વાળ્યો.

‘ ત્યારે તમે શું કહો છો ? આપણને પીરસતી હતી એ જ ભાનુ. મેટ્રિક પાસ થયેલી છે અને વાંચ્યું છે પણ ખૂબ. ’ પેલાએ કહ્યું.

‘ મને પણ એમાં કૈં વાંધો જણાતો નથી. ’ મુગટે કહ્યું. પછી કૈંક કહેવા માગતો હોય તેમ તેના હોઠ ઊઘડ્યા અને ફરી પાછા દેવાઇ ગયા.

પેલો તે જોઇ શક્યો. મુગટ કૈં કહેવા માગે છે, પણ કહી નથી શકતો, તે તે સમજી શક્યો.

‘ કહો ને. તમે કૈં કહેવા જતા હતા. અચકાશો નહિ. ’ તેણે કહ્યું.

‘ ના, કૈં ખાસ નહોતું. ’

‘ તો યે ? ’

‘ હું એમ’ કહે તો હતો ......’ ફરી પાછો મુગટ અચકાયો.

‘ શું ? ’

‘ કે કૈં નક્કી કર્યા પહેલાં હું ભાનુમતીને પાંચ મિનિટ માટે મળી શકું ? ખરાબ ન લાગે તેવું હોય તો જ તેમ કરવા મારો વિચાર થાય છે. ’ મુગટે હિંમત એકઠી કરી કહી નાખ્યું.

‘ જરૂર, એમાં શું ? હમણા હું મનહરલાલ કાકાને કહી બંદોબસ્ત કરૂં. ’

મુગટ થોડી પળો માટે એકલો પડ્યો. ફરી ફરી આ સ્ત્રીને લગ્નમાં સ્વીકારવી કે નહિ એ પ્રશ્નને એ મનમાં વિચારી ગયો. તેને સ્વીકારવામાં તેને કશું વાંધા યોગ્ય ન લાગ્યું. પોતાના ગામનું અને પોતાને જ સ્પર્શતી સમાજનું વાતાવરણ એવું નહોતું કે ગાઢ પરિચયમાંથી તેને કોઇ સ્ત્રી સાથે પ્રેમ ઉદ્‌ભવે અને તે લગ્નમાં પરિણામ પામે. એવા ગાઢ પરિચયને જ એ સમાજમાં અવકાશ નહોતો. તો પછી જે સ્થિતિમાં પોતે મુકાયો હોય તેનો સારામાં સારો ઉપયોગ શા માટે ન કરવો ?

એ બધા વિચારોમાંથી એ મુક્ત થાય તે પહેલાં તો ‘ ચાલો ’ કહેતોક ને પેલા યુવાનનો અવાજ આવ્યો. તે મુગટને એક ઓરડા પાસે લઈ ગયો.

'જાઓ અંદર.' કહી તે ત્યાંથી ચાલ્યો ગયો.

ઓરડાના બારણા પાસે જ મુગટનો પગ થંભી ગયો. તે અત્યાર સુધીમાં ઘણી સ્ત્રીઓના પરિચયમાં આવ્યો હતો–યુરોપમાં હતો ત્યારે તો ખાસ—પણ અત્યાર સુધી તેણે કોઇ પણ સ્ત્રીને મળવા જતાં આવો સંકોચ કે ક્ષોભ નહોતો અનુભવ્યો. પણ એમ તો આ રીતે તે કોઈ સ્ત્રીને મળ્યો પણ ક્યાં હતો? અજાણી છોકરીને કશા પણ પરિચય વિના એમ કેમ કહેવાય કે 'તું મારી પત્ની થઇશ?' તેણે અંદર નજર કરી. ભાનુ નીચું જોઇ એક બાજુ ઊભી રહી હતી. તેની ઢળેલી આંખો મુગટને આકર્ષક લાગી. સંકોચને હઠાવી તે અંદર દાખલ થયો.

અમુક પળો સુધી કોઈ કશું બોલ્યું નહિ. જાતજાતના પ્રશ્નો અને જાતજાતનાં વાક્યો મુગટ મનમાં વિચારી ગયો પણ એકે બંધબેસતું આવતું હોય તેમ તેને લાગ્યું નહિ. છેવટે, હવે કૈં પણ નહિ બોલાય તો બેહુદું લાગશે તેમ લાગતાં તે બોલ્યો:

'તમને વાંધો તો નથી ના?'

ભાનુએ જમીન ઉપરથી આંખો ખસેડી તેની સામે જોયું–જાણે તેની આંખોમાંથી પુનર્વિશ્વાસ મેળવવા ન માંગતી હોય તેમ. અને ખાતરી થઇ હોય તેમ તેની સામે જોઇ નકારમાં ડોકું હલાવ્યું.

'હું હા પાડી કૈં નક્કી કરી બેસું એ પહેલાં મારે તમારું મન તો જાણવું જોઇએ ના?' મુગટ બોલ્યો.

ભાનુ માત્ર હસી રહી.

'ચાલો ત્યારે હું નક્કી કરી નાખું છું હોં! પણ તમને જરા પણ વાંધો ન હોવો જોઇએ.'

'ના ના, મને કૈં નથી.' ધીમે ધીમે, શરમાતી શરમાતી ભાનુ બોલી.

ઓરડામાંથી બહાર જવાને મુગટ બારણા તરફ ચાલ્યો. બે ડગલાં ચાલી તે અટકી ગયો અને વળી બોલ્યો:

'પણ તમારા માનીતા વિષયો ક્યા તે તો કહો.'

'બધા બધા, એક એન્જિનિયરિંગ સિવાય.' ભાનુએ હસતાં હસતાં કહ્યું.

અને આનંદમગ્ન બની મુગટ ઓરડામાંથી બહાર નીકળી ગયો.

* * *

એ સંબંધ બંધાયાની વાત જાહેર થતાં જ મનહરલાલની નાતમાં હાહાકાર થઇ ગયો. ચારે તરફ એ જ વાતો થવા લાગી. આવી રીતે નાતની ભણેલીગણેલી છોકરીઓ જો નાતની બહાર લગ્નમાં જશે તો નાતના છોકરાઓનું શું થશે? તેમણે કુંવારા જ રહેવું? કે સાવ અડબુચ જેવી છોકરીઓ જ તેમને નસીબે રહે અને સારી સારી બહાર ચાલી જાય? એ વસ્તુ-સ્થિતિ જ અસહ્ય હતી. આવી બાબત ચલાવી લેવાય જ નહિ. અને છડે ચોક આમ જ્ઞાતિના બંધારણનો ભંગ થઇ શકે તો પછી બંધારણનો ઉપયોગ શો? જુવાનોને પણ એ બંધારણની વાત ઠીક લાગી. બંધારણ તો જળવાવું જ જોઇએ. એનો ભંગ કરનારને સજા થવી જ જોઇએ.

જ્ઞાતિ પાસે બીજી બધી વાતો ગૌણ થઇ પડી. પીરસણામાં વધુમાં વધુ કેટલાં નંગ મોકલવાં, મેસુબમાં કેસર કેટલું નાખવું,

એવા એવા ઊગ્ર પ્રશ્નો જ્ઞાતિજનોની મતિને મૂંઝવી રહ્યા હતા તે બધા ગૌણ થઇ પડ્યા. જ્ઞાતિ સમક્ષ મુખ્ય પ્રશ્ન એક જ રહ્યો અને તે ભાનુના વેવિશાળનો.

થોડા દિવસોમાં જ મનહરલાલના ગામમાં, તેમણે બંધારણના કરેલા ભંગ માટે વિચાર કરવા, તેમની જ્ઞાતિની એક સભા મળી. તેમાં ગરમાગરમ ભાષણો થયાં, આવાં કામો કરનારાઓની સામે સખ્ત પગલાં ભરવાં જોઇએ તેવી શિખામણો અપાઇ, અને અંતે આ બાબતમાં મનહરલાલને પોતાને શું કહેવું છે તેનો જવાબ મંગાવી અંતિમ નિર્ણય પર આવવાનો ઠરાવ કરી, સભા બરખાસ્ત થઇ.

વિરોધના આ વંટોળિયાથી મનહરલાલ ગભરાયા. તેમણે તેમના જ્ઞાતિજનો તેમની સામે આવું સખત વલણ લેશે એમ નહોતું ધાર્યું. બહુ બહુ તો થોડો દંડ થશે અને વાત પતી જશે એમ તેમનું માનવું હતું. અને તેમને જ્ઞાતિના જુવાનોમાં શ્રદ્ધા હતી. આ પ્રગતિના દિવસોમાં એ લોકો તો પોતાના પક્ષમાં ઊભશે જ એમ તેમને ખાતરી જ હતી. પણ એ માન્યતા પણ ઊંધી નીકળી. જુવાનોએ અલબત્ત જ્ઞાતિની સભામાં દૃષ્ટિબિન્દુની વિશાળતાની માગણી કરી હતી, પણ તે મનહરલાલને થનારી સજામાં ઘટાડો કરવા પૂરતી જ. તેમનો ગુનો તો જબરજસ્ત હતો જ, અને તે માટે તેમણે સજા તો ખમવી જ જોઇએ, તેમ તો તે વર્ગે પણ કબૂલ કર્યું હતું.

પોતે ગુનાનો એકરાર કરે અને નાત બહાર મુકાય તો ? તેમનાં બાકીનાં બાળકોની શી વલે થાય ? તેમને ક્યાં વરાવવાં પરણાવવાં ? અને એમ કૈં સુધારો કરવાની ઉત્કંઠાથી તેમણે ભાનુને પરનાતમાં નહોતી આપી. એ તો પરાણે સુધારો કરવો પડ્યો હતો.

મનહરલાલને મુક્તિની કોઇ બારી ન દેખાઈ. ફરી ફરી પેલા અભાગી ભણતર ઉપર અને પોતાના ધુની ખ્યાલો ઉપર તેમને ગુસ્સો આવવા લાગ્યો. પણ એમ ગુસ્સો કર્યે કૈં આમાંથી છટકી જવાય તેમ હતું નહિ.

અંતે તેમને એક વિચાર આવ્યો. તેમણે ભાનુ પાસે જ્ઞાતિને એક પત્ર લખાવ્યો. તેમાં ભાનુ પાસે તેમણે કહેવરાવ્યું કે તે ઉમરલાયક હતી અને તેણે પોતાની મેળે જ પોતાનું સગપણ કર્યું હતું. તેમાં તેના પિતાની કે બીજા કોઇની જોખમદારી હતી નહિ. જ્ઞાતિની એક પુત્રી તરીકે તેણે પોતાના ભવિષ્ય માટે જ્ઞાતિના આશીર્વાદ માગ્યા અને જ્ઞાતિની ક્ષમા યાચી.

મનહરલાલે પણ જ્ઞાતિ ઉપર પત્ર લખ્યો તેમાં ભાનુના પત્રની વિગતોને સમર્થન આપ્યું. આવડી મોટી દીકરીનો વિરોધ કરવામાં રહેલી મુશ્કેલીનો ખ્યાલ કરવા પોતે જ્ઞાતિને વિનતિ કરી. અને છતાં પણ પોતાનો દોષ જો જણાય તો જ્ઞાતિના પુત્ર તરીકે યોગ્ય સજા ખમી લેવા પોતાની તૈયારી બતાવી.

મનહરલાલની યુક્તિ બરોબર ફાવી. ભાનુએ દોષનો ટોપલો આખો પોતાને માથે લઇ લીધો હોવાથી, તેની અપેક્ષાએ મન-હરલાલનો દોષ ઓછો થઈ ગયો. બધા સમજી શક્યા કે આ મનહરલાલની એક યુક્તિ માત્ર હતી, પણ તેમાં કશો ઉપાય નહોતો. કશી ઉગ્ર સજા તેને થઇ શકે તેમ તો રહ્યું નહોતું ભાનુ તો આપોઆપ લગ્ન થતાં પરનાતની વ્યક્તિ થઇ જવાની હતી એટલે તેની વિરુદ્ધ કૈં કરી શકાય તેમ હતું જ નહિ. જ્ઞાતિએ મનહરલાલનો એકસો રૂપિયા દંડ કરી તેમને આ ઘોર પાતકમાંથી મુક્ત કર્યા.

મનહરલાલને સજ્જડ સજા કરી બીજાઓ ઉપર દાખલો બેસાડવાની તલપ જે ન્યાતીલાઓને લાગી હતી તે આ રીતે

પૂરી ન થઈ શકી. એથી તેમનો ક્રોધ બમણા ધુંધવાટથી ભાનુ ઉપર ઊતર્યો. કોઇ પણ રીતે તેને તો કૈં થઈ શકે તેમ હતું જ નહિ. પણ તે લોકો પાસે કોઇ સ્ત્રીને માટે તો કશી સજા કરવા કરતાં યે વધારે સઘન અને સબળ શસ્ત્ર હતું, તે નિંદા કરવાનું. ભાનુ વિષે લોકો ગમે તેમ વાતો કરવા માંડ્યા. 'તે તો એકદમ છૂટી થઈ ગઈ હતી; તે કોઇનું કાંઇ માનતી નહિ; એક દિવસ તો કોઈ પાડોશીના છોકરા સાથે ક્યાંક ચાલી ગઈ હતી તેથી મનહરલાલને તેને શોધવા નીકળવું પડેલું; અને વાત બહાર જાય નહિ એટલા ખાતર તેમણે કોઇને કશું જણાવ્યું નહોતું; ફક્ત વાતો કરનારાનાં જ સદ્ભાગ્યે એ દબાયેલી છુપાયેલી વાત તેમને માટે અને તેમના પૂરતી ખુલ્લી થઈ ગઈ હતી, અને......' ડોસીઓ તો કોઇને ન કહેવાની શરતે જ એ વાત એક બીજીને કહેતી...' એ ભાનુડીને લીધે તો એની ઇસ્કોલના એક માસ્તરને કાઢી મૂક્યો હતો. ત્યાં પણ રાંડ સખણી નહોતી રહી!' અને એ બધી વાતોનો પ્રચાર કરવામાં યુવાન વર્ગનો ફાળો ઓછો નહોતો. એ માસ્તરની કે એ પાડોશીની જગ્યાએ પોતે ન હોવાનો અફસોસ કારણભૂત હો કે ગમે તેમ, પણ એ લોકો જ્યારે એ વાતો કરતા હોય ત્યારે તેમના ચહેરા પર અજબ દીપ્તિ પુરાતી.

એ વાતોનો પ્રવાહ મહિનાઓ સુધી ચાલ્યો. પછી તો ભાનુ પરણી અને સાસરે પણ ગઈ. તેનો પતિ તેને પોતાની સાથે માયસોર લઇ ગયો. સમય જતાં એ વાતોનો રસપ્રવાહ પણ ઓછો થતો ચાલ્યો. અને વચ્ચે તો એક એવો રસમય બનાવ જ્ઞાતિ સમક્ષ આવી ઊભો કે ભાનુની વાત છેક જ ભુલાઈ ગઈ.

પેલી જુવાનજમાન અલબેલી રંભાએ વિધવા હોવા છતાં પુત્રને જન્મ આપ્યો, અને છુપાવતાં પણ એ વાત છુપાઇ ન

શકી એ ખિનામાં એટલું અદ્‌ભુત અને શૃંગાર રસનું મિશ્રણ ભર્યું હતુ કે એની પાસે ભાનુનો બનાવ તો સાવ નિર્માલ્ય લાગે. ભાનુને અને મનહરલાલને, મુંબઈને અને માયસોરને, બધાંને લોકો ભૂલી ગયાં અને નવી સ્થિતિનો અખૂટ રસ પૂર્ણ ઉત્સાહભેર પીવા લાગ્યાં. કૈંક નવા જૂની થવાની, પિતા તરીકે કોઈ ઉમેદવારનું નામ આવવાનું, વગેરે વગેરે અખૂટ શક્યતાઓવાળા આ બનાવે લોકોના ધ્યાનને જુદી જ દિશામાં દોર્યું... અને ભાનુ ભુલાઇ ગઈ.

અને કાળ સર્વ ચીજ ભુલાવી દે છે એ ન્યાયે ભાનુને એ વિસ્મરણના પટમાંથી પાછું સ્મરણહિંડોળ પર ચડવાનું કશું કારણ નહોતું. પરંતુ એક દિવસ કોઈને ખબર મળ્યા કે ભાનુ પાછી મનહરલાલ પાસે મુંબઈ આવે છે. એનાં કારણો કલ્પવાં સહેલાં જ હતાં. એ પરનાતનો પતિ એને લાંબો વખત શેની સંઘરે? એવાં લગ્નો સુખી નીવડતાં જ નથી. જાતજાતના દાખલાઓ દેવાયા. અને બધાને ખાતરી થઇ ગઇ કે ભાનુને તો એના ધણીએ કાઢી જ મૂકી હતી. મહિનાઓ થયાં સુકાઇ ગયેલી જીભોને ફરી પાછો નવીન રસાસ્વાદ મળ્યો; અને ભાનુ પુત્ર સહિત પાછી પતિદેવનાં દ્વાર શણગારવા ગઈ તો પણ એ રસ લોકોની જીભેથી સુકાયો નહિ જ.



# ગાડીમાં

વાર્તામાં આવતી કોઈ સુંદર કલ્પનાએ વિજયને આકર્ષી લીધો. એ કલ્પનાનું સૌંદર્ય માણવા તે ચોપડી એક હાથની આંગળીઓમાં પરોવી, ગાડીના ડબાની બહાર કાઢી, બહાર જોતો જોતો બેસી રહ્યો. ગાડી ધીમી પડતી પડતી ખારના સ્ટેશનમાં દાખલ થઇ રહી હતી, પણ તે તરફ તેનું ધ્યાન નહોતું. કોણ ચડ્યું, કોણ ઊતર્યું, તે જાણવાની પણ તેને પરવા નહોતી. તે તો પેલી સુંદર કલ્પનાથી મુગ્ધ થયો હતો. તેનો ડબો બરોબર સીડીની સામે જ ઊભો રહ્યો. વિજય તો શૂન્ય-મનસ્ક જેમ બહાર જોતો બેઠો રહ્યો હતો. એવામાં ઓચિંતા જ તેની નજર સીડી ઉપર પડી. ગાડી પકડી પાડવાના લોભે એક તરુણી ઉતાવળથી સીડી ઊતરતી હતી. ઉતાવળમાં તેની સાડી તેના માથા ઉપરથી સરી ગઈ હતી, અને તેની ગતિનો વેગ તેમાં પવન ભરી રહ્યો હતો. જરા દોડવાથી લાલ બનેલો તેનો ચહેરો અતિ રમણીય લાગતો હતો. ગાડીને ઊપડવાને થોડી પળોની જ વાર હતી. વિજય પેલી કલ્પના અને તેનાં સૌંદર્યને ભૂલી આ જીવંત સૌંદર્યમૂર્તિને જોઇ રહ્યો. દોડતી દોડતી તે વિજય બેઠો હતો તે જ ડબામાં ચડી બેઠી. ચડતાં જ પોતાના હાથમાંની ચોપડી તેણે બેઠક ઉપર પછાડી અને થાક ખાવા બેસી ગઇ. અત્યંત બેદરકારીપૂર્વક આ બધું થયું હતું, પણ તે દરેક વસ્તુમાં રહેલી મોહકતા વિજય નિરખી રહ્યો. વિજયની સામેની જ ગાદી ઉપર તે ગોઠવાઇ.

પરિશ્રમથી તેની છાતી હાલતી હતી – જ્યોત્સ્નાના સંયોગે સાગરનાં પાણી હલી ઊઠે તેમ. તેણે મોં ઉપરથી પ્રસ્વેદ લોવા રુમાલ કાઢ્યો અને ચહેરો સાફ કર્યો. ચહેરા ઉપર ફરતા એ હાથોનો સુંદર ઘાટ વિજયથી અજાણ્યો ન રહ્યો. પ્રભાતનાં પ્રથમ કિરણો પોતાના કોમળ સ્પર્શે કુસુમોની ઝાકળ ધોઇ તેને જે તાઝગી બક્ષે છે તે તાઝગી તેના ચહેરા ઉપર છવાઈ ગઈ. થોડો આરામ લઇ તેણે આજુબાજુ જોયું. સામે જ બેઠેલા પુરુષને જોઇ તે સ્ત્રીસુલભ સંકોચથી સંકોચાઇ. પગ આગળ સાડી જરા ઠીક કરી, છાતી ઉપરનો પાલવ વ્યવસ્થિત કર્યો, અને પગથી ખભા સુધીના પ્રદેશને એક નજરે તપાસી લઇ તે જરા નિરાંતે બેઠી.

પેલી વાર્તાની કલ્પનાને તો અત્યાર સુધીમાં વિજય સાવ ભૂલી જ ગયો હતો. આ સજીવ કલ્પનામૂર્તિશી યૌવનાને નિરખવામાં પેલી કલ્પના યાદ ક્યાંથી આવે ? તે તેની સામે જોઈ જ રહ્યો.

પોતા સામે કોઇ જોઈ રહ્યું છે એ ભાન દરેક મનુષ્યમાં તીવ્ર હોય છે. પેલીને પણ લાગ્યું કે સામે બેઠેલો માણસ પોતાની સામે જોઈ રહ્યો છે. તેણે વિજયની સામે જોયું. તેનાં નયનોની સુંદરતા વિજયને ભાન ભુલાવી રહી. અમુક પળો સુધી તેણે પેલીની સામે જોયે જ રાખ્યું. પછી તેને ભાન આવ્યું. અત્યંત શરમ અને સંકોચપૂર્વક તેણે પોતાની દૃષ્ટિ વાળી લીધી. ફરી પાછું પુસ્તક ઉઘાડ્યું, અને વાર્તાના તૂટેલા તારને ફરી પાછા સાંધવા પ્રયત્ન કરવા લાગ્યો.

પરંતુ જ્યાં આખું ઉરતંત્ર જ હલી ઊઠ્યું હોય ત્યાં એ નિર્જીવ વાર્તાના તાર ક્યાં સાંધ્યા સંધાય ? તેનું દિલ તેમાં ચોંટ્યું જ નહિ. આંખો ઊડી ઊડીને પેલીના દરેક હલનચલનને રસપૂર્વક નિરખી રહેવા, પી જવા, પ્રયત્ન કરવા લાગી.

જયાએ અત્યાર સુધીમાં ઘણી આંખોને પોતાના સુંદર ચહેરા ઉપર તકાયેલી જોઈ હતી. પણ તે બધીય પોતે તેમની સામે જોઇ રહેતાં પાછી ખેંચાઇ જતી. આ માણસની ધૃષ્ટતા તેને અજબ લાગી. સાથેસાથે આકર્ષક પણ લાગી. વિજયના ચહેરા ઉપરના સુકુમાર ભાવો, જે થોડી પળો પોતે તેની સામું જોયું હતું તેમાં, તે જોઇ શકી હતી. સૌંદર્યનાં દર્શને તે ચહેરાને વધારે સુકુમાર બનાવ્યો હતો. એ ચહેરામાં પણ કોઇ આકર્ષણ રહેલું જ હતું તે સમજતાં તેને વાર ન લાગી. પોતાનો મોભો જાળવવા ખાતર પણ પોતે તેની સામું ન જોવું જોઇએ તેમ તેને લાગવા છતાં, વારંવાર તેની દૃષ્ટિ પેલા ચહેરાની દિશામાં ખેંચાવા લાગી.

એમ કરતાં કોઇ વાર બન્નેની નજર મળી જતી. પળેક માટે તેમાં કોઇ અપૂર્વ ભાવો ભરાતા અને બન્ને, એકીસાથે, મળતાં વેંત જ નજર પાછી ખેંચી લેતાં. છતાં બન્નેને એકબીજાં સામું જોવું ગમે છે તે છુપાવી શકતાં નહિ.

વિજય જુવાન હતો, રસિક હતો, સુંદર હતો. કાવ્યોની સુંદરતા તેને આકર્ષતી; નિસર્ગની સુંદરતા તેને મુગ્ધ કરી રહેતી. બેએક વર્ષથી ધંધામાં જોડાયો હોવા છતાં હજી તેમાં તેનું મન ખૂંચ્યું નહોતું. તેની કલ્પનાશીલતા અને કાવ્યમયતા વ્યવહારુ જગતના આર્થિક કોયડાઓ પોતા પૂરતાં પણ ઉકેલવામાં તેને મદદ કરતાં નહિ.

છેલ્લા કેટલાક વખત થયાં તે વાર્તાઓ લખતો. એ વાર્તાઓ ઠીકઠીક વંચાવા માંડી હતી, અને તેનું નામ પણ થોડુંથોડું લોકોની જીભ ઉપર ચડવા માંડયું હતું. એ વાર્તાઓમાં તેણે સુંદર સ્ત્રીપાત્રો સર્જ્યાં હતાં. કૉલેજના દિવસો દરમિયાન અને તે પછી ઘણી સુંદર સ્ત્રીઓને તેણે જોઇ પણ હતી, પરંતુ

અત્યારે જે સુંદરતા તેની નજર સામે સ્ત્રીનું રૂપ ધારણ કરીને બેઠી હતી તે તો ખરેખર અદ્‌ભુત હતી.

'આવી એક પણ સુંદરી જો હું કલ્પી શક્યો હોત! એ વાર્તા અમર જ બની જાત.' તેણે વિચાર્યું.

તેની સામે જ બેઠેલી જયા પણ કંઇ એવા જ વિચારો કરી રહી હતી. તે કોલેજમાં ભણતી હતી. કોલેજમાં ઘણા વિદ્યાર્થીઓને તેણે પોતા આસપાસ કૂદકી ફરતા નિહાળ્યા હતા. તેના મોંનો એક મીઠો શબ્દ સાંભળવા, તેની આંખોમાંથી જરાક જ મધુરતા પોતા પ્રત્યે વાળવા, તેના સ્મિતસૌંદર્યથી પળ માટે પણ નવાજાવા ઘણા ઘણા વિદ્યાર્થીઓ તૈયાર હતા તેમ તે જાણતી હતી. પણ આ માણસને જોતાં જ તેને તેનામાં જેટલો રસ આવ્યો હતો એટલો અત્યાર સુધી કોઇનામાં નહોતો આવ્યો. ઘણા સુંદર દેખાતા વિદ્યાર્થીઓ પ્રત્યે તો તે એટલી ઠંડી રહી હતી કે તે બધા ધીમે ધીમે તેનાથી દૂર ચાલ્યા ગયા હતા. એક પળ માટે પણ એમના ચાલ્યા જવાનો જયાને પસ્તાવો નહોતો થયો. પણ આ તો જોતાં જ ગમી જાય તેવો હતો. તેની સાથે વાતો કરવાનું, તેનો પરિચય પાડવાનું જયાને મન થયું. તેની પાસે પડેલું પુસ્તક માગી તેની સાથે વાત કરવાની શરૂઆત કરવાની અદમ્ય વૃત્તિ તેને થઇ આવી. મહાપ્રયત્ને તેણે તે રોકી લીધી.

આ યુવાન અને યુવતીના મનોભાવોની જરા પણ પરવા કર્યા વિના ગાડી તો ચાલી જ જતી હતી. આજે કૈંક ખોટકો થઇ જાય અને કલાકો સુધી અટકી રહેવું પડે તો કેવું સારું? બન્નેને વિચાર આવ્યો. એ વિચાર બન્નેને એકીસાથે આવ્યો હોય કે ગમે તેમ, પણ બન્નેની નજર એક થઈ. એક પળ માટે બન્ને એકબીજાનાં હૃદય વાંચવા પ્રયત્ન કરતાં હોય તેવી રીતે

એકબીજા સામું જોઇ રહ્યાં. પછી તરત જ બન્નેએ નજર પાછી ખેંચી લીધી.

પોતા સામે જ જોઈ રહેવાની પેલાની તીવ્ર લાલસા જયા જોઇ શકી. તેમ કરતાં અટકવાના તેના વૃથા પ્રયત્નો તેનામાં હાસ્ય પ્રેરવા લાગ્યા. તેને અણઅટક્યા જોઈ રહેવાની જ તક આપવા જયાએ પોતાનું માથું ઊંચું કરી ગાદી ઉપર ઢાળી દીધું અને આંખો મીંચી દીધી.

હવે તો નિર્ભયતાથી વિજય તેની સામે જોઈ રહ્યો. આ રીતે બેઠેલી તે કેટલી સુંદર લાગતી હતી! તેની બંધ આંખોની સુંદર રેખાઓ તેની ખુલ્લી આંખોમાંથી ઝરતા માર્દવનો બદલો વાળી દેતી હતી. એ જાતના પોઝમાં બેઠેલી ઘણી નટીઓનાં ચિત્રો તેને યાદ આવ્યાં. પણ તે બધાંથી આ કેટલી વધારે મોહક હતી! તેની સાથે ગમે તે બહાનું કાઢી વાત કરવાનું તેને મન થયું. પણ તે ઉત્તર ન વાળે તો? તેને ગમે નહિ તો? એ વિચાર તો માંડી વાળવો જ યોગ્ય હતો.

વચ્ચે વચ્ચે જ્યારે એકદમ નિર્ભય બની વિજય એકીટશે તેની સામે જોઈ રહ્યો હોય ત્યારે ઓચિંતી જ જયા પોતાની આંખો ઉઘાડી દેતી અને તેની સામે જોતી. છોભીલા પડી જઈ વિજયે પોતાની આંખો પાછી ખેંચી લેવી પડતી. તેની એ દશા જોઈ આનંદ પામતી જયા આછા સ્મિતમાં પોતાનો હોઠ મરડતી અને બહુ જ ઊંઘ આવતી હોય તેવી રીતે આંખો બંધ કરી દેતી.

પરંતુ શરૂ થયું ન થયું ત્યાં જ તે નાટક આટોપવું પડ્યું. ધસમસાટ કરતી ગાડી ચર્નીરોડ આવી પહોંચી અને કપડાં ઠીક કરી જયા ઊતરી પડી. પાછળ ફરી એક વાર પેલાની સામે જોવાની વૃત્તિ તે ન રોકી શકી. વિજય તો તેની માર્દવભરી દેહલતા અને તેની મોહક ચાલ નિહાળી જ રહ્યો.

તે દિવસે વેપારમાં કે કશામાં તેનું ધ્યાન ખૂંચ્યું નહિ.

*　　　　*　　　　*

બીજા દિવસની તે અત્યંત આતુરતાપૂર્વક રાહ જોવા લાગ્યો. ફરી પાછી એને જોવાનું મળે તો કેટલો આનંદ આવે ? આજે એ જ ગાડીમાં તે ન આવે તો ? આવે છતાં પોતાના ડબામાં ન બેસે તો ? રાત્રિ આખી તેના જ વિચારોમાં અને તેની જ કલ્પનામાં પસાર થઈ.

બારનું સ્ટેશન આવતાં તેનું હૃદય ધડકવા લાગ્યું. અત્યંત આતુરતાપૂર્વક તેણે બારીમાંથી ડોકું બહાર લંબાવ્યું. એક પળ માટે તેને લાગ્યું કે તેની આશા ફોકટ હતી. નિરાશાથી તે માથું અંદર ખેંચી લેવા જતો હતો ત્યાં જ તેને સૌંદર્યનાં દર્શન થયાં. તે બેઠો હતો તે ડબા તરફ જ પેલી ચાલી આવતી હતી. બન્નેનાં નયન મળ્યાં. પેલીનો ચહેરો ગંભીર હતો, માત્ર નયનો જ હસી રહ્યાં હતાં. વિજયનાં નયનોમાં પણ તેને જોતાં ઉત્સાહ ઊભરાયો.

આગલા દિવસની માફક જ તે વિજયની સામેની બેઠક ઉપર ગોઠવાઈ. આજે ગાડીમાં ગિરદી વધારે હતી, એટલે તેમની પરસ્પરની ચોકી બહુ સાવચેતીપૂર્વક કરવી પડતી હતી. છતાં પણ બન્નેની નજર ઘણી વાર એક થઇ જતી અને ત્યારે ન અનુભવાયેલા ભાવો તેમાંથી નીકળતા હતા.

થોડા દિવસો એ પ્રમાણે જ ચાલ્યું. બન્ને હવે એકબીજાંની સામે જોવા ટેવાઇ ગયાં હતાં. બન્નેની નજર એક થતાં હવે તે સંકોચ નહોતાં પામતાં કે સહેજે પાછી ખેંચી લેતાં નહિ. વિજય બેઠો હોય એ ભાગ તરફ વધારે માણસો બેઠાં હોય અને બીજી બાજુ વધારે મોકળાશ હોય તો પણ જ્યા ત્યાં તેની સામેની ગાદી ઉપર જ બેસતી. છતાં બન્ને એકબીજાં સાથે

બોલતાં નહિ—બોલી શકતાં નહિ. કોઈ અદૃશ્ય બળ તેમને બોલતાં અટકાવતું હોય, આ ને આ મુગ્ધ સ્થિતિ જ ચાલુ રાખવા અને તેનો અવર્ણનીય આનંદ માણવા તેમને ફરમાવતું હોય તેમ તેમને લાગતું હતું.

તો યે એ બધા દિવસો બન્ને શાંત બેઠાં નહોતાં રહ્યાં બન્નેએ પોતપોતાની રીતે એકબીજાં વિષે તપાસ કરી લીધી હતી. અને બન્નેને પરસ્પરની મૈત્રી માટે એકબીજાની યોગ્યતા લાગી હતી.

બીજા વર્ગમાં મુસાફરી કરતાં હોવાથી એ તો દેખીતું જ હતું કે બન્ને પૈસેટકે સુખી હતાં. બાકી જયાના પિતા એક સારા ડૉકટર હતા, આગળપડતા વિચાર ધરાવતા હતા, અને જયાને પણ વધુ કેળવણી આપવા માગતા હતા, એટલું વિજય જાણી શક્યો. અત્યારે જયા વિલ્સન કોલેજમાં અભ્યાસ કરતી હતી અને બી. એ. માં હતી. એનો ઐચ્છિક વિષય ફિલસૂફી હતો એમ પણ તેને કહેવામાં આવ્યું હતું.

વિજયની વાર્તાઓ સંબંધી, તેના વ્યાવહારિક અજ્ઞાન અને ધંધામાં રસ લેવાની અશક્તિ સંબંધી, તેના બી. એ. સુધીના અભ્યાસ સંબંધી, અને તેને લગતી બીજી ઘણી બાબતો સંબંધી જયાને તપાસ કરતાં ખબર પડી હતી. વિજયનું પોતા પ્રત્યેનું આકર્ષણ તેનાથી હવે જરા પણ છૂપું નહોતું રહ્યું. તે વિષે તેને કશી શંકા જ નહોતી. અને તેના પ્રત્યેનું પોતાનું આકર્ષણ પણ પોતે ક્યાં નહોતી જાણતી ? એક વાર વિજયને હેરાન કરવાનો તેને વિચાર થયો.

હંમેશ મુજબ ગાડી બારના સ્ટેશને ઊભી રહી. વિજયની ઉત્સુક આંખોએ જયાને ખોળી કાઢી. તે સ્વસ્થતાથી એક બાંકડા [illegible] બેઠી હતી ‘ડબામાં ઊતરશે.’ વિજયને લાગ્યું. પણ તે તો

ઊઠી જ નહિ. તેની સાથે નયન મિલાવવા તેણે ખૂબ પ્રયત્ન કર્યા પણ તે તો જાણે તેને જોતી જ ન હોય તેમ બેસી રહી. છેવટે ગાડી ઊપડી પણ જયા તો ન જ ઊઠી.

વિજયને શંકા આવી. શું થયું હશે ? આજે તે કેમ ગાડીમાં નહિ ચડી હોય ? પોતા સામે આજે આંખ માંડીને તે જોતી પણ નહોતી. હંમેશાં નયન મળતાં તેનાં નયન નાચી ઊઠતાં. આજે આમ કેમ થયું હશે ? તેને કંઈ માઠું લાગ્યું હશે ? કંઇ અસભ્ય વર્તન પોતે કરી બેઠો હશે ? હજારો વિચારો તેના મગજમાંથી પસાર થઈ ગયા. તે કંઇ કારણ નક્કી ન કરી શક્યો, પણ આ સ્થિતિ અસહ્ય હતી. તેના વિના ગાડીમાં મોજ નહોતી. પાછું બાર જવું ? શું કરવું ? માઠું લાગ્યું હોય તો તેને પૂછી જોવું ? કોઈ દિવસ બોલેલ નહિ ને આજે સામો બોલાવવા જાય એ પેલીને પસંદ ન આવે તો ? કશું સૂઝતું નહોતું. પણ તે સ્ટેશને હતી એટલે મુંબઇ તો જવાની જ. આ ગાડી નહિ તો બીજી ગાડી તે પકડશે જ. કેવી રીતે વર્તવું એ તે નક્કી કરી શકે તે પહેલાં જ વાંદરા આવી ગયું. વધારે વિચાર કર્યા વિના વિજય ત્યાં ઊતરી પડ્યો.

અનેક વિચારોમાં એ ગાડી અને બીજી ગાડી વચ્ચેનો પા કલાક પસાર થયો. પોતાના આ વર્તનથી પેલીને માઠું લાગશે અને અપમાન કરી બેસશે તો ? તેનાં સૌંદર્યદર્શનનો લહાવો પણ હંમેશ માટે બંધ થાય ! એ કલ્પના જ અસહ્ય હતી.

એના એ જ વિચારોમાં તે મુક્ત થાય તે પહેલાં તો બીજી ગાડી આવી પહોચી. બારીમાંથી લંબાયેલું જયાનું મુખ વિજય જોઈ શક્યો. ધડકતે હૃદયે તે તે બેઠી હતી તે ડબામાં ચડી ગયો અને હંમેશની ટેવ મુજબ તેની સામે ગાદીએ બેસી ગયો. પણ આજે ક્રમ ઉલટાયો હતો. આજે જયા વિજયની જગ્યાએ

અને વિજય જયાની જગ્યાએ બેઠાં હતાં. પેલી જાણે ચોપડી વાંચવામાં મશગુલ હોય તેવી રીતે તેમાં માથું ઘાલી બેસી રહી. ઉત્સુકતાથી વિજય તેની સામે જોઇ રહ્યો. થોડી વારમાં જયાએ ચોપડીમાંથી મોઢું બહાર કાઢયું અને વિજય સામે જોઇ ખડ-ખડાટ હસી પડી. એ હાસ્ય પુસ્તકમાંના કોઇ પ્રસંગને અંગે જન્મ્યું હોય તેવી રીતે ફરીથી તેણે પોતાનું મુખ તે પુસ્તકમાં ઢાંકી દીધું. વિજય પોતાને હેરાન કરવાની તેની યુક્તિ બરોબર સમજી ગયો. તે પણ મોટેથી હસી પડ્યો. બીજા મુસાફરો આ અસંગત હાસ્યનો કશો અર્થ કલ્પી શક્યા નહિ.

બીજે દિવસે જયા હંમેશની જ ગાડીમાં ખારથી ચડી. પણ આજે તે એકલી નહોતી. આજે તેની સાથે તેની વયની કોઈ બીજી સ્ત્રી પણ હતી. તેમની વાતચીત વિજય સાંભળી શકે તેટલે દૂર તે લોકો બેઠાં અને જાતજાતની વાતો કરવા લાગ્યાં. જયાનો મધુર કંઠ મીઠાશ પ્રેરતો વિજયના કાનમાં રણકી રહ્યો. તે લોકો ધીમે ધીમે સાહિત્યની ચર્ચા ઉપર આવ્યાં.

‘અને જો ને આ કોઈ ‘મુકુર’ કેવી વાતો લખે છે!’ વિજયનું, સાહિત્યકાર તરીકેનું, ઉપનામ ‘મુકુર’ હતું. વિજયની દિશામાં, તે ન જોઈ શકે એવી રીતે, એક નજર નાખી જયા બોલી: ‘તેમાં ન મળે કંઇ ઢંગ કે ન મળે કંઇ ધડો. કોણ જાણે કેમ તંત્રીઓ એવી વાતો છાપતા હશે. અને ઉપ-નામે ય કેવું વિચિત્ર શોધ્યું છે!’

‘અરે, એમ તે હોય!’ તેની મિત્ર બોલી: ‘અત્યારે તો ‘મુકુર’ની વાતો ખૂબ વંચાય છે અને વખણાય પણ છે.’

‘એ બધું તો ઠીક, પણ વાત વાંચો ત્યારે તમને સારી લાગવી જોઇએ ના? આ તો આપણા લોકો ગાડરિયા પ્રવાહ જેવા છે.

એકે સારું કહ્યું એટલે દરેકે કહેવું જોઇએ. મને તો એમાં કૈં દમ લાગતો નથી.' જયા બોલી, અને બોલતાં બોલતાં પ્રશંસાભરી આંખે તેણે વિજય તરફ જોઇ લીધું. વિજયને માટે તો એ એક જ નજર ગુજરાતના મોટામાં મોટા વિવેચકની પ્રશંસા કરતાં વધારે કીમતી હતી.

વિજયે આનો બદલો લેવાનું નક્કી કર્યું. એક દિવસ તે એક મિત્રને સાથે લેતો ગયો. જયા ગાડીમાં આવ્યા પછી સ્ત્રી-કેળવણી સંબંધી તેણે પેલા મિત્ર જોડે વાત ઉપાડી :

'અને બૈરાંઓને પણ હવે જાતજાતનાં ધતિંગ સૂઝે છે.' તેણે પેલા મિત્રને કહ્યું : 'અમે ભણતા ત્યારે એક છોકરીએ ઐચ્છિક વિષય તરીકે ફિલસૂફી લીધેલી. એવા વિષયમાં બૈરાં-ઓની ચાંચ ક્યાંથી ડૂબે ?'

'તું એમ કેમ કહે છે ?' પેલા મિત્રે કહ્યું. 'સ્ત્રીઓ તો ઘણા વિષયોમાં ઘણાં સારાં પરિણામો લાવે છે. માદામ ક્યુરી......'

'એ બધા દાખલાઓ હું જાણું છું.' તેને વચ્ચેથી જ બોલતો અટકાવી વિજય બોલ્યો : 'એમાં કશો અર્થ નથી. એક ગુલાબ ઊગ્યે વસંત ન આવે. એ લોકો બિચારાં કપડાંલત્તાં અને શરીરને શણગારવામાંથી નવરાં થાય ત્યારે કૈંક સારી ચીજ વાંચી કે સમજી શકે ના ?'

લુચ્ચાઈભર્યા સ્મિત સહિત તે જયા સામું જોઇ રહ્યો.

* * *

ધીમેધીમે પણ ચોક્કસ રીતે વિજય અને જયા એકબીજાંની નજીક આવતાં જતાં હતાં. તેમનું પરસ્પરનું આકર્ષણ ખૂબ જ વધતું જતું હતું. પેલી વાર્તાની ચોપડી અધુરી રહી હતી ત્યાંથી આગળ વંચાઇ જ નહોતી; કેમ કે એકલો હોય ત્યારે

જયાના વિચારોમાં જ વિજયનો એટલો સમય નીકળી જતો કે તેનાથી પછી બીજું કશું થઇ શકતું નહિ. ગાડીમાં પણ બન્ને એકબીજાની વધારે ને વધારે નજદીક બેસતાં જતાં હતાં. પહેલાં સામસામી ગાદીના જુદા જુદા છેડાઓ ઉપર બેસતાં તે હવે એક જ છેડા ઉપર સામસામાં ગોઠવાતાં. એ જ ગાડીમાં સુસાફરી કરનાર બીજા માણસો તેમનો આ મૂક અભિનય જોઇ જાતજાતના અર્થો કાઢતા, જાતજાતની વાતો કરતા; પરંતુ આ બન્ને તો તેમની પોતાની જ વેદનામાં એટલાં મસ્ત હતાં કે બીજાં શું વિચારે છે, શું બોલે છે, તે જોવાજાણવાની તેમને કશી પડી નહોતી.

પણ હમણાં આઠેક દિવસથી વિજયના ચહેરા ઉપર કશો આનંદ દેખાતો નહિ. તે કશી ગૂઢ ચિંતામાં પડ્યો હોય તેમ તેના મિત્રોને પણ લાગતું અને તેનાં કારણોનો કોઇ સંતોષકારક જવાબ તે વાળી શકતો નહિ.

તેની ગમગીનીનું કારણ જયા હતી.

હમણાંહમણાં તે ગાડીમાં દેખાતી જ નહિ. ત્રણેક દિવસની તેની ગેરહાજરી પછી ચોથે દિવસ તો વિજય જયાની કોલેજમાં પણ જઇ આવ્યો હતો, પણ ત્યાં પણ જયા દેખાઇ નહોતી. તેને કૈં માંદગી આવી હશે ? તબિયત ગંભીર તો નહિ હોય ? વગેરે વિચારો તેને કોરી ખાતા હતા. આજ તો આવવી જ જોઇએ એમ તે પછીના દરેક દિવસે તે વિચાર કરતો અને નિરાશ થતો. તેને ઘેર જઇ તપાસ કરૂં તો ? તેને વિચાર આવ્યો. પણ એમ અજાણ્યા જેવા કોઇના ઘરમાં કેમ જવાય ? વળી તે ઘરની શોધ કરવી પડે તેમ હતું. છતાં એક દિવસ તો બધી હિંમત એકઠી કરી વિજય ખાર પહોંચ્યો. તપાસ કરી જયાના ઘરનો પણ પત્તો મેળવ્યો: જયાના પિતાના નામનું પાટિયું પણ

તેણે બંગલાની દિવાલ ઉપર વાંચ્યું. અંદર કેમ જવું? તેના પગ ઘરના કમ્પાઉંડ આગળ જ ઝલાઇ ગયા. પોતે જયા સાથે કોઇ દિવસ બોલ્યો પણ નહોતો. એમ ઓચિંતા જ કોઇના ઘરમાં કેમ પેસાય? જયા ન હોય અને કોઇ 'શું કામ હતું?' એમ પૂછે તો શો જવાબ દેવો? અનિશ્ચયમાં તે બંગલાના કમ્પાઉંડ આગળ જ આંટા મારવા લાગ્યો. તેની નજર તો ઘરની બારીઓ પર જ ચોંટેલી હતી. પાંચ છ વાર તો તે કમ્પાઉંડના દરવાજામાં લગભગ દાખલ થઇ ગયો અને પાછો બહાર નીકળી આવ્યો અને ફરી આંટા મારવા લાગ્યો. થોડી વાર પછી તેને લાગ્યું કે આમ આંટા મારવાનો કશો અર્થ નહોતો. કોઇ દેખે તો ય વહેમાય. છેલ્લી વાર એક આંટો મારી લઉં એમ વિચાર કરી કરીને પણ તેણે પાંચ છ વાર તો આંટા માર્યા જ. અને ત્યાં જ બારીમાં તેણે જયાનું સુંદર મુખ નિહાળ્યું. અહોભાગ્ય! તે તો તેની સામે જ જોઇ રહ્યો. જયાએ પણ તેને જોયો. એક નાનું છતાં અર્થપૂર્ણ સ્મિત કરી તે અંદર ચાલી ગઇ. તે સ્મિતની અને તે વદનની પ્રફુલ્લતામાં વિજયને કશી માંદગી ન દેખાઇ. તે તો ત્યાંને ત્યાં જ એ બારી સામે નજર રાખીને ઘણા વખત સુધી ઊભો રહ્યો. થોડી વારે જયા પાછી બારીમાં આવી અને બન્નેની નજર એક થઈ. અકથ્ય આકર્ષણ એ ચાર નયનોમાં ઊભરાયું. જયાએ અંદર નોકરને બૂમ મારી :

'કાલથી વહેલું જમવાનું કરવાનું ભટને કહેજે. મારે કોલેજમાં જવાનું છે હોં!'

એ શબ્દો પોતા માટે જ વપરાયા હતા એ જ્ઞાને હર્ષથી પ્રફુલ્લિત થતો વિજય ત્યાંથી ચાલ્યો ગયો.

બીજે દિવસે વિજયની આતુર આંખોને ખારના સ્ટેશન ઉપર જયાને ખોળી કાઢતાં વાર ન લાગી.

પ્રણયનું આ મૂક નાટક વિજય માટે હવે અસહ્ય થઈ પડયું હતું. હંમેશાં પ્રેયસીને પોતાની સામે બેઠેલી નિહાળવી, તેની આંખોમાંથી નિગળતા સ્નેહને હરહંમેશ મૂક ભાવે જ નિરખી રહેવો, પ્રણય અનુભવવો પણ ઉચ્ચારવો નહિ, એ સ્થિતિ હવે ખૂબ જ લાંબી ચાલી હોય તેમ તેને લાગતું હતું. હવે તો તેણે નક્કી કર્યું કે એ મૌનનો અંત આણવો અને વાણીના મહાસાગરમાં પ્રિયાના પ્રણયનાદો ઝીલતાં ઝીલતાં તણાવું.

એ નિશ્ચય કરીને જ આજે તે ગાડીમાં બેઠો. ખારના સ્ટેશને જયા બેઠી જ હતી. તે ગાડીમાં ચડી, પણ આજે ગિરદી વિશેષ હોવાથી એ લોકોને એકબીજાથી જરા દૂર બેસવું પડયું. બેચાર દિવસ એમ જ બન્યું. વિજયની અધીરાઇ જેમજેમ વધતી જતી હતી તેમતેમ તેના માર્ગમાં વિઘ્નો પણ વધતાં જતાં હતાં. તેની ઇચ્છા તો એવી હતી કે તેમના પ્રથમ વાણી-સંયોગ વખતે તે લોકો એકલાં જ હોય તો સારૂં. પણ આ તો વાણીસંયોગનો પણ પ્રસંગ નહોતો આવતો, ત્યાં એકાંતની તો વાત જ ક્યાં રહી ? છેવટે તે કંટાળ્યો. છઠ્ઠે દિવસે પણ તે બેઠેલો તે ગાદી આસપાસ પાંચછ માણસો બેઠા હતા. તેનો આત્મા એકાંત ઝંખતો હતો. ખારનું સ્ટેશન આવતાં જ જયા ઊભી થઈ ડબા આગળ આવતી હતી ત્યાં જ તે ગાડીમાંથી ઊતરી પડ્યો. જયાએ તેને ઊતરતો જોયો અને તે ખંચકાઇ. હવે શું કરવું ? તેને માટે પણ આ મૌન અસહ્ય થઇ પડયું હતું. પણ બોલવાની પહેલ કરતાં તે અચકાતી હતી. અમુક દિવસ નહિ દેખે તો તો જરૂર બોલશે જ એ ખ્યાલે અમુક દિવસ તો તે દેખાઈ પણ નહોતી. તે દિવસે બારીમાંથી તેણે વિજયને જોયો અને તેની સામે સ્મિત કર્યું ત્યારે તો તેને ખાતરી હતી જ કે તે અંદર આવશે, પણ તે તો સીધો ચાલ્યો ગયો હતો ! એનું આ શરમાળપણું જયાને મૂંઝવતું હતું.

તો કોઇ નવી યુક્તિ અજમાવવી .પડશે તેમ ધારી તે આજે આવી હતી. પણ ત્યાં તો વિજય જ ગાડીમાંથી ઊતરી પડયો. ક્યાં જતો હશે ? તેણે તેની તરફ જોયું. તે તો જઇને જયા હંમેશાં બેસતી હતી તે બાંકડા ઉપર બેસી ગયો. પ્રણયસુલભ જ્ઞાનથી જયા તેનો ઉદ્દેશ સમજી ગઇ. ગાડીના ડબાના દરવાજા સુધી તે પહોંચી ગઇ હતી ત્યાંથી પાછી વળી ગઈ. વિજયની જોડે બાંકડા ઉપર બેસી ગઇ.

બન્નેએ આજે તો ગમે તે ઉપાયે બોલી નાખવાનો નિશ્ચય કર્યો હતો. ગાડી ઊપડી ચૂકી હતી. બીજી ગાડી આવવાને હજી પા કલાકની વાર હતી. સ્ટેશન ઉપર માણસો પણ બહુ થોડા હતા. પણ બન્નેની જીભ જાણે સીવાઈ ગઇ હતી. બન્નેની એકબીજા સાથે બોલવાની ખૂબ ઈચ્છા હોવા છતાં કઇ રીતે શરૂઆત કરવી તેનો તોડ નહોતો નીકળતો. એકબીજાની સામે વારેવારે એ લોકો જોઇ રહેતાં, પણ બોલ્યા સિવાય જ નજર પાછી ખેંચી લેતાં. સમય ગાળવો મુશ્કેલ થઇ પડ્યો. તેમને પોતપોતાની ચોપડીઓ ઉઘાડવાની ફરજ પડી.

થોડી વાર થઇ અને બીજી ગાડી આવી. તેમાં પણ વિજયને જોઇતું એકાંત મળે તેમ નહોતું. જયાએ તો ગાડી આવતાં જ ચોપડી બંધ કરી દીધી હતી. તેણે વિજયની સામે જોયું. વિજયે ગાડી સામે જોયું. ફરી પાછું તેણે પુસ્તકમાં માથું નાખ્યું. અર્ધી ઊભી થઇ ગયેલી જયા ફરી પાછી બેસી ગઇ.

વિજયને પોતાના વિજયથી ખૂબ જ આનંદ થયો. તેણે આભારગ્રસ્ત નજરે જયા સામે જોયું. જયા નીચું જોઇ ગઈ, પરંતુ તેના કપોલ પર પથરાયેલી સુરખીએ તેના હૃદયના ભાવો વ્યક્ત કરી દીધા. કઇ રીતે વાતચીત શરૂ કરવી તે વિજય નક્કી ન કરી શક્યો. એ તોડ થાય શી રીતે ? હજારો પ્રશ્નો તેના

મગજમાં સ્ફુરી આવતા અને તે બધા ય અયોગ્ય લાગતા. નવાનવા પ્રશ્નોની શોધમાં મિનિટો પસાર થવા લાગી. એના મૌનથી મૂંઝાઇ જયા હરપળે કૈં ને કૈં બોલવાનું નક્કી કરતી અને ફરી પાછી તેના તરફથી શરૂઆતની રાહ જોતી પુસ્તકમાં માથું ઢાળી દેતી.

ત્યાં તો ફરી ગાડી આવી ગઇ. આ વખતે વિજયને જોઇતું એકાન્ત મળે તેમ હતું. પુસ્તક બંધ કરી તે ઊભો થઇ ગયો. જયા પણ સાથોસાથ જ દાખલ થઇ. જાણતાં કે અજાણતાં જયાનો હાથ વિજયના હાથ સાથે ઘસાયો. એ સ્પર્શે તેને રોમેરોમ હર્ષ પ્રસર્યો. તેણે જયા સામે જોયું. જયા, સામે કૈં બહુ જ ઉપયોગી જોવાનું હોય તેવી રીતે જોતી હતી. તેનું ધ્યાન જ પોતા તરફ ન હોય તેમ વિજયને લાગ્યું.

બન્ને સામસામાં ગોઠવાયાં. અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત, બધી ભાષાઓમાં વાંચેલા પ્રણયપ્રસંગો તે મનમાં ને મનમાં વિચારી ગયો. પણ બોલવાની હિંમત જ ક્યાં ચાલતી હતી? તે જયાની સામે જોઇ હોઠ ઉઘાડવાના પ્રયત્ન કરતો.હતો પણ હોઠ ઊઘડતા જ નહોતા.

ગાડી તો કશાની દરકાર કર્યા વિના આગળ ધપ્યે જ જતી હતી. દાદર આવ્યું પણ બેમાંથી કોઇ કાંઈ બોલ્યું નહિ. હવે તો વિજયને આવેલી તક હાથમાંથી સરી જતી લાગી. કૈંક શરૂઆત તો કરવી જ જોઇએ. જયાની બાજુમાં સીટ ઉપર જોડ ( Joad )નું એક પુસ્તક પડ્યું હતું.

'પેલી ચોપડી જરા આપશો?' વિજયે ધ્રૂજતા અવાજે પૂછ્યું.

જયાએ સસ્મિત તે ચોપડી તેને આપી. કશા પણ ઉદ્દેશ વિના તે પુસ્તકનાં થોડાં પાનાં તે આમથી તેમ ફેરવી ગયો.

તેનામાં હિંમત આવી. કશા પણ કવિત્વવિનાની, સાદી અને સરળ વાણીમાં તેણે પૂછ્યું :

'વચ્ચે આઠેક દિવસ કેમ દેખાયાં નહોતાં ?'

એ પ્રશ્ન પૂરેપૂરો સંભળાયો ન હોય કે ગમે તેમ પણ જયાએ સામું પૂછ્યું:

'શું કહ્યું ?'

અને સફળતાના ભાનનો આનંદ તેનાં નયનોમાં તરવરી રહ્યો.

ફરી પાછો એનો એ જ પ્રશ્ન વિજયે પૂછ્યો.

અવાજથી શબ્દો કાનમાં ન પહોંચતા હોય તેવી રીતે કાન આડા હાથ કરી જયાએ ન સાંભળ્યાનું સૂચન કર્યું.

વિજય જરા વધારે નજીક ગયો. વધારે સારી રીતે સાંભળી શકાય તેટલા ખાતર જયાએ જરા ગરદન તેની તરફ નમાવી. બન્નેનાં મુખ એકબીજાની અત્યંત નજીક આવી ગયાં.

'શું કહ્યું ?' જયાએ ફરી પૂછ્યું. સફળતાના:ભાવનો આનંદ તેનાં નયનોમાં તરવરી રહ્યો.

એ અવાજના આકર્ષણે વિજયને ઉન્મત્ત બનાવ્યો. તેનાં રોમરોમ ઝણઝણી ઊઠ્યાં. જયાની ત્વચાની સુવાસ પણ એટલે નજદીકથી પોતાના શરીરમાં પ્રવેશ કરતી હોય તેમ તેને લાગ્યું. તેને દબાવી દેવાની, તેને પોતાની જ કરી લેવાની, પોતાનો પ્રણય વાણીથી નહિ પણ વર્તનથી વ્યક્ત કરી દેવાની અદમ્ય વૃત્તિ તેને થઇ આવી. તેના ડહાપણે તેને તેમ કરતો વારવા પ્રયત્ન કર્યો; પણ એ વૃત્તિનું બળ અનિવાર્ય હતું. પોતાના ઓષ્ટ નજદીક આવી ગયેલા જયાના ગાલ ઉપર તેણે એક મીઠું ચુંબન કર્યું.

'જો, આ.' તે બોલ્યો.

અને જયાંની પ્રણયભીની આંખો અને લાલિમાભર્યા ગાલ સામે તે જોઇ જ રહ્યો.

એ પળની મીઠાશમાં ગાડીનો ખળભળાટ પણ રમ્ય બની ગયો.



અમને બે ભાઈઓને બા બહુ લોભી લાગતાં. દરેક નાની નાની બાબતમાં પણ બાનો લોભ તરી આવતો દેખાતો. રસોઇ કરતાં કરતાં વસંતને હાથે જરા પણ ઘી ઢોળાઇ જાય તો તે બાથી અજાણ્યું રહેતું નહિ. અને તેને ઠપકો આપવાનું પણ બા ચૂકતાં નહિ.

'આવી રીતે ઘર ચલાવશો એ કેમ કામ લાગશે ? મારા દીકરાને દિવાળું કઢાવશો.'

શરૂશરૂમાં તો આવું આવું સાંભળી વસંતને રોવું આવતું, પણ પછી તો તે એ બધાંથી ટેવાઇ ગઈ હતી.

અને એવી જ રીતે મોટા ભાઇની પત્નીને પણ બા ખીજાઈ લેવાનું ચૂકતાં નહિ. રસોડામાં બહુ ગરમી થઈ હોય અને પરસેવાથી કપડાં ભીંજાઇ ગયાં હોય તો તેમને તરત જ કપડાં બદલી નાખવાની ટેવ હતી. બા તરત જ કહેતાં :

'ઇ આંહીં ન ચાલે, બાઇ! એમ વારેઘડીએ કપડાં બદલ્યે રાખીએ તો પછી કપડાં કેટલાં જોઇએ ?'

અને ગાડીવાળાને કે એવા કોઇ બીજાને, બાએ યોગ્ય ધાર્યું હોય તેથી વધારે પૈસા, અમે આપી દઇએ તો તો અમારા ભોગ લાગ્યા સમજવા. અમારા ઉડાઉપણા વિષે, વ્યાવહારિક અજ્ઞાન

વિષે, અને અમારા સદ્ગત પિતાજીની મહેનતનો અમે લેતા ગેરલાભ વિષે અર્ધો કલાક સુધી અમને કૈં ને કૈં ન કહે તો તે બા જ નહિ.

અમે જાણતા હતા કે બાએ બિચારાંએ આખી જિંદગી ખૂબ જ દુ:ખ સહન કર્યું હતું. નાનપણથી જ ગરીબ ઘરમાં આવ્યાં હોવાથી તેમને ખૂબ જ કરકસરપૂર્વક ઘર ચલાવવું પડતું હતું. આવક ઘણી ટૂંકી હોવા ઉપરાંત અમારા પિતાજી વારેવારે માંદા પડતા. તેમની માંદગીનો ખર્ચ પણ બાએ જ બીજા બધા ખર્ચોમાં કાપકુપ કરી કાઢવો પડતો. એ બધી વ્યવસ્થામાં એક પાઇની કિંમત પણ એક રૂપિયા જેટલી તેમને મન થઇ પડતી. અત્યારે, વસંતને—કે ખરૂં કહું તો ભાભીને પણ, થીગડાવાળું કપડું પહેરવાની કલ્પનાથી પણ સૂગ ચડે, પણ બેત્રણ થીંગડાં ન લાગ્યાં હોય એવા સાડલા તો બાને મન સારાં કપડાંમાં ખપતા. વરસ છ માસે એકાદ વાર, બાપુ જો કૈંક બચાવવા પૂરતું ભેગું કરી શકયા હોય તો, તે બાને ગાડીમાં બેસાડી, ગાડીવાળાને ચાર આના જ આપવાનું ઠરાવી, થોડે સુધી ફરી આવતા. અને બા કહેતાં કે તે તો તેમને મન મોટો આનંદનો વિષય બની જતો.

ધીમે ધીમે વર્ષો પસાર થતાં ગયાં અને બાપુની કમાણી વધવા લાગી. ત્રણ ચાર થીગડાવાળાં કપડામાંથી બાને એકાદ થીગડાવાળું કપડું પહેરવાનો વખત આવ્યો, અને પછી તો થીગડા વિનાનું જ કપડું પહેરવા મળવા માંડયું. છતાં ઘરની રીતિનીતિ તો એ જ રહી. બહુ મહેનતે થોડી થોડી એકઠી થયેલી લક્ષ્મીને એમ ઉડાવી કેમ દેવાય?

બા કહેતાં કે બાપુને કમાતાં ખૂબ મહેનત પડેલી. રાતના બાર બાર વાગ્યા સુધી તો તેમને નામું માંડવું પડતું. અને

જ્યારે એ બધું પરવારી કરી તે ઊઠતા ત્યારે તેમની કમ્મર તો બેવડી વળી જતી.

'આટલી આટલી મહેનત કરી મારા ધણીએ બિચારાએ ભેગો કરેલો પૈસો તમને પાણીની માફક ઉડાવતા જોઉં છું ત્યારે મારી તો છાતી જ બેસી જાય છે.' બા અમને ઘણી વાર ઠપકો દેતાં.

આ બધું અમે જાણતાં, બાએ ભોગવેલાં દુઃખો માટે અમારા હૃદયમાં પણ દુઃખ થતું, છતાં હજી પણ તેમનો ખૂબ જ જતન-પૂર્વક જાળવી રાખેલો લોભી સ્વભાવ અમને વારંવાર પજવતો.

બા અમારે મન કારુણ્યની મૂર્તિ સમાં હતાં. તેમની સામે બોલાય તેવું તો હતું જ નહિ. તેમણે બિચારાંએ પાંત્રીસેક વર્ષની ઉમરમાં તો પતિ ગુમાવ્યો હતો. જીવન આખું ગરીબાઇ અને દુઃખમાં જ ગાળ્યું હતું. અને અમને ખીજાતી વખતે પણ તેમની આંખોમાં અમારા પ્રત્યે જે ભાવ દેખાઇ આવતો તે અમને મૂક કરી દેતો.

પણ એક વાત અમને નહોતી સમજાતી, નહોતી પસંદ પડતી. તેમની જુવાનીમાં સંજોગો જ એવા હતા કે તેમને ખૂબ જ કર-કસર કરવી પડે, પાઇપૈસાનું જતન કરવું પડે. પછી સ્થિતિ સુધરતી ગઇ પણ જૂની ટેવ ભુલાઇ નહિ. પછી તો બાપુ પણ ગયા અને અમને મોટા કરવા માટે તેમનાથી કરકસર કર્યા વિના ચાલે તેમ નહોતું. એ બધું બરોબર હતું. પણ હવે શું હતું?

અમે બન્ને ભાઇઓ વેપારમાં લાગી ગયા હતા. પ્રભુની કે ગમે તેની કૃપાથી કમાયા પણ સારૂં હતા. લોભ કરવાને હવે કશું કારણ નહોતું. છતાં બા લોભ કર્યે રાખતાં, અને નજીવા

કારણસર અમને—અમને તો ઠીક પણ અમારી ફૂલ જેવી નાજુક પત્નીઓને પણ—ટોકી લેતાં.

અત્યારની કેળવણીએ અમારામાં આધુનિક વિચારો ખૂબ પ્રેર્યા હતા. જીવનની દૃષ્ટિ જ બદલાઇ ગઇ હતી. આવક પ્રમાણે શા માટે ન રહેવું ? આપણે કમાનાર બેઠા છીએ, ઘરમાં કશાની ખામી નથી, તો પછી ઘરનાં બૈરાંઓએ પણ શા માટે લહેર ન કરવી ? અને એકને બદલે બે કે ત્રણ વખત કપડાં બદલાવ્યાં તો યે કયું નુકસાન થઇ ગયું ? માણસ છે, કોઇ વાર આડું અવળું મૂકવા જતાં ઘીદૂધ ઢોળાઈ જાય તો તેમાં કયો મીર મરી જવાનો હતો ? વગેરે વિચારો વારંવાર અમારા મગજમાં ઘોળાતા. કોઇ કોઇ વાર મશ્કરીરૂપે બાની આગળ આવી વાતો અમે કરતા પણ ખરા, પણ તેમને સામો જવાબ આપી દુભવવાનું તો અમારું જીગર જ નહોતું ચાલતું.

બા નાની નાની બાબતોમાં આવી આવી ઝીણી ઝીણી કચકચ કરતાં, પણ બાકી તો અમારા ખર્ચ તેમને નિભાવી લેવા પડતા. અમે અમારા પોતા ઉપર ખૂબ ખર્ચ કરતાં. અમારી સ્ત્રીઓનાં કપડાં તથા દાગીના પણ સારૂં એવું ખર્ચ માગી લેતાં. પણ તે વિષયમાં કહેવાથી કદાચ અમે દુભાઇએ તેમ માનતાં હોય કે ગમે તેમ, પણ તે વિષે બા અમને કશું કહેતાં નહિ.

અમારે સરખી રીતે રહેવા માટે, અને અમારા વર્ગના માણસોથી જરા પણ નીચા ન દેખાઇએ એવો દમામ રાખવા માટે, એટલું બધું ખર્ચ કરવું પડતું કે બીજા કશામાં વાપરવા માટે ખાસ ઝાઝું બચતું નહિ. અને એકઠી કરેલી મૂડીમાંથી તો કૈં વપરાય જ કેમ ? એ તો દરેક આર્થિક સિદ્ધાંતનો ભંગ કર્યો ગણાય ના ?

કોઈ કોઇ વાર, અમને અજાયબીમાં ગરકાવ કરી દેતાં દેતાં, બા અમને કોઇ ફંડફાળામાં પૈસા ભરવાની સૂચના કરતાં. આટલો આટલો લોભ કરનાર, અને અમારા જીવનક્રમ અને તેમાં થતા ખર્ચ ઉપર આટલી નાખુશી બતાવનાર બા આવી રીતે પૈસા ખર્ચવાની વાત કેમ કરી શકતાં હશે તે અમને સમજાતું જ નહિ. અમે હસીને એવી વાતો ઉડાવી દેતાં.

કદાચ બાને વૃદ્ધાવસ્થામાં કીર્તિ કમાવાનું મન થતું હોય અને આવી સૂચનાઓ તે કરતાં હોય એવો વિચાર અમને કોઈક વાર આવતો અને અમે એમને પોતાને નામે અમુક રૂપિયા ફાળાઓમાં ભરાવવાની છૂટ આપતા, અને આગ્રહ પણ કરતા. બા બિચારાં અમને કોઇ કોઈ વાર આમ એમનાં ફંડફિતુરોમાં પૈસા ભરવાનું કહે છે પણ પોતે પોતાને હાથે જશ નથી લઇ શકતાં એ વિચારે અમને ખરેખર દયા આવતી.

વળી અમને ચીડ ચડે એવી એક બીજી ચીજ પણ બા કરતાં. અમારી સ્ત્રીઓ તો અમારા મોભાસર સારાં સારાં કપડાં પહેરતી, પણ બા તેમની અંતર્ગત લોભી પ્રકૃતિને અંગે કપડું ફાટે કે તરત જ તેનો મોહ દૂર નહોતાં કરી શકતાં. તે તો સાંધીસુંધીને પણ તે કપડું ચાલે ત્યાં સુધી ચલાવતાં. એ કેટલું ખરાબ લાગે? કોઇ આવે તો ય અમારે માટે શું ધારે? કહેશે,

'છોકરાઓ પોતાની બાયડીઓને તો મડમ કરી ફેરવે છે, પણ બિચારી માને સાજો સાડલો પણ પહેરાવવા નથી મળતો.'

દરેકને કેમ કહેવા જવાય કે એમાં અમારો વાંક નથી! એ તો બાનો સ્વભાવ જ એવો પડ્યો એમાં અમે શું કરીએ?

બાની એક વિચિત્ર ખાસિયત અમને ખાસ રમૂજ આપતી. હંમેશા પોતા પાસે પાંચસો હજાર રૂપિયા રાખતાં જ અને

તેનો કશો પણ હિસાબ આપવા ચોખ્ખી ના પાડતાં. વારે વારે અમારી પાસેથી એવી રીતે બા પૈસા લઈ જતાં. અમને બાની આ રીતથી ખૂબ રમૂજ આવતી. અમે તો જાણુતા જ હતા કે બા આ રીતે બહેનને પૈસા આપતાં હશે કે તેને માટે પૈસા એકઠા કરતાં હશે. બહેન બિચારી ગરીબ હતી તેથી તેને પૈસા આપે તેમાં નવાઈ નહોતી. રમૂજ એટલી જ કે બા અમને કહે તો અમે ક્યાં બહેનને ના કહીએ એમ હતા કે આમ ખાનગી રીતે, હિસાબ ન આપવાની શરતે, બાને રૂપિયા લઇ જવા પડે? પણ દરેક મનુષ્યને કૈં ને કૈં ખાસિયત તો હોય છે, જ અને બાની આ ખાસિયત અમને કૈં નુકસાનકારક નહોતી લાગતી. અમે કોઈ કોઈ વાર મશ્કરીરૂપે બાને પૂછતા :

'બા, આટલા બધા રૂપિયાને તમે શું કરો છો? એની કૈં ખબરખત ખરી કે નહિ?'

'મારા ધણીના પૈસા હું મારી મરજી પડે ત્યાં વાપરીશ. એનું તમારે શું કામ છે?' બા હસતાં હસતાં કહેતાં. તેમનો ધણી પૈસા કમાઇ ગયો હતો એ તેમને માટે મોટા અભિમાનનો વિષય હતો.

અને બાની પોતાની પણ ખાનગી મૂડી હતી. ઝાઝું તો નહિ, પણ દસેક હજાર રૂપિયા તો તેમની માલિકીના ખરા જ. તેમને ખરચ શો કરવાનો હોય? બાપુની મહેનતથી અને પડચે પડચે વર્ષો પછી તેમની મૂડી દસેક હજાર આસપાસની થઈ ગઇ હતી. કોઇ કોઈ વાર બા તેમની અંગત મિલકતમાંથી પણ પૈસા ઉપાડતાં. અમને તે વખતે આશ્ચર્ય થતું. તેમની મિલકત તો બહેનને મળવાની જ છે, પછી અત્યારે એમાંથી શું કામ પૈસા ઉપડતાં હશે? એમાં અમને સમજ નહોતી પડતી.

એક વાર બા ઉશ્કેરાયલાં જેવાં અમારી પાસે આવ્યાં. અમે જમી રહ્યા પછી જાતજાતનાં ગપ્પાં હાંકતા હતા. હિંદુસ્તાનની ગરીબીનો શી રીતે નાશ થઇ શકે એ અમારી ચર્ચાનો વિષય હતો.

'એ તો સમાજવાદ આવે તો જ થાય. આ દુર્દશા કેમ સહન થાય? એ તો ક્રાન્તિ ...... ......'

હું બોલતો હતો તેવામાં જ બા બોલ્યાં:

'છોકરાઓ, તમારે ધરમ કરવો છે? મહા પુનનું ખાતું છે.'

વળી કોઇ એમના ફંડફાળામાં પૈસા ભરવાની વાત હશે એ વિચાર અમને બન્ને ભાઇઓને એક સાથે આવ્યો, અને અમે એકબીજાની સામે જોઇ હસી પડ્યા.

'શું છે, બા?' મોટા ભાઇએ પૂછ્યું.

તેમણે એક ગરીબ સ્ત્રીની વાત કહી. બિચારી બહુ ગરીબ થઇ ગઇ હતી. આજે જ બા પાસે દિલ ખોલીને તેણે વાત કરી હતી. ધણીએ બધું ધન ખોઇ નાખ્યું હતું અને દીકરાઓ તો મોટા થાય ત્યારે કમાય ના? દાગીના વેચીને એ લોકો ચલાવતાં હતાં, પણ હવે તો તે પણ ખૂટવા આવ્યા હતા. તેને કૈં મદદ કરવી હોય તો કરવા જેવું હતું તેમ બાએ અમને સૂચના કરી.

અમે અર્થભરી નજર એકબીજા સામે ફેંકી લીધી.

'બા, એ તો એ લોકો લુચ્ચાં લાગે છે.' મોટાભાઇ બોલ્યા. 'તમને એવી એવી વાતો કરી બનાવી જાય. બાકી અમે વેપારીઓ બધું સમજીએ. ભાંગ્યું તોય ભરૂચ. કૈં ને કૈં તો હશે જ. બાકી તો હવે બધાંને ભીખ માગવાની ટેવ પડી છે.'

'અરે હારે હા! એ સાલાં ગરીબો પણ હવે તો બદમાશ થઇ ગયાં છે. તેમને માટે કૈં ઉપાય જ નથી. ગજા ઉપરવટનો

વેપાર કરવાનું એને કહ્યું'તું કોણે?' હું બોલ્યો: 'ને ભાઈ, આપણા ખર્ચાને જ આપણે માંડ પહોંચીએ છીએ ત્યાં બીજાને ક્યાં આપવા જવાય?'

'એ તો છે જ. આપણને વ્યાજ પણ ક્યાં પૂરૂં છૂટે છે? છતાં બાની ખાસ ઇચ્છા હોય તો આપણી ના નથી.' મોટા ભાઈએ કહ્યું.

'ના, ભાઈ, તો કાંઇ નહિ. આ તો તમારી ઇચ્છા હોય તો હું પૂછવા આવી'તી.' કહી બા અંદર ચાલ્યાં ગયાં. કદાચ પહેલી જ વાર અમારા તરફ અણગમાની નિશાનીઓ અમે તેમના મોં ઉપર જોઈ શક્યા.

આ વાત થઇ ગયા પછી પંદરેક દિવસ પછી મોટા ભાઇ પાસેથી બાએ પોતાના હિસાબમાંથી હજાર રૂપિયા ઉપાડ્યા.

* * *

અમે બન્ને ભાઈઓ થોડુંઘણું ભણેલા ખરા; વળી છાપાંઓ પણ હંમેશના વાંચનારા; એટલે વાતો કરવાને વિષયો ઘણા મળે. વળી અમારા જેવા ચારપાંચ મિત્રો પણ ઘણી વાર અમારે ઘેર આવે અને ત્યારે તો મંડળી બરોબર જામે. ન્યુ થિયેટર્સના કે ગ્રેટા ગાર્બોના છેલામાં છેલા ચિત્રથી માંડી સમાજવાદ, હિંદુસ્તાનની મુક્તિ, અને મુસોલિની તથા રૂઝવેલ્ટની રાજ્યનીતિ વગેરે દરેક વિષય ઉપર અમે ગંભીરતાપૂર્વક ચર્ચા કરતા. બા તો એ બધામાં ઝાઝું સમજે નહિ એથી મૂંગાં બેઠાંબેઠાં સાંભળ્યા કરે. કોઇ વાર કોઇ સામાજિક પ્રશ્ન છણાતો હોય તેમાં પોતાનો મત તે બતાવે ખરાં, અને તેના સમર્થનમાં વાગ્યુદ્ધમાં પણ ઊતરે ખરાં.

એક વાર હિંદુસ્તાનની ગરીબી છતાં તેના વ્યવહારોમાં થતા નકામા ખર્ચો વિષે અમે વાતો કરતા હતા.

૧૫

'દેવું કરીને પણ આવી રીતે વ્યવહાર સાચવવો એમાં મૂર્ખાઇ નહિ તો બીજું શું ?' મેં કહ્યું.

બધા મિત્રોએ જાતજાતનાં વાક્યોથી એમાં સાક્ષી પૂરી.

'પણ તમે છતે પૈસે, તમારા ખરચામાંથી એક પાઇ પણ બચાવી, કોઇને કૈં આપતા નથી એનાથી તો એ લોકો સારા હતા ના ?' બા ઓચિંતાં જ ચર્ચામાં જોડાયાં.

'પણ એ તો રૂઢિની ગુલામી ખાતર એ લોકો એવું કરતા, કૈં દાન કરવાની ભાવનાથી નહિ.'

'એ લોકો તો કેવાં દાન કરી શકે તે તમને ખબર પણ ન પડે. તમારે મન તો ફક્કડ થઇને ફર્યા એટલે બસ. પોતે ઉદાર અને બાકીના લોભી ! પોતા ઉપર લોભ કરી પારકાંને મદદ કરે, જમણો હાથ આપે ઇ ડાબો હાથ જાણે પણ નહિ, ઉદારતા તો એનું જ કહેવાય.' બાએ જવાબ વાળ્યો.

અમે બધા મૂક થઇ ગયા. બા આ રીતે વાત કરે ત્યારે તેમને જવાબ વાળવાનું રહેતું જ નહિ. અમે તેમની સામે જોઇ રહ્યા. થોડી પળો પછી બા ફરી ઉશ્કેરાયેલાં હોય તેવી રીતે બોલ્યાં :

'ફાટેલ, સાંધેલ કપડાંથી માણસે લાજવાનું નથી, પણ સામો હાથ ધરીને કોઇ માગવા આવે તેને પાછું વાળવાથી લાજવાનું છે.'

એટલું કહી છીંકણીનો સબડકો લેતાં લેતાં ઓચિંતાં જ બા અંદર ચાલ્યાં ગયાં.

અમે તેમના આ ઉશ્કેરાટનું કારણ ન સમજી શક્યા. તેમની પાછળ અમે જોઇ જ રહ્યા.

ફાટેલ, સાંધેલ કપડાં બા પહેરતાં હતાં, પણ કોઇને તેમણે એક પાઇની પણ મદદ કરી હોય એ અમારા ખ્યાલ બહાર હતું.

એ તો બા એ રીતે પોતાના લોભનો બચાવ કરી જતાં હતાં; પણ એમ કૈં એ છાપ ભુંસાય તેમ હતી?

* * *

બા આમ લોભી ખરાં, પણ બીજી રીતે સ્વભાવનાં બહુ સારાં હતાં. અમારાં બાળકોને તો માજી પાસેથી હઠવું જ ન ગમે. વસંત રસોઈમાં કૈં ભૂલ કરે અને બાળક કૈં માગવા જાય તો તેને ધમકાવી કાઢે. પણ બા એ સહન ન કરી શકે.

'એમ ખોટેખોટું છોકરાંને ન ધમકાવીએ.' કહી તેમની સ્નેહાળ આંખોથી અને પ્રેમળ સ્પર્શથી બા બાળકને નવાજે. બાળક બધું દુઃખ વિસરી જઇ બાના ખોળામાં રમવા લાગે.

અને એમ કૈં વહુરોને બા ખીજાયા જ કરે એમ પણ નહોતું. તેમને કૈંક મુશ્કેલી આવી હોય અને અમે દાદ ન દેતા હોઇએ તો તે દાદ મેળવવાનો તેમણે નવો ઉપાય શોધી કાઢ્યો હતો. બાની પાસે વિજ્ઞપ્તિ કરવાથી તેમનું માગ્યું મળી જતું.

'પારકા ઘરની દીકરીઓને હું મારા ઘરમાં હેરાન નહિ થવા દઉં. તમારે આમ કરવું જ પડશે.' બા અમને કહે, અને એમાં અમારી પત્નીઓ માટે એટલો બધો ભાવ ઊભરાઈ આવતો હોય કે અમારે તે કરવું જ પડે.

ઘણી વાર અમારી ઇચ્છા ન હોય એવી વસ્તુઓ પણ અમારે બાને રાજી રાખવા કરવી પડતી. બા બિચારાં હવે કેટલાંક વર્ષ જીવી જીવીને જીવશે? અમારે તો તેટલાં વર્ષ માટે એમને પ્રસન્ન રાખવાં જોઇએ જ ના?

બા અમને અમારા ઉડાઉપણા માટે, અમારા અણછાજતા ખર્ચો માટે અને નવાબજાદાશાહી માટે ગમે તેટલું ખીજાય, લડે ઝગડે, પણ એ બધું છતાં એમનો અમારે માટેનો અદ્ભુત પ્રેમ છાનો રહેતો નહિ. અમારું માથું દુઃખવા આવે તો બાનો જીવ કપાઇ જાય. આરોગ્યના વૈજ્ઞાનિક નિયમોમાં માનનારો હું દર પંદર દિવસે એક દિવસ ખાતો જ નહિ. પણ એ તો બા દેશમાં હોય ત્યારે જ શકય બનતું. બા અમારી સાથે હોય ત્યારે તો મને કદિ એ ભૂખમરો કરવા દેતાં જ નહિ. છતાં પણ શરૂઆતમાં હું સિદ્ધાંતને વળગી રહેવા મહેનત કરતો તો બાનું મોં એવું થઈ જતું કે મારે ખાધા વિના છૂટકો રહેતો જ નહિ.

મને કે મોટા ભાઇને જરા પણ તાવ આવ્યો હોય તો રાતે બેત્રણ વાર બા અમારો ભાવ પૂછી જ જાય. વસંતને કે ભાભીને માંડમાંડ ઝોલું આવ્યું હોય ત્યાં જ બાનો અવાજ આવે:

‘ ભાઇ, હવે કેમ છે ? ’

‘ ઠીક છે. ’ અમે કહીએ અને બાના ભોળા, લાગણીપ્રધાન સ્વભાવ ઉપર અમને જરાતરા હસવું આવે.

અને અમારું તો બાને એવું લાગે જ, પણ વસંત કે ભાભી માંદાં પડે તો પણ બાને એટલું જ લાગતું. એ લોકો માંદાં હોય ત્યારે બા દર્શન કરવા પણ નહોતાં જતાં. કોઇ પૂછે તો કહેતાં:

‘ ના બાઇ, ઘરમાં વહુ બિચારી માંદી હોય ને હું કયાં બહાર આથડું ? છોકરો માંદો હોય તો તો વહુ બિચારી એની ચાકરી કરે, પણ વહુનું કોણ કરે ? ’

અને તેમની નિરંતર ટોકટોક છતાં, ઝીણી ઝીણી પાઇપૈસાની કચકચ છતાં, વસંત અને ભાભી પણ બાને ખૂબ ચાહતાં.

* * *

ચાહો કે ન ચાહો, અંતે તો સૌને સૌથી જુદા પડવાનું છે જ. અમારી બન્ને ભાઈઓની ગમે તેટલી સારવાર છતાં, મોટા મોટા ડોકટરોની ગમે તેટલી મહેનત છતાં, બાએ અંતે અમારાથી જુદા પડવાનું જ નક્કી કર્યું અને જુદાં પડ્યાં.

તે દિવસની તો રજેરજ બિના મને યાદ છે. બપોરે ચાર વાગે બા મૃત્યુ પામ્યાં. છેવટ સુધી યે બા બોલતાં હતાં. બે એક વાગે કોઇ અમારા સંબંધી ભાઇ તેમની ખબર કાઢવા આવ્યા હતા. તેમણે પણ જોયું કે સ્થિતિ વિકટ હતી. તેમણે કહ્યું :

'બા, શ્રદ્ધા રાખજો હોં! હિંમત રાખજો!'

'મારે શું બીવાનું છે, ભાઈ! મેં કૈં પાપ કર્યાં નથી કે મારે બીક હોય.' બાએ હસતાં હસતાં કહ્યું.

બહેન બાની પથારી પાસે બેઠી બેઠી રોતી હતી. બાએ પેલા ભાઈને કહ્યું :

'આ મૂર્ખી છે તે રુવે છે. હું મરી જાઉં તો યે મારા જેવું સુખી કોણ કહેવાય?' તેમના ચહેરા ઉપર સુખનું, કૃત-કૃત્યતાનું, અને બહેન પ્રત્યે અનુકંપાનું એક સ્મિત ફરી વળ્યું.

ત્રણેક વાગે અમે બન્ને ભાઇઓએ બાને પૂછ્યું :

'બા, તમારે કૈં ધરમધ્યાન કરવું છે? કૈં વાપરવું છે?'

'તમને ઇચ્છા પડે તે તમે કરજો, દીકરા! મેં તો મારે ખૂબ ધરમધ્યાન કર્યું છે.' બાએ કહ્યું.

અંતસમયે પણ બાને લોભ છોડતો નહોતો તે અમે જોઇ શક્યાં.

છેવટે બાએ કહ્યું :

'મને તમારામાં વિશ્વાસ છે. આ તમારી ગરીબ બહેનનું ધ્યાન રાખજો. તેનું ભિચારીનું હું કૈં કરી શકી નથી.'

'એમાં તમે ગભરાવ માં, બા! અમે તેને મૂંઝાવા નહિ દઇએ.' અમે બાને હિંમત આપી.

પણ બાનાં એ છેવટનાં વાક્યો અમને ખૂંચ્યાં.

વર્ષો સુધી અમારી પાસેથી રૂપિયા ઉપાડી ઉપાડી બાએ બહેનને આપ્યા કર્યા હતા, છતાં છેવટે 'એનું મેં કૈં કર્યું નથી.' એવું જુઠું બા શા માટે બોલી ગયાં હશે? તે તેમની પુત્રી હતી તો અમારી બહેન નહોતી? અમે તેને આપેલા પૈસાનો અફસોસ કરીએ તેવા ભાઇઓ પણ ક્યાં હતા?

* * *

બાએ એમનું અર્ધું જીવન અમારા જન્મના ગામમાં જ વિતાવ્યું હતું. વર્ષમાં છએક મહિના તે અમારી સાથે રહી જતાં, પણ છએક મહિના તો તે ગામમાં જ ગાળતાં. અમે આગ્રહ કરી જીવનભર અમારી સાથે જ રહેવાનું તેમને કહેતાં, પણ 'ત્યાં ગામમાં મને ધરમધ્યાન કરવું ફાવે.' કહી વર્ષનો અર્ધો ભાગ તો તે ત્યાં જ ગાળતાં.

બાના મૃત્યુ પછી એકાદ મહિને હું અમારા ગામમાં ગયો. હમણા હમણા મારી તબિયત સારી નહોતી રહેતી, અને બાના મૃત્યુનો ઘા પણ મને ખૂબ લાગ્યો હતો, તેથી થોડો વખત તો આરામ લેવો જ તેવું મેં નકી કર્યું, અને હું વતનના ગામમાં ગયો. બહેન પણ મારી સાથે જ હતી.

અમે ગામમાં આવ્યાં કે તરત જ ગામના લોકોનાં ટોળાં ને

ટોળાં અમારી પાસે બાનો ખરખરો કરવા આવવા લાગ્યાં. અમારા ગામમાં તો અમારું ઘર મોટું ગણાય અને અમે શ્રીમંત ગણાઇએ એટલે લોકો ખૂબ આવે તેમાં નવાઈ નહોતી. મારા હૃદયમાં ઊંડે ઊંડે બાને માટે, અમે આવડું મોટું પદ અમારી મહેનતથી સારા પૈસા કમાઇને પ્રાપ્ત કરી શક્યા તેનું, અભિમાન પણ સંતોષાવા માંડયું.

બેએક દિવસ પછી અમારાં સગાંવહાલાં અને ઓળખીતાંઓનાં ટોળાં તો ઓછા થયાં. હવે કૈંક આરામ મળશે માની હું નિરાંતે બેઠો. પણ લોકો આવતાં તો કાંઈ ઓછાં થયાં જ નહિ! આશ્ચર્ય તો એ હતું કે હવે આવનારાંઓમાંનાં ઘણાંખરાંને હું ઓળખતો પણ નહોતો. આ બધાં બાને ક્યાંથી ઓળખે? મને નવાઇ થઈ. અને તેમાંનાં ઘણાંને મેં તે પૂછયું પણ ખરું.

હું જ્યારે આવું પૂછતો ત્યારે તે લોકો અજાયબીમાં મારી સામે જોઈ રહેતાં. બાએ તેમને સેંકડો વાર જાતજાતની મદદ કરી હતી તેની મને ખબર પણ નહોતી? તે લોકો પૂછતાં. જ્યારે તેમને ખાસ મૂંઝવણ પડે ત્યારે તે બા આગળ આવતાં અને બા કદિ તેમને ખાલી હાથે પાછાં વાળતાં જ નહિ.

આ બધી વાતોથી મારું આશ્ચર્ય વધતું ચાલ્યું. એક ટીપું ઘીનો કે મેલા સાડલાનો વિચાર કરનાર બા આ બધાંને પૈસાની મદદ કરે એ મને અજબ લાગ્યું.

ત્રીજે દિવસે પેલી ગરીબ બાઈ—જેને વિષે બાએ અમને વાત કરી હતી અને જે વાતને અમે હસી કાઢી હતી તે—મારી પાસે આવી. બાને નિમિત્તે કૈં પુણ્ય કરવા પૈસા કાઢ્યા હોય તેમાંથી પોતે કૈં પૈસા પડાવવા આવી હશે એ વિચાર મને આવ્યો અને મને તેના ઉપર ચીડ ચડી. એમ બાને બનાવી જવાય, અમારા જેવાને નહિ. તે બાઇ તો મને જોતાં વેંત જ

રડી પડી. આ વળી નવું ધતિંગ ! પણ એમ હું પલળું તેમ નહોતો. હું કડકાઇથી તેની સામું જોઇ રહ્યો. તે તો ખૂબ જ રોવા અને બા વિષે બોલવા લાગી. હમણા જ પોતા માટે પૈસા કઢાવવાની વાત ઉપર તે આવશે તેમ મને લાગ્યું.

' બાએ બિચારાંએ મારૂં તો કેટલું ધ્યાન રાખ્યું ? કોઈ મારી વાત માનતું નહોતું ત્યારે મને એક હજાર રૂપિયા કાઢીને આપ્યા. તેના ઉપકારનો બદલો તો હું કયે ભવે વાળીશ ? '

મારી આંખ ફાટી ગઇ. બાએ આને હજાર રૂપિયા આપ્યા હતા ? એકસામટા એટલા બધા કાઢ્યા ક્યાંથી ? અને મને યાદ આવ્યું. એ વાત થયા પછી પંદર દિવસમાં જ બાએ મોટા ભાઇ પાસેથી પોતાની મિલકતમાંથી હજાર રૂપિયા ઉપાડ્યા હતા.

હવે બધો ભેદ ખૂલી ગયો. અમારી ઇચ્છા ન જોઇ બાએ પોતાના પૈસામાંથી જ આને મદદ કરી હતી ! વારેવારે બા પૈસા માગ્યા કરતાં હતાં અને હિસાબ નહોતાં આપતાં તેનું કારણ પણ આ જ હશે ? ત્યારે બહેનને કશું આપ્યું જ નહિ હોય ? અમે બાને કેટલો ભયંકર અન્યાય કર્યો હતો !

મેં બહેનને પૂછી જોયું :

' બહેન, તને બાએ કશું જ આપ્યું નથી ? '

આશ્ચર્યચકિત નયનોથી તે મારી સામે જોઇ રહી.

' મને કૈં આપ્યું હોય તો તમને કહ્યા વિના આપે ? બાને તમે એટલાં પણ ઓળખ્યાં નહિ ? '

મારી આંખોમાંથી આંસુની ધારા વહી રહી.

અને છેવટના એક પ્રસંગે તો બાની ઉદારતા ખૂબ જ પ્રકાશમાં આણી. કૈં બીલ સંબંધી અમારા દાણાવાળાનો માણસ મારે ત્યાં આવ્યો.

'હમણા છૂટા પૈસા નથી. પછી લઇ જજે.' મેં તેને કહ્યું.

'કૈં ઉતાવળ નથી, શેઠ, બા આવશે ત્યારે તેમની પાસેથી લઈ જઈશ.' તેણે કહ્યું.

એને ખબર હોય તેમ ન લાગ્યું. મેં કહ્યું:

'બા તો ગુજરી ગયાં.'

'હેં! ક્યારે?' બોલી તે જમીન ઉપર બેસી ગયો. સ્વજનના મૃત્યુથી જે શોક થાય તે શોક તેના ચહેરા ઉપર તરવરી રહ્યો. મને ખાતરી થઇ ગઇ કે બાએ તેને પણ કૈં ને કૈં મદદ કરી જ હશે. તેને મેં પૂછી જોયું.

તેની સ્ત્રી ક્ષયથી પિલાતી હતી. બા તેને વારંવાર પૈસાની મદદ તો કરતાં જ હતાં, પણ તેનાં દવાદારૂ વગેરેનો ખર્ચ પણ તે જ આપતાં. બેત્રણ વખત તો બાઇની તબિયત બતાવવા ગામના મોટા ડૉકટરને બાએ ખાસ બોલાવી મંગાવ્યો હતો. બા છેલ્લાંછેલ્લાં બહારગામ ગયાં ત્યારે પણ છએક મહિના દવા કરવામાં વાંધો ન આવે એવી તજવીજ તો તેને માટે કરી જ ગયાં હતાં. 'હવે શું થશે?' તેની આંખોમાં આંસુ આવ્યાં.

'બધું થઇ રહેશે. તું ચિન્તા ન કરતો.' મેં તેને ગળગળા સાદે આશ્વાસન આપ્યું.

જો એમ જ હતું, બા આટલાં બધાં ઉદાર હતાં, તો પછી પેલા સાંધેલ સુંધેલ સાડલા કેમ પહેરતાં? જરા ઘી ઢોળાય કે

રડી પડી. આ વળી નવું ધતિંગ! પણ એમ હું પલળું તેમ નહોતો. હું કડકાઇથી તેની સામું જોઇ રહ્યો. તે તો ખૂબ જ રોવા અને બા વિષે બોલવા લાગી. હમણા જ પોતા માટે પૈસા કઢાવવાની વાત ઉપર તે આવશે તેમ મને લાગ્યું.

'બાએ બિચારાંએ મારૂં તો કેટલું ધ્યાન રાખ્યું? કોઈ મારી વાત માનતું નહોતું ત્યારે મને એક હજાર રૂપિયા કાઢીને આપ્યા. તેના ઉપકારનો બદલો તો હું કયે ભવે વાળીશ?'

મારી આંખ ફાટી ગઇ. બાએ આને હજાર રૂપિયા આપ્યા હતા? એકસામટા એટલા બધા કાઢ્યા કયાંથી? અને મને યાદ આવ્યું. એ વાત થયા પછી પંદર દિવસમાં જ બાએ મોટા ભાઇ પાસેથી પોતાની મિલકતમાંથી હજાર રૂપિયા ઉપાડ્યા હતા.

હવે બધો ભેદ ખૂલી ગયો. અમારી ઇચ્છા ન જોઇ બાએ પોતાના પૈસામાંથી જ આને મદદ કરી હતી! વારેવારે બા પૈસા માગ્યા કરતાં હતાં અને હિસાબ નહોતાં આપતાં તેનું કારણ પણ આ જ હશે? ત્યારે બહેનને કશું આપ્યું જ નહિ હોય? અમે બાને કેટલો ભયંકર અન્યાય કર્યો હતો!

મેં બહેનને પૂછી જોયું:

'બહેન, તને બાએ કશું જ આપ્યું નથી?'

આશ્ચર્યચકિત નયનોથી તે મારી સામે જોઇ રહી.

'મને કૈં આપ્યું હોય તો તમને કહ્યા વિના આપે? બાને તમે એટલાં પણ ઓળખ્યાં નહિ?'

મારી આંખોમાંથી આંસુની ધારા વહી રહી.

અને છેવટના એક પ્રસંગે તો બાની ઉદારતા ખૂબ જ પ્રકાશમાં આણી. કૈં બીલ સંબંધી અમારા દાણાવાળાનો માણસ મારે ત્યાં આવ્યો.

'હમણા છૂટા પૈસા નથી. પછી લઇ જજે.' મેં તેને કહ્યું.

'કૈં ઉતાવળ નથી, શેઠ, બા આવશે ત્યારે તેમની પાસેથી લઈ જઈશ.' તેણે કહ્યું.

એને ખબર હોય તેમ ન લાગ્યું. મેં કહ્યું:

'બા તો ગુજરી ગયાં.'

'હેં! ક્યારે?' બોલી તે જમીન ઉપર બેસી ગયો. સ્વજનના મૃત્યુથી જે શોક થાય તે શોક તેના ચહેરા ઉપર તરવરી રહ્યો. મને ખાતરી થઇ ગઇ કે બાએ તેને પણ કૈં ને કૈં મદદ કરી જ હશે. તેને મેં પૂછી જોયું.

તેની સ્ત્રી ક્ષયથી પિલાતી હતી. બા તેને વારંવાર પૈસાની મદદ તો કરતાં જ હતાં, પણ તેનાં દવાદારૂ વગેરેનો ખર્ચ પણ તે જ આપતાં. બેત્રણ વખત તો બાઇની તબિયત બતાવવા ગામના મોટા ડોક્ટરને બાએ ખાસ બોલાવી મંગાવ્યો હતો. બા છેલ્લાંછેલ્લાં બહારગામ ગયાં ત્યારે પણ છએક મહિના દવા કરવામાં વાંધો ન આવે એવી તજવીજ તો તેને માટે કરી જ ગયાં હતાં. 'હવે શું થશે?' તેની આંખોમાં આંસુ આવ્યાં.

'બધું થઇ રહેશે. તું ચિન્તા ન કરતો.' મેં તેને ગળગળા સાદે આશ્વાસન આપ્યું.

જો એમ જ હતું, બા આટલાં બધાં ઉદાર હતાં, તો પછી પેલા સાંધેલ સુંધેલ સાડલા કેમ પહેરતાં? જરા ઘી ઢોળાય કે

કપડું બગડે એમાં કેમ ખીજાઇ જતાં ? કે એ જીવનફિલસૂફી જ જુદી હતી ? તે દિવસની ચર્ચામાં બાએ કહેલું પેલું વાક્ય મને યાદ આવ્યું.

'પોતા ઉપર લોભ કરી પારકાંને મદદ કરવી, સાચું તો એ જ કહેવાય.'

અમે તો જીવનની જુદી જ ફિલસૂફી રચી હતી. તેમાં મોજ-શોખ હતા, બાદશાહી હતી, પોતા ઉપર લોભનું તો નામ પણ નહોતું. ફાટેલ કપડું અમે કે અમારી સ્ત્રીઓ પહેરીએ તો લાજી મરીએ. અને એ બધું ટકાવી રાખવામાં, મોભો જાળવી રાખવામાં ખર્ચ એટલો કરવો પડતો કે કોઇને એક પાઇની પણ મદદ અમે નહોતા કરી શકતા. બાના ફંડફાળાઓને અમે હસવામાં ઉડાવી દેતા, તેમની કોઇને મદદ આપવાની વાતોને અમે મદદ માગનારની લુચ્ચાઇ અને બાના ભોળપણામાં ખપાવતા, અને તેથી જ કદાચ અર્ધાં અભિમાનમાં અને અર્ધાં ઉશ્કેરાટમાં બા બોલી ગયાં હશે :

'ફાટેલ સાંધેલ કપડાંથી માણસે લાજવાનું નથી, પણ સામો હાથ ધરીને કોઈ માગવા આવે તેને પાછું વાળવાથી લાજવાનું છે.'

બાને અમે જીવનભર કરેલો અન્યાય આંસુથી ધોવાય તેમ નહોતો. છતાં દિવસો સુધી મારી આંખોમાંથી આંસુ ન સુકાયાં.



# પીળા પ્રદેશમાં

ગાડી કલકત્તા તરફ ઝડપથી ધસી જતી હતી. બારી બહાર નજર રાખી, ઊડતાં જતાં હોય તેવાં વૃક્ષો સામું જોતી, ગાદી ઉપર પગ લાંબા કરી, જીનેટ બેઠી હતી. તેના મનમાંના વિચારોની હારમાળા તો એ ઊડતાં જતાં વૃક્ષોની હારમાળા કરતાં યે વધારે ઝડપી હતી. છેલ્લા થોડા મહિનાઓના અનુભવે તેને પુષ્કળ વિચારસામગ્રી આપી હતી. તેની બાજુમાં ગાદી ઉપર પડેલાં એક બે પુસ્તકો તરફ તો તેની નજર સુદ્ધાં નહોતી જતી.

ફરી પાછી પોતાના સમૂહમાં અને પોતાની જીવનચર્યામાં દટાઈ જવા ગાડી તેને વધારે ને વધારે વેગથી ઘસડી જતી હતી. એક વખતે એટલા જ વેગથી તે તેને ગયા છ મહિનાના જીવન તરફ ઘસડી ગઈ હતી તે તેને યાદ આવતું હતું. ત્યારે પણ પોતે આજ રીતે વિચારોમાં દટાયેલી હતી. ત્યાં શું શું હશે? આ રાજ્યદ્વારી વિપ્લવવાદીઓ અને દેશી રાજ્યો વિરુદ્ધના ચળવળખોરોની ફરિયાદો તેણે ખૂબ વાંચી હતી પણ તેમાં તેને ખાસ તથ્ય નહોતું લાગ્યું. અને કયા પ્રચારક કાર્યમાં તથ્ય હોય છે કે એ બધી વાતોમાં હોય? અને ત્યારે તો ... પોતાનાં ભાઈબહેનોએ લખેલાં સામી બાજુ બતાવતાં પ... પણ વાંચ્યાં હતાં. તેમાં તો આ ધાંધલિયાઓ જે કહે... તેનો અંશ પણ ન... તેમણે બતાવેલા એ જ...

મોજ હતી, વિલાસ હતો, પણ જે પાપોની અને દુરાચારોની, વાસનાઓના તાંડવની અને ભીષણ લીલાઓની આ ચળવળખોરો વાતો કરતા હતા તેની તો ગંધ પણ નહોતી. છતાં કૈં ન હોય ત્યાં આટલું બધું થાય નહિ તેવું તો તેને ત્યારે પણ લાગ્યું હતું. અને બધી વસ્તુઓ જાતે જોઇ જાણી લેવાની ત્યારે જીનેટને ખૂબ હોંસ થઇ હતી. કૈં નહિ તો અનુભવ તો મળશે! અને હજી સુધી ન આળેખાયેલા એવા જીવનની એક સબળ કથા પોતે એ અનુભવ ઉપરથી આળેખી તો શકશે. એ વિચારે છએક મહિના પહેલાં કલકત્તાથી કાઠિયાવાડ ધસમસતી જતી ગાડીમાં તેને ધકેલી મૂકી હતી.

જીનેટ જુવાન હતી, કલ્પનાશાળી હતી, કુદરતી બક્ષિસવાળી હતી. સાહસિક હતી, સાહસમાં માનનારી હતી. વિદેશી સ્ત્રીઓને દેશી રાજ્યમાં તરત નોકરી મળી જાય છે તે તેને ખબર હતી, અને આ બધું વાંચતાં ત્યાં તો વાર્તાસામગ્રીના અખૂટ ભંડારો ભર્યાં છે તેમ તેને લાગતું હતું. કૈં નહિ તો બારેક મહિના તો એ જીવનનો પણ અનુભવ લઇ જોવો એવો નિશ્ચય કરી તેણે એક દેશી રાજ્યમાં નોકરી શોધી કાઢી હતી. પણ તે અમુક સંજોગોને અને બનાવોને અંગે એ નિશ્ચયમાં મક્કમ નહોતી રહી શકી અને એથી જ બારને બદલે છ મહિના પણ માંડ પૂરા થયા હશે ત્યાં તો તે કલકત્તાના પોતાના સમાજ તરફ ફરીથી આગગાડીના સમસ્ત વેગ સહિત ઢસડાતી જતી હતી.

તેના જ ડબામાં બેઠેલાં બીજાં ઉતારૂઓને આ છોકરી જરા વિચિત્ર લાગતી હતી. તે ઘડીમાં, બારી બહાર જોઈ રહી હોવા છતાં, નાનું શું સ્મિત કરી લેતી, તો કોઇ વાર કોઇ અતિ અનિષ્ટ વસ્તુનો ભય તેને કંપાવતો હોય તેમ ઓચિંતી જ કંપી ઊઠતી. તેમ થતાં તે આજુબાજુ નજર નાખી લેતી અને ફરી પાછી સ્વસ્થ થઇ, જાણે નિસર્ગની સુંદરતા જોવા સિવાય બીજો

કશો ખ્યાલ તેના મનમાં ન હોય તેમ, બારી બહાર નજર નાખી ઠાવકી બની જતી.

એ જીવનનું દ્વાર તો હવે જીનેટ પૂરતું હંમેશ માટે બંધ થયું હતું. એ મહિનાઓ દરમિયાન અનુભવેલા પ્રસંગોની હારમાળા મનમાં ને મનમાં વિચારી જતાં ફરી પાછો એવો પ્રસંગ ખોળી પોતે એ જીવનનો ફરી અનુભવ લેવા જાય એ વાતની કશી શક્યતા જ નહોતી.

આટલા મહિનાઓમાં એવા અનુભવો તેને મળી ચૂક્યા હતા કે જીનેટ એ બધાથી સંપૂર્ણપણે થાકી ગઇ હતી, ત્રાસી ગઇ હતી.

ખરેખર ? એ જીવન જ વિચિત્ર હતું, નિર્માલ્ય હતું, બિભત્સ હતું.

શરૂશરૂમાં તો જીનેટને આ નવી જિંદગીમાં ખૂબ રમૂજ આવતી. એ હજુરિયાઓ અને વડારણોનું ખુશામતખોર ટોળું, 'મોંઘીબા સાહેબ' તરીકે પૂજાતાં લોટથી ભરેલા કોથળા સમાં જાડાં રાજાનાં મા, અને એક ફૂલની કળી સમી કોમળ તો બીજી પ્રફુલ્લ, પૂર્ણ વિકસિત પુષ્પ જેવી સૌરભમય મહારાણી જીનેટને ખૂબ રમૂજ આપતાં. આ વાત વાતમાં લળી પડતા આદમીઓનો બનેલો એ મહેલ જાણે જુદી જ દુનિયામાં આવ્યો હોય તેવું અદ્‌ભુત વાતાવરણ ત્યાં હરહંમેશ પાથર્યું રહેતું. બન્ને રાણીઓ 'નેકનામદાર ખુદાવંદ હિઝ હાઇનેસ સર રામસિંહજી નાઇટ'ની સાથે વારાફરતી વિલાયત જઇ આવી હતી, અને મહેલમાં પણ જીનેટ જેવી યુવાન આંગ્લ સ્ત્રીઓ પાસે અંગ્રેજી શીખી હતી એટલે થોડું ઘણું અંગ્રેજી બોલી શકતી. તેમની નૈસર્ગિક રમણીયતા તેમની વાણીને મીઠાશ અર્પતી. અને વારાફરતી પોતાની સાથે વાર્ષિક કે દ્વિવાર્ષિક

વિલાયતગમનના પ્રસંગે રામસિંહજી બાપુ બેમાંથી એકેક રાણીને વિલાયત લઇ જતા તે ચળવળિયાઓના તેમની સામેના બુદ્ધિહીનતાના આરોપ સામેની જબરી દલીલ હતી. ત્યાં વિલાયતમાં તો પુરુષને–રાજાને પણ–એક પત્ની હોય તે જ સારૂં લાગે. અને તેમની આ નવીન તરકીબથી રામસિંહજી બાપુ વિલાયતમાં એક પત્નીવાળા જ લાગતા. અલબત્ત, એ પત્નીઓના ચહેરા બારીકાઇથી તપાસ્યા હોય તો જુદા-જુદા લાગે, પણ એ બધું ત્યાં કોને યાદ રહે ? અને એ ઢીંગલી જેવી શણગારેલી મીઠું મીઠું બોલતી, કદિ કદિ દેખાતી લલનાઓ એક ને એક જ છે કે જુદી જુદી એ બધું જોવાની ત્યાં કોને ફુરસદ હોય ? તેમના અંગત મંડળમાં બાપુ એ વાતની પોતાની હોશિયારી ઉપર ખૂબ જ ફુલાતા અને જીનેટ પણ અત્યારે એ યાદ આવતાં મંદ મંદ સ્મિત કરી રહી હતી.

પણ એ બધી નવીનતા તો બેએક મહિનામાં ઊડી ગઇ. લાંબા લાંબા ફુમાતાવાળા સાફા બાંધી ફરતા રજપૂત વીરો પણ પછી તો તેનામાં હાસ્ય નહોતા પ્રેરતા એટલું બધું એ સ્વાભાવિક થઇ ગયું. અને સાથે સાથે જ એ જીવનની નાની નાની વિગતોમાં રહેલાં માનસ અને ગુલામી તેને દૃષ્ટિગોચર થતાં ગયાં.

જીનેટને કરવાનું કામ સાવ સરળ હતું અને તે તેને ફાવી ગયું હતું. તે એ રાણીઓની companion ( સહચરી ) તરીકે રહી હતી, અને બધાં લગભગ સરખી ઉમરનાં હોઇ તેમાં તેને મઝા આવતી. વળી એ રાણીઓ પણ વિલાયત જોઇ આવેલી હોઈ ત્યાંની વાતો કરવામાં પણ ત્રણેનો ખૂબ સમય નીકળી જતો.

રાણીઓ જુવાન હતી, તંદુરસ્ત હતી, રમણીય હતી, છતાં પણ તેમના ચહેરા ઉપર અને તેમના વર્તનમાં કોઇ કોઇ વાર જીનેટને છૂપો અસંતોષ દેખાઇ આવતો. એનું કારણ શરૂઆતમાં

તો તેને નહોતું સમજાતું; પણ પછી જેમ જેમ તે વધારે જાણીતી થતી ગઇ, અને કલબમાં અને બીજે બધે પણ બીજી સ્ત્રીઓ તરફનો બાપુનો પક્ષપાત તે જોતી ગઈ ત્યારથી તેને એનું કૈંક કારણ સમજાવા માંડ્યું. અને પછી તો વિચાર આવતાં બે ચાર બુઢ્ઢી વડારણો સિવાય બાકીની કેટલી જુવાન અને સુંદર હતી એ પણ તેના ધ્યાન બહાર ન રહ્યું. અને વખતો વખત કલબમાં કે પછી મહેલમાં કોઇ વાર છાંટોપાણી વધારે લેવાઈ ગયાં હોય ત્યારે એ નજરની લાલસા પોતાને પણ કેવી રીતે ઘેરી લેતી હતી તેની તેને બરોબર ખબર પડતી.

અને શણગારીને ઢીંગલીઓ બનવા સિવાય રાણીઓનું કૈં પણ ઊપજતું નહોતું એ કૈં એને ખબર ન પડતી એમ નહોતું. કોઈક વાર કોઇકની સાથે એમાંથી એકથી વધારે છૂટથી હસી બોલી જવાયું હોય ત્યારે બાપુ તેની કેટલી ધૂળ કાઢી નાખતા તે તો બીજે દિવસે તેની સૂજેલી આંખો સહેજે કહી આપતી.

વચ્ચે વચ્ચે મહેલમાં જ એક છેડેથી બીજે છેડે કોઈ કામ-પ્રસંગે જતાં મહેલના નોકરો ત્યાંની સુંદર સ્ત્રી–નોકરોની સામે જે રીતે જોતા અને હસતા તેથી જીનેટને ઘૃણા ઊપજતી.

એક વખતે સંધ્યાટાણે જરા લટાર મારવા જીનેટ બંગલાની બહાર નીકળતી હતી ત્યારે તેણે એક નવો જ બનાવ જોયો. બે ચાર જુવાનિયાઓ મહેલ પાસેથી પસાર થતાં હતા તેમને મહેલની ચોકી કરતા પોલિસોએ રોકયા હતા. બધા કૈંક ગરમીથી બોલતા હતા. શું હશે તે જોવા જીનેટ પણ ઊભી રહી. પોલિસ તેમને દમ મારતો હતો. શા માટે બાપુના મહેલ આગળથી એ લોકો ઉઘાડે માથે નીકળ્યા હતા? એમાં નામદાર ઠાકોરસાહેબનું ચોખ્ખું અપમાન હતું. કાં તો તેમણે ટોપી પહેરીને ત્યાંથી નીકળવું અને નહિ તો બીજે રસ્તે ફરવા જવું. પણ એ જુવાનો

પણ ભેળાં ફરેલ હતા. એ તો કહેતા હતા કે તે લોકો ત્યાંથી જ નીકળવાના અને આમ ઉઘાડે માથે જ નિકળવાના. પોલિસ બાપડો ગરમ થતો જતો હતો, પણ પેલા છોકરાઓ તેને ટોપી પહેરવા વિષેનો કાયદો બતાવવા કહેતા હતા ત્યારે તે ઠંડો પડી જતો.

જીનેટ ત્યાંથી ચાલવા માંડી. તેના મનમાં વિચાર ઘોળાયા. આવું તો તેણે કયાંઇ સાંભળ્યું નહોતું. ટોપી પહેરવી કે ન પહેરવી તે માણસની ઇચ્છા ઉપર આધાર રાખે છે. તેમાં બાપુનું અપમાન કયાં થયું ? તેણે આ વાત રાણીઓને હસતાં હસતાં કહી. પણ એ લોકોને એમાં કૈં હસવા જેવું ન લાગ્યું. તેમણે તો ઊલટાનો પ્રજાનો વધતો જતો રૂવાબ અને ઠાકોર સાહેબની નિર્બળતાની હદ સુધી જતી ભલમનસાઇનો જ તેમાં દોષ જોયો. એકે બીજીને કહ્યું :

‘ એ તો જો … … … રાજ્ય હોય તો ખબર પડે. એમાં વળી કાયદો બાયદો કેવો ? ધોલમાં બેચાર દાંત પડી જાય તો પોલિસ સામે રૂવાબ કરતા બંધ થઇ જાય ! ’

જીનેટને આ ઢીંગલીઓની ઢીંગલીશાહી મનોદશા ઉપર તિરસ્કાર આવ્યો.

છતાં હજી તો બધું ઠીક ઠીક ચાલ્યું જતું હતું. રાજા કે એના અંગત સાથીતો કોઇ કોઇ વાર ભલે લાલસાભરી આંખે જીનેટ સામે જોઇ રહેતા પણ એથી આગળ તો કોઇ પણ કોઇ દિવસ જતું નહિ. પેલી સુંદર વડારણોની ખરાબ મશ્કરી કરતા એ. ડી. સી ઓને કે બીજા કોઇને તે કોઇ વાર જોઇ જતી પણ બીજું કશું ખરાબ દેખવા પામતી નહિ. અંગ્રેજ સ્ત્રીપુરુષોએ લખેલું એવું નિર્દોષ કે સરસ જીવન તો આ નહોતું. પણ સાથે

સાથે પેલા ચળવળખોરોની કલ્પનાઓના ગોળા જેટલું ખરાબ પણ નહોતું તેમ જીનેટને લાગવા માંડયું હતું. સહેલાઇથી પોતે અહીં બાર મહિના તો કાઢી નાખશે એવી તેને ખાતરી થતી જતી હતી.

પણ ત્યાં તો મામાના રાજ્યમાં બે ત્રણ મહિના ગુજારવા રાજાનો ભાણેજ તે મહેલમાં આવ્યો. રાજાનો તે એકનો એક ભાણેજ હોવાથી તેમનો તે ખૂબ માનીતો હતો. પોતાનું જ રાજ્ય હોય તેવી રીતે તે મહેલમાં હરતો ફરતો, આનંદ કરતો.

અને હવે જ જીનેટને દેશી રાજ્યનું જીવન તેની બધી કદ્રૂપતામાં પૂરેપૂરૂં જોવા મળ્યું.

રાજાનો ભાણેજ વીરસિંહ માંડ બાવીસેક વર્ષનો હશે. તેનો ગોરો ચહેરો એક વખત સુંદર હશે, પણ અત્યારે તો તે સાવ પાતળો પડી ગયો હતો. તેના ગાલમાં ખાડા પડ્યા હતા અને આંખો આસપાસની ચામડી ઉપર કાળાં ચાઠાં જામ્યાં હતાં. તેની ઊંચાઇને કારણે હો કે ગમે તેમ પણ તે ચાલતો ત્યારે જરા વાંકો વળીને ચાલતો હોય તેવું લાગતું. તેની આંખોમાં લંપટતા સ્પષ્ટ દેખાઇ આવતી.

આને જોયો ત્યારથી કુદરતી જ જીનેટને તેના તરફ ઘૃણા ઉત્પન્ન થઇ હતી. તેની બોલવાની રીતભાત, સ્ત્રીઓ તરફ જોતી વખતે તેની આંખોમાં તરી આવતા ભાવ, બધું જુગુપ્સાપ્રેરક હતું. બને ત્યાં સુધી અને બને તેટલી જીનેટ તેનાથી દૂર જ રહેતી.

છતાં તે આ કુંવરનાં કારસ્થાનો બરોબર જોઇ શકતી. એક ઓરડામાંથી બીજા ઓરડામાં જતાં રસ્તામાં આવતી નોકરડીઓની તે જાતજાતની મશ્કરીઓ કરતો, તેમના ગાલે ટાપલી મારતો,

તેમના શરીરના ગમે તેવા ચાળા કરતો. ફક્ત રામસિંહજી એવે વખતે એટલામાં ક્યાંઈ ન હોય તેની જ તે કાળજી રાખતો. બીજા કશાથી કે કોઇથી તે ગભરાતો નહિં, શરમાતો નહિ.

અને એક બે વાર તો એકાદ સુંદરીને કૈંક કામને બહાને પોતાના રૂમમાં મોકલી, પાછળથી પોતે દાખલ થઇ, તે રૂમનું બારણું બંધ કરી દેતાં જીનેટ તેને જોઇ ગઇ હતી.

જીનેટનો વીરસિંહ માટેનો તિરસ્કાર વધતો જતો હતો. દેશી રાજ્યમાં જ શક્ય એટલા વિનયપૂર્વક તેણે વીરસિંહની ચેષ્ટાઓની વાત રાણીઓને પણ કરી હતી, પણ એ લોકોને એમાં કશું અછાજતું લાગતું નહિ.

'હોય! જુવાન છોકરો છે! અને નોકરડીઓને એમાં કયું નુકસાન થઇ જવાનું છે?' એક બીજા સામે હસતી હસતી તે આવી વાતો નીકળે ત્યારે જીનેટને કહેતી.

જીનેટ વીરસિંહ સાથે વાતચીતનો કે બીજો કશો પ્રસંગ બને ત્યાંસુધી પાડતી નહિ. તે ચાલી જતી હોય ત્યારે તેની સામે જોઇ રહેતી વીરસિંહની આંખો ખેંચી કાઢવાનું તેને મન થતું, પણ એમાં એનું શું ચાલે? તેની પીઠ વીરસિંહ તરફ હોય છતાં પણ તેના પ્રત્યે રહેલું પેલાની વાસનાનું આકર્ષણ, અને એ વાસનાભરી આંખો પોતા તરફ જ ચોંટેલી છે તેમ તેને લાગ્યા જ કરતું. એ ભયને સત્ય ઠરાવવા તે પાછળ કોઈ દિવસ પણ જોતી નહિ.

છતાં તે હંમેશાં તેની એ નજરથી અને તેના એ ચહેરાથી છટકી શકતી નહિ. જ્યારે રાણીઓ સાથે તે બેઠી હોય અને વીરસિંહ ત્યાં આવી ચડે ત્યારે તેનાથી ઊઠીને ચાલ્યા જવાતું નહિ. જરૂર પડે ત્યારે જ અને તેટલા જ શબ્દો બોલી બાકીનો

બધો સમય એવે પ્રસંગે તે શાંત બેસી રહેતી. પણ એ બધો સમય તે નકામો ગુમાવતી નહિ. મામીઓ સાથે કેવા અભિનયથી અને કેટલી છૂટથી વીરસિંહ વાતો કર્યે જતો હતો, કેવી કેવી મશ્કરીઓ પણ વચ્ચે વચ્ચે તે કરી લેતો, અને તે ગમે તેવું ખરાબ બોલે કે ગમે તેટલા ખરાબ અભિનયો કરે છતાં કેવું હસીને રાણીઓ એ બધું ચલાવી લેતી એ બધું જીનેટના મનમાં બરોબર વસી જતું. અને કોઈક વાર બેમાંથી એકાદ મામી અને ભાણેજ એકલાં બેઠાં હોય અને ઓચિંતી જીનેટ ત્યાં જઇ ચડે ત્યારે રાણી જરીક જ ચમકી ઊઠતી તે પણ જીનેટની નજર બહાર જતું નહિ. અને આ બધાંનાં કારણો, જીનેટને તો કલ્પના કરતાં રાજા સાહેબનો બીજી સ્ત્રીઓ તરફનો પક્ષપાત, રાણીઓનું બંધિયાર જીવન, અને વીરસિંહની લંપટતામાં યે રહેલી નિર્ભયતા જ લાગતાં.

વીરસિંહનો ત્રાસ વધતો જતો હતો. દારૂમાં ચકચૂર હાલતમાં ડૂબેલો તો તે ઘણી વાર દેખાઈ આવતો. કોઇની તેની વિરુદ્ધ એક શબ્દ સરખો બોલવાની હિંમત ચાલતી નહિ. જીનેટ કદિકદિ એવી કૈં વાત કરવા જાય તો રાણીઓ આ રાજ્યની નિર્બળતાની હદ સુધી પહોંચતી ભલમનસાઇના, રાજાના અને રાણીઓના ચારિત્ર્યબળના, અને આવા જુવાન ભાણેજનાં હદમાં જ રહીને કરેલાં પરાક્રમોનાં ભારોભાર વખાણ કરતી. જીનેટને કૈં અનુભવ નહોતો એટલે તે આમ મૂંઝાતી હતી, તેમ તે રાણીઓ કહેતી. એક રાજાના વિકૃત શોખની વાત બેમાંથી એક રાણીને મુખે સાંભળી જીનેટ આભી જ બની ગઇ, કમકમી રહી, ત્રાસી ગઇ. પણ રાણીના મુખ સામે જોતાં તેને લાગ્યું કે આવી જુગુપ્સાપ્રેરક વાત કરતી હોવા છતાં તેના મુખ ઉપર તો તે વાતના આનંદ સિવાયનો બીજો કશો ભાવ નહોતો દેખાતો. અને એ રીતે ઘણા ઘણા રાજાઓના અંતઃ-

પુરની વાતો જીનેટને જાણવા મળી. હવે જ પેલા ચળવળખોરોની વાતોમાં કૈંક તથ્ય હશે તેમ તેને લાગવા માંડ્યું.

અને એટલામાં જ એ લોકોની બેવકૂફીનો દાખલો પણ તેને મળી ગયો.

સાંજે કૈંક કામે તે બહાર ગઈ હશે ત્યાંથી જીનેટ પાછી ફરતી હતી. ઉનાળાના દિવસો હતા. માંડ જરાક ઠંડક થઈ હતી. ગામના જુવાનો હવા ખાવા બહાર નીકળી પડ્યા હતા. જીનેટ પણ લહેરથી ચાલી આવતી હતી. રાજમહેલથી થોડે છેટે તે રહી હશે તેટલામાં તેણે સામેથી વીરસિંહને આવતો જોયો. તેનો આજનો ડ્રેસ જોઇ જીનેટને આશ્ચર્ય થયું. તેણે પાટલૂન, ઉઘાડું નેકટાઈ વિનાનું ખમીસ અને માથે હેટ પહેર્યાં હતાં. આમ કોટ પહેર્યા વિના નિકળતાં જીનેટે તેને પહેલી જ વાર જોયો. આમ તો બધા રાજાઓ અને રાજકુમારો હોય છે તેમ કપડાં લત્તાં પહેરવામાં તે અપ–ટુ–ડેટ હતો. પણ બીજી જ પળે જીનેટનું આશ્ચર્ય તિરસ્કારમાં ફેરવાઈ ગયું. વીરસિંહની પાછળ, તેનાથી બેએક હાથ દૂર, એક હજુરીઓ ચાલતો હતો. તેણે હાથમાં વીરસિંહનો પહેરવાનો કોટ અધર પકડ્યો હતો. એ કૈં અસાધારણ નહોતું. પણ તેની કોટ પકડવાની રીત ખરેખર અસાધારણ હતી. નાઝી સલામની રીતે તેનો હાથ લાંબો લંબાવેલો હતો અને કોટ જરા પણ ન ચોળાય કે તેની ઇસ્ત્રી જરા પણ ન બગડે એટલા ખાતર તે રીતે જ, જ્યાંસુધી કુંવર સાહેબને કોટ પહેરવાનું મન ન થાય ત્યાંસુધી, તેણે તેની પાછળ પાછળ ચાલ્યે રાખવાનું હતું. જીનેટને જોતાં જ વીરસિંહે સ્ત્રીઓ માટે જ અલાયદું રાખેલું પોતાનું સ્મિત જીનેટ તરફ ફેંક્યું અને બોલ્યો :

‘ હલ્લો ! ’

પાછળ પેલો હજુરિયો પણ ઊભો રહી ગયો.

આ ગુલામીભર્યા દૃશ્યથી આજે વીરસિંહ પ્રત્યેનો જીનેટનો સ્વાભાવિક તિરસ્કાર એકદમ વધી ગયો. તે પોતાનું નોકર તરીકેનું સ્થાન અને સહજ વિવેક પણ ભૂલી ગઈ અને તેનાં ‘હલ્લો’ નો સ્વીકાર પણ કર્યા સિવાય આગળ ચાલી ગઈ. થોડે દૂર જઈ તે ઊભી રહી, અને આગળ રૂવાબમાં ચાલી જતા વીરસિંહને અને તેની પાછળ લાંબો હાથ કરી સાવચેતીથી પકડેલા કોટને લઇ જતા તેના નોકરને, જ્યાંસુધી તે લોકો દેખાતા બંધ ન થયા ત્યાંસુધી, જોઈ જ રહી.

અત્યારે પણ એ દૃશ્ય યાદ આવતાં જીનેટના હોઠ અને આંખની ભમર, તે રાજ્યથી અને તે મહેલથી પોતે સેંકડો માઇલ દૂર હોવા છતાં અને વધારે ને વધારે દૂર ધકેલાતી જતી હોવા છતાં, અત્યંત સ્પષ્ટ તિરસ્કારમાં મરડાયાં.

એ બધું તો ઠીક હતું, ચલાવી લેવાય તેવું હતું, પણ છેલ્લા બનાવની બિભત્સતાએ અને નિર્લજ્જતાએ, ગમે તેમ કરી વરસ તો ખેંચી કાઢવું એવા, જીનેટના નિશ્ચયનો એકી સાથે નાશ કરી દીધો. એ વસ્તુ યાદ આવતાં તે ફરી ફરી કમકમી રહી.

તે દિવસે મહેલમાં કૈંક ઉત્સવ ગોઠવાયો હતો, અમલદાર વર્ગમાંથી ઘણાઓને એમાં જોડાવાનું આમંત્રણ હતું. પેલા વિલાયત જઇ આવેલા અને સારી ઉપાધિઓ મેળવી આવેલા એંજિનિયર સાહેબ, જે હંમેશા ‘બાપુ’ની મોટર નીકળતાં પોતાની ઘોડાગાડી ઊભી રાખી, તેમાંથી નીચે ઊતરી, અકબરના જમાનાની સલામથી તેમની પસાર થઇ ગયેલી મોટરને વધાવી લેતા અને એ રીતે જીનેટને ખૂબ જ હાસ્ય ઉપજાવતા, તે આવ્યા હતા. બીજા બે ચાર અમલદારો હતા. પેલા ઠાકોર સાહેબના ખાસ સેક્રેટરી સાહેબ જે જીનેટ આવી ત્યારે શરૂઆતમાંજ એક

